Rev Dr. Duff—whose name is famous not only in Calcutta, but throughout all India, on account of his great learning, wide acquaintance with the customs and usages of the country, and for his benevolent intentions towards the people In the course of a conversation extending to about an hour, we touched on various subjects, such as the Babus, the thoughts and tendencies of their rising youth, female education, the practices of the Hindus, &c , &c , and had the opportunity of making ourselves acquainted with the views of this eminent divine He spoke hopefully of India's future, which, he said, mainly depended upon the spread of education, which, as it permeated more and more through the lower orders, would effect a corresponding change in their condition , and while it would not, of course, bring about a wholesale conversion of the people to Christianity , it would lead them, by degrees, to a renunciation of their idolatrous practices—a result which none can well prevent

Talking of the intellectual qualities of the Babus, the Doctor expressed a very high opinion of them, giving them credit for possessing a marked capacity for the study of mathematical, legal, and medical sciences, as well as for powers of hard and systematic application as students in general

Referring to the tendency of their religious views, the Doctor considered it to be in an unhealthy state—the free indulgence on the part of some of the Babus in eating, drinking, and other sensual pleasures, having given rise to feelings of deep sorrow in the heart of this well-wisher of theirs Let us hope that such of the educated Hindus of our own island as have contracted a taste for the pleasures of the bottle will take this as a warning against the continuance of their habit for their future, in the opinion of Dr Duff, as well as of all right-thinking men, is most saddening to contemplate Speaking of the Brahmo Samaj, he said that he had himself witnessed it to assume, one after another, three different phases since its birth, and that though he was far from agreeing with the views entertained by it, he liked the institution in so far that its fundamental object was to turn from the worship of idols to the adoration of one Supreme Being void of form or figure The learned divine had a high conception of the worth of Babu Keshab Chundra Sen, who, if we are not mistaken, is his pupil, and who would appear to have always kept his veteran

master before his eyes as a model for imitation in his eloquent and impassioned delivery

Before leaving, we informed the Doctor of our intention to go and see the "Bália Ghaut" that evening, when at once he exhibited his emotions of compassion for the innocent victims of this custom, and deplored that although there were so many enlightened Babus in Calcutta, they had not bestirred themselves to put a stop to the continuance of the pernicious practice prevailing at that Ghaut even at the present day This evil practice, and several other social and moral topics relating to the people of Calcutta and Bombay, are contrasted and discussed at length in the Gujarati portion of the work, but, from want of space in this volume, the author regrets he cannot give further translation of these subjects

master before his eyes as a model for imitation in his eloquent and impassioned delivery.

Before leaving, we informed the Doctor of our intention to go and see the "Bália Ghaut" that evening, when at once he exhibited his emotions of compassion for the innocent victims of this custom, and deplored that although there were so many enlightened Babus in Calcutta, they had not bestirred themselves to put a stop to the continuance of the pernicious practice prevailing at that Ghaut even at the present day. This evil practice, and several other social and moral topics relating to the people of Calcutta and Bombay, are contrasted and discussed at length in the Gujarati portion of the work, but, from want of space in this volume, the author regrets he cannot give further translation of these subjects.

# હિંદુસ્થાનમાં મુસાફરી.

# TRAVELS IN INDIA.

## મુસાફરીની અગત, તે કેમ કરવી.

માફરી કરી સાથી માણુસ જાતની અક્કલ અને હોશ ખરેખર વધેછે, એ વાત
ું કરવાની જરૂર નથી. જેમ બાળપણમા છોકરાઓને કેળવણી લેવા નિશાળે
વાની જરૂર છે, તેમજ છોકરાઓએ કેળવણી લીધા પછી, આ દુનીઆના
વેહેવારમાં નાખ્યા આગમચ, જે માબાપોની શક્તિ હોય તેઓએ તેમને
ી કરવા મોકલવાની જરૂર છે, જેથી તેમના જ્ઞાન, હોશ અને હિંમતમા
થશે નિશાળમાં કેળવણી લઈ જેટલુ જ્ઞાન સંપાદન કરીયુ હશે તેના કરતા
, વધારે જ્ઞાન આ દુનીઆની મોહોટી નિશાળ તરફ મુસાફરી કરી-
મેળવી શકાશે. આ જ્ઞાન તથા એથી મળતો અનુભવ, પછવાડેના દીવ-
તેમને ઘણોજ ઉપયોગી થઈ પડવાનો ટુંકામા બોલીએ તો જે દેશના લોક
ી કરેછે અથવા વેપારને સારૂ દેશ પરદેશ ફરેછે તે દેશની તથા તીહાંના
ી હાલત ખરેખર સુધરતીજ છે. જે દેશના લોક પોત પોતાની હદમા અટકી
ભરાઈ બંધ રહેલા છે તેમની હાલત ખચીત ઉતરતીજ છે.

# હિંદુસ્થાનમાં મુસાફરી.

# TRAVELS IN INDIA.

## મુસાફરીની અગત, તે કેમ કરવી.

સાફરી કીધાથી માણુસ જાતની અક્કલ અને હોશ ખરેખર વધેછે, એ વાત
ા કરવાની જરૂર નથી. જેમ બાળપણમાં છોકરાઓને કેળવણી લેવા નિશાળે
વાની જરૂર છે, તેમજ છોકરાઓએ કેળવણી લીધા પછી, આ દુનીઆના
વેહેવારમાં નાખ્યા આગમચ, જે માબાપોની શક્તિ હોય તેઓએ તેમને
રી કરવા મોકલવાની જરૂર છે, જેથી તેમનાં જ્ઞાન, હોશ અને હિમતમાં
થશે. નિશાળમાં કેળવણી લઈ જેટલું જ્ઞાન સંપાદન કીધું હશે તેના કરતાં
વધારે જ્ઞાન આ દુનીઆની મોહોટી નિશાળ તરફ મુસાફરી કરી
મેળવી શકાશે. આ જ્ઞાન તથા એથી મળતો અનુભવ, પછવાડેના દીવ-
તેમને ઘણોજ ઉપયોગી થઈ પડવાનો. ટુંકામાં બોલીએ તો જે દેશના લોક
રી કરેછે અથવા વેપારને સારૂ દેશ. પરદેશ ફરેછે, તે દેશની તથા ત્યાંહાંના
ી હાલત ખરેખર ચઢતીજ છે. જે દેશના લોક પોત પોતાની હદમાં અટકી
ભરાઈ બંધ રહેલાં છે. તેમની હાલત ખચીત ઉતરતીજ છે.

ે તે ચરે, બાંધ્યો ભુખે મરે", આ કેહેવત મશહુર અને ખરી છે. જો આપણા
માનબર લોક પોત પોતાના લાયક છોકરાઓને આવી તરેહની પુરી કેળ-
આપી ઉધારે તો તેઓ ખરેખર પોતાને તથા પોતાના દેશને ઘણોજ ફાયદો
આપણી નામદાર મહારાણીના ફરજંદોએ મુસાફરી કરી છે. એ
ીકરાની ગાદીનશીની વખતે જ્યારે પોતાની હેયાતીમાંજ લખી મુકી હતી.

જો તે મહાપુરૂષ શાહાજાદો જીવ્યો હોત તો તેણે જે ગોઠવણ કરી હતી તે પ્રમાણે પુરતી મુમાફરી તેના કુંઅરોએ કરી હોત, પણ દૈવયોગે એવું નહીં બન્યું, તોપણ આપણી નામવર મહારાણીના રાજપુત્રો ઘણા અગતના દેશોમાં ફરી વળ્યા છે; એથી પુષ્કળ અનુભવ તેઓએ મેળવ્યો છે, જેના ફળ હવેપછી આપણ ચાખવાની ઉમેદ રાખીએ છેએ. એજ પ્રમાણે હિંદુસ્થાનનાં જુદાં જુદાં પ્રાંતના સઘળા રાજવશીઓએ પોતે અને તેમની ગાદીના વારસોએ મુસાફરી કરવી ઘણીજ અગતની છે. એ વીશે મુંબઈના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે એવી ભલામણ દક્ષણ પ્રાંતના સરદારોને અને તેમની ગાદીના વારસોને વારવાર કરીછે.

આપણી મહારાણીના રાજકુંઅરોમાના એક કુંઅરે તો પૂર્વદીશાના ઘણાક દેશોતરફ મુસાફરી કરી છે. આસ્ટ્રેલીયા અને કેપ તરફ મુસાફરી કરી એકવાર પાછો પોતાની સ્વદેશભુમીમા જઈ તીહાંથી ફરીને પાછો મુસાફરીએ નીકળ્યો તે છેક ચીનના પાયાતખ્ત સુધી જઈ પોહોંચી, જેપાન દેશમાં ફરી વળ્યો છે અને તીહાંથી હાંગકાંગ, સીંગાપોર તરફ જઈ આપણા દેશ હિંદુસ્થાનમાં મુસાફરી છેક પેશાવર સુધી કરી છે. આપણા શાહાજાદા આલફ્રેડના આપણા દેશમાં આવી જવાની યાદ તો દેશી લોકમાં ઘણીજ સારી પેઠે રેહેશે, અને હમો જણાવવાને જરાપણ અચકાતા નથી કે મુબઈ શેહેરમાં આ શાહાજાદા તરફ જે ખોલ્લું અને મોહોબત ભરેલું દીલ દેખાડવામાં આવીયું છે, એવુ તેણે થોડેજ ઠેકાણે જોયું હશે મુબઈની પારસી કોમમાં તેમની સ્ત્રીઓ તરફથી તેને લાયકનુ જે માન અને પાદશાહી ખાનદાન તરફ જે ઘટતો પીયાર સુધરેલી કોમવાળા તરફથી ખુદરતી રાહે દેખાવો જોઈએ તેવો તેણે જોયો છે, એથી અલબતાં પારસી કોમવીશે શાહાજાદો સારૂ મત લઈગયો છે, અને તે છેક તેની પીયારી માનવંતી માતાના કાન ઉપર જયા વગર નથીજ રેહેવાનું." આથી પારશી ટોલાને ભારી માન અને શાબાસી છે, તેમજ આટલુ બોલીયા વગર પણ રહાતુ નથી કે પારશી ટોલામા દેખાદેખીથી કોઈવાર હરેક સારૂ કામ કરતાં હદની બાહેર કેટલાકો જઈ લાગેછે, અને તેથી સારાં કામને કોઈવાર સાંમી ઝાંપ લાગે એવા કેટલાક દાખલા આ હંગામે બારૂહલટમા આવીયાથી બનીયા છે, પણ તે સાંદાં દીલથી બનેલા સમજીને પર આટલોજ ઈશારો કરેલો બસ છે

શાહાજાદાને જે હુરમત ઇજ્જત મળી છે તેથી આપણી ભલી રઇએતવીશે તેણે મારૂંજ મત બાંધીયુ છે. આપણા દેશી રાજા અને અમીર ઉમરાઓએ અને દેશી રઇએતે જબરી રકમખરચ પઇસા મોટા દીનસાથે ખરચી, શાહાજાદાનો જે આદર-સતકાર કરીયો છે, તેમા એવી રીતે એવુ માલુમ પડીયુ છે, કે જેથી આદરમાન આ રાજકુમારને આપીયામા આવીયુ છે તેમા એ રાજકુમારની મહામદ્દગુણી અને ભલી પરોપકારી માતા આપણી માનવતી મહારાણી તરફ તેઓ મધ્ળા-ઓએ અને દરેકે પોતેની નજર રાખીને કરીયા છે. પણ પ્રમાણિક કુમારે તો એવીશે વિચખી નજરથી જોઈ ખોલ્લુ જાહેર કહી મબ્જાવીયુ છે કે જે આદરમાન અને પીયાર આ દેશાની રઇએતે દેખાડવીયા છે, તે ઉપરથી તેની ખાત્રી થઈ ચુકી છે કે, આ દેશાની રઇએત મહારાણી તરફ સંતોષ અને વફાદારી ભરેલુ દીલ ખરેખરજ ધરાવેછે, અને જેમ જેમ કેળવણીનો પ્રમાણે રઇએતમા વધતો જશે તેમ તેમ લોક વધારે સંતોષ ભરેલા, કાયદાને માનભરેલી રીતે તાબેદાર અને વધારે વફાદાર થતા જશે. શાહાજાદાના આ ટુકા વચનોમા ઘણા લાંબા વિચારો સમાવેલા છે. પાદશાહી ખાનદાનના કેળવણી પામેલાઓ હમેશ થોડુંજ બોલે-છે, અને થોડા બોલામા ઘણી મતલબ ધરાવેછે

હવે ખરેખર આ નવજવાન શાહજાદો જારે પોતાની વાહાલી માતા આપણી મહારાણી પાશે જઇ ઉભો રેહેશે અને હિંદુસ્થાનના દેશીઓ વીશે એવુ જાહેર કરશે કે, જે જાહેજલાલી ભરેલી ઇજ્જત અને હુરમત તેને આ દેશામા મળી છે, તે સઘળી આ દેશાની રઇએતની તે મહારાણી તરફ વફાદારી ભરેલાં દીલ હોવાના સબબથી મળી છે, તો આ જેવી મુબારકબાનીની અસર આપણી માનવતી રાણી ઉપર, તેના પ્રધાનો ઉપર, પારલામેંટની આખી સભા ઉપર, અને આખી ઇગ્રેજી કોમ ઉપર એવી તો જબરદસ્ત થશે કે કોઈબી બીજી સારેદી રાહવાઇથી એવી થઈ નથી શકનાર. આથી આપણ દેશીઓચ્ચે અને આપણી ઉપર રાજકર્તા ઇગ્રેજો વચ્ચે મીનાચારીનો રા. વધારે મજબુત બનાવો જોઇએ, એમા તો કઈ શક છેજ નહી એના સારા પરિણામો જોવાને ટગાયની નજરે ભવિષ્યકાળ ઉપર જોવાનું રહ્યુ છે.

આ ઠેકાણે પુસ્તક મનાવનાર જણાવવાને રજા લીએછે કે જારે શાહ-જાદા આલફ્રેડનુ મુંબઈમા આવવુ થયુ તે વખત જોગનાઈ હાત કરી, વારણ

શોખી મંડળીમાં એક નાહાની સરખી, પણ લાંબાં વખત સુધી ટકી રહે, એવી તેની પધરામણીની યાદગારી રાખવાની મતલબથી, ગ્રંથકર્તાએ હિંદુસ્થાનમાં કરેલી મુસાફરીનો એહવાલ જે લખી રાખીયો હતો તેનું પુસ્તક શાહાજાદાની મુસાફરીની મતલબને અનુકુળ હોવાથી, તેની પરવાનગી લઇ તેને અરપણ કરવાનું વાજબી ધારીયું, અને એવીરો શાહાજાદાને અરજ કરી, તેમાં એવું જણાવીયું કે, આ પુસ્તક લખવાની મુખીય મતલબ એજ છે કે, દેશીરાજા, અમીર ઉમરાઓ, અને બીજા શક્તિવાન સાહેબોમાં મુસાફરી કરવાનો તથા તેથી તેમનો અનુભવ વધારવાનો શોખ ઉતપંન થાય, અને એવું કરવામાં શાહાજાદાએ તથા તેનાં આખાં પાદશાહી કુટંબે એક અછો કરી દેખાડવેલો દાખલો સઘળાંની નજર સાંમણે ધરીયો છે. એના જવાબમાં રાજકુંઅરે ખુશીસાથે આ પુસ્તક પોતાને અરપણ કરવાની પરવાનગી આપી તથા આ પુસ્તકમાં આપેલાં સઘળાં ચીત્રોનો એક સુંદર " આલબમ " બનાવીને ગ્રંથકર્તાએ તેની સાંમણે ભેટ દાખલ ધરીયો હતો, તે તેણે મોટી ખુસી અને ઉપકાર સાથે કબુલ રાખીયો અને કાગજના ઉત્તરમાં તેણે એવી ઇછા લખી જણાવી કે, આ પુસ્તક જે મતલબથી લખાયું છે તે મતલબ પારપડે. આ ભલા રાજકુંઅરે પુસ્તક લખનારની અરજ કબુલ રાખી તેથી તેને શોભા થઈ છે જે વીશે જાહેર રીતે આ ઠેકાણે શાહાજાદાનો ઉપકાર માનવાની ગ્રંથકર્તા એક પોતાની અગતની ફરજ સમજેછે.

આ ઠેકાણે એક બીજી અગતની બાબદ ઉપર ખુલાસો કરવાની પુસ્તક લખનારને એક સારી તક મળી છે. એ બાબદ વીશે ગ્રંથકર્તાને, સરકારી રાજદરબારી ખાતાંના એક મોટા અમલદાર સાથે વાતચીતમાં, ઇંગ્રેજ સરકારનું ઘણુંજ ભલું દીલ, આપણા દેશી રાજા અને મહારાજાઓ તરફ માલુમ પડીયું છે. જારેખી કોઈ એવા મોટા પ્રસંગો આવે કે જે વેળા રાજદરબારી મોટા મેલાવડા થાય તે વેળા અકસર કરીને ઇંગ્રેજ સરકારની એવીજ ઇછા છે કે આસપાસના દેશી રાજાઓ અને અમીર ઉમરાઓ તથા તેમના કુંઅરો અને પ્રધાનો તથા બીજા મોટી પદવીના દેશીઓ આવા મેલાવડામાં આવી બીરાજે અને સામેલ થાય. ઇંગ્રેજ સરકારની એવીજ ઇછા છે કે રાજા, મહારાજાઓ એક બીજામાં મળતા બેશતા અને તેમની મીત્રાચારીમાં વધારો કરાતા રેહે, દેશો દેશની રીત-

ભાંત જોઈ તેમના પોતાના દેશમાં સું સું ફેરફાર કરવો તેવીશે કેટલાક નવા વીચારો તેમના મનમાં ઉત્પંન થાય. આવી શુભ ઇછા અને મતલબ-થીજ ઇંગ્રેજ સરકાર વારંવાર દેશી રાજાઓને આમંત્રણ કરેછે, અને આ રાજાઓને થોડા દીવસ પરકી જગાપર આવી રેહેતાં, ઇંગ્રેજ સરકારસાથે અથવા કોઇ બીજાં કારણસર કોઈ કામંકાજ અથવા મસલહત લેવી પડે અથવા કાગજ પત્રોનો સંદેશો ચલાવવો પડે તો તેજ વખતે જલદીથી કામ બજા લાવવાને દરેક દેશી રાજાની સાથે તેમનાં રેસીડિનટોને હાજર રેહેવાની ઇંગ્રેજ સરકાર જરૂર પાડેછે. આ સઘળી ગોઠવણ દેશી રાજાઓની સગવડ અને ફાયદાને શાર કરેલી છે, અને જેઓ આ ઉપરથી એવું સમજે અથવા વીચારેછે કે રેસીડિનટો દેશી રાજાઓ ઉપર અકસર કરીને દેખરેખ રાખવાને સાથે આવેછે, અને તેઓ રાજાને મનગમતી રીતે ફરવા દેતાં નથી, એ વીચાર તદન ખોટો અને એ વાત તદન પાયાવગરની છે. એજ મુજબ જેઓ એવું ધારેછે કે ઇંગ્રેજ સરકાર દેશી રાજાઓને બાહેર મુસાફરી કરવાની મનાઈ કરેછે, એ વાત પણ બીલકુલ ખોટી છે. આગળ ખુલાસો કીધો તે મુજબ જાણવું જોઈએછ કે કોઈબી દેશી રાજા અથવા રાજપુત્રો તેમનો પોતાનો અનુભવ વધારવાને આ દેશમાં અથવા ઇંગલંડ, યુરપ, અથવા અમેરીકા દેશોમાં મુસાફરી કરવાની ખાયશ બતલાવશે તો તેમને ઇંગ્રેજ સરકાર તરફથી જરાબી મનાઈ અથવા અટકાવ નથી થવાનો, બલકે ઓર સાંબું સરકાર તરફથી તેમને ઉત્તેજન મળવાની વકી થઈ પડશે.

મુસાફરી જો અનુભવવાળા તથા અવલોકનશક્તિ ધરાવનાર, તેમજ વગવાળા શખશોની સંગતમાં કરી હોય તો તેથી ઘણીએક તરેહનાં ફાયદા હસિલ થાયછે, જે ફાયદા ખુદ પોતેજ એખલા મુસાફરી કરવાથી ઘણું કરીને નથી મળી શકવાના. પેહેલાં જણાવેલા ગુણોવાળા શખશોની સંગતમાં મુસાફરી કીધાથી આસપાસની ખુદરતી જોવાલાયક ચીજો તથા શાંભળવા લાયક બાબદો મારફતે અને ચોકસાઇથી જોવાને અને જાણવાને બની શકેછે, તેવું અને તેટલું એકલાં જોયા અથવા પુછ-પરછ કીધાથી નથી બની શકતું. ઘણીએક જાણવા લાયક બાબતો અને ચીજો કોઈ વાર આપણી આંખ આગળથી પસાર થઈ જાયછે તે વીશે આપણ એક-લાને કશી ખબર પડતી નથી અથવા એકુ ખ્યાલ વટીક પણ આવતો નથી, પણ

જો સંગાતે ઉપલા ગુણવાળા શખશે હોય તો એક બીજાને અરસપરસ ઘણો ફાયદો થઈ શકેછે. તેમજ બીજો ગુણ એટલે વગવાળાં માણસની સંગત મળ્યાથી મુસાફરીની રંજ અને અડચણો ઓછી થાયછે. તેમાં ઘણું કરીને હિંદુસ્થાનની હાલની હાલત પ્રમાણે મુસાફરીમાં એવી સંગતની અગત જો કે આગગાડી ચાલુ થઇ છે તોએપણ હજુ ઘણીજ છે. યુરોપખંડમાં ઘણુંકરીને સઘળી તરફ રેલવે હોવાથી મુસાફરોને જેવું સગવડ અને સુખ તઈઆર મળી આવેછે તેવું હજુ હિંદુસ્થાનમાં હાલ ઘણેક ઠેકાણે નથી મળી આવતું. એ ઉપરથી જે કોઈ માણસ આ દેશમાં એકલું મુસાફરી કરવાને નીકળ્યુ તો બરેખર તે બીચારાનાં સ્વપનામાં પણ નહીં હશે એવી અડચણો તેને નડવાની અથવા મુસીબતો ખમવી પડવાની; જેથી તે મુસાફર સરૂઆતમાંજ હારખાઈ પાછો ફરે, અથવા કોઈવાર પોતાના જીવને ધાસ્તીમાં નાખે, એવું બનવાજોગ છે. હમારી મતલબ એવું જણાવીને કોઇને નાહીંમત* કરવાની નથી. હમો સાબી ઉલટ અને હીંમત આપી શકીએ છેએ કે જેમ જેમ આગગાડીનો રસ્તો વધતો જાયછે તેમ તેમ આપણા દેશમાં મંજલની રંજ અને અડચણો ટલતી જાયછે, તોએપણ એક ચેતવણી અથવા ઈસારો કરવાની અગત છે, કે મુસાફરે હિંદુસ્થાનમાં જેમ બની આવે તેમ એકલું અને ખાલી હાથે બાહેર નહીં નીકળવુ. બની આવતાં તેવા હોશીઆર અને વગવાળાં આદમીની સગત તથા ભલામણ મેળવવી તથા જરૂરની ચીજો સાથે રાખી બાહેર પડવુ બેહેતર છે. હમારી મુસાફરીમાં ૧૪) ચૌદ પુરૂષોનો એક નાહાનો મરઓ કાફલો થયલો હતો; વળી ઠેકાંણે ઠેકાંણેથી ઓળખાણ, ભલામણ અને સીફારસના કાગળ પેનો સાથે લીધાં હતાં, તોએપણ જોરે છતે વગે અને છતે છુટે હાથે પૈસા ખરચતા કોઈ કોઈવાર હેરાનગતી જબરી ભોગવવી પડી હતી, ત્યારે વીચાર કરવો જોઇયે કે વગર વગવાળા અને એકલા મુસાફરને કેટલું મોસવું અને ખમવું પડે વારૂ ?

## મુસાફરીની ઈછા ઉત્પંન થવાનુ કારણ.

હિંદુસ્તાન દેશમાં કરીને તેનાં શેહેરોની આબોહવા જાણવાની અને તાંહાંની વસ્તીની હાલત નજરે નજર જોઈ વાકેફ થવાની ઈચ્છા થયાથી, તથા આ દેશનાં પ્રાચીન કાળનાં કૃત્યો અને તેમનાં શેષની રહેલી નીશાનો જોવાની હોંસ થયાથી, અને એવુ જોવાને જેઓથી નહી બની આવતું હોય તેઓની હજુરમાં એ

વીરોનું ટુંક બયાન ગુજારવાની ઉમેદ રાખીને આ દેશમાં મુસાફરી કરવાના કેટલાએક ગૃહસ્થોએ ઠરાવ કીધા. એ કામ ઉઠાવવામાં મુખ્ય આગેવાની કરવાનું માન શેઠ પુરશેદજી નોશેરવાનજી કામાંજીને ઘટેછે. એવાં કામમાં આ લાયકી ભરેલા ગૃહસ્થને અસલથીજ ઘણી ઉલટ છે. તે ઉલટ એટલે સુધી જોવામાં અને તપાસવામાં આવી છે-કે કોઈ સારૂં કામ ઉઠાવી તેને પુરૂં થયલું જોવાને છેક છેલ્લી ઘડી સુધી બનતી કોશેશ કરવાને એ ગૃહસ્થ હટનાર નથી; એટલુંજ નહીં, પણ કોઇવાર અડચણની વખતે કામ બજાવવાને પોતાને માથે બોજો પડે તેવી ચીજ ઉઠાવવી પડી તો તે પણ ઉઠાવવાને મોહોટી ખુશીથી શેઠનો દરજ્જો એકકોરે મુકવાને અચકાવાનાં નથી. એહેવા ગૃહસ્થની તથા એઓ-ની સાથે ડાકટર ભાઉ દાજી જેવા મકલગુણસંપંન વિદ્વાનની સંગત મળ્યાથી અને શેઠ પુરશેદજી રૂસ્તમજી કામાંજી જેઓએ યુરોપખંડમાં ઘણેક ઠેકાણે મુસાફરી કરી,સારૂં જ્ઞાન અને હોશીઆરી મેળવી છે તેમનાં આ મુસાફરીમાં સાથે જોડાવાથી, આ પુસ્તક લખનારને પણ એવી મંડળીમાં ભેગું થવાની ઉલટ થઇ. શેઠ મનચેરજી મેહેરવાંનજી નાળીએરવાળાએ પોતાની ખુશીથી આખી મુસાફરીને લગતી રસ્તાની સઘળી તજુમલ અને ગોઠવણ કરવાનું કઠણ કામ પોતાને માથે ઊંચકી લીધું હતું; અને એવાં કામમાં એમને સંસાર વેહેવારનો ઘણો અનુભવ હોયાથી તથા તેની સાથે પુરા મીજાજની કુદરતી બખશેશ ધરાવનાર શખસ એવણ હોયાથી એવણ એક ઘણાજ પસંત અને ઉપયોગી મીત્ર આખી મુસાફરીમાંથઈ પડ્યા હતા. એવણના હાત હેઠળ મદદગારતરીકે,ભાઈ રૂસ્તમજી ફકીરજી કોપરને સાથે આપીયા હતા, પણ આગળ એહેવાલ વાંચતાં માલુમ પડશે કે આ જુવાન પેહલવાન જેણે પોતાનો પગ કોઈ દાહાડે શેહરની ભાગળથી બાહેર નહીં કાહાડેલો, તેની ઉપર જારે અણજાણી જગા અને જંગલોમાં એકલું અવારસું કામ કરવાનું આવી પડતું, ત્યારે તે ખીચારો મદદગાર થવાને બદલે "અરે મહને કોઈ ઉગ્આરે" એવી મદદ લેવાજોગ હાલતમાં ઘણીવાર રમુજ પડે એવી રીતે આવી પડ્યો હતો. ડાકટર ભાઉ દાજીએ પોતાના એક જરમન મીત્ર નામે મીસ્તર "એડવર્ડ રીહીઆરિટક" ને કુદરતી દેખાવ જે જોવામાં આવે તેમના ચિત્રો પાડવાને તથા કેટલીએક બાબદોની નોંધ કરી લેવાને પોતાની સાથે મદદગાર લીધા હતા.

પેહેલાં એવો વીચાર થયો કે મુંબઇથી કરાંચી જવું, અને તે માર્ગે મુલતાન થઈ લાહોર, અને તીહાંથી છેક કાશ્મીર સુધી ઉપર જવું. પછી તીહાંથી પાછું ફરી દિલ્લી, આગરા, લખ્નૌ, કાનપોર, અલાહબાદ, બનારસ વગેરે મુખ્ય શેહેરો જોતાં કલકત્તે પોહોંચવું; અને કલકત્તેથી આગબોટની મારફતે મદરાસ જવું. મદરાસની આસપાસની જગાઓ જોઈ તે વખતે ચાલુ થયલી રેલવેને રસ્તે બેપુર આવવું, અને બેપુરથી પાછા સ્ટીમરની મારફતે મુંબઈ આવવું. પુછપરછ કરતાં એ માર્ગે કેટલીએક અડચણો માલુમ પડી તથા એ માર્ગે ફરી વળવાને પુરતો વખત નથી મળી શકવાનો એવું જણાયાથી ઉપલો વીચાર ફેરવવાની જરૂર પડી. બીજો વીચાર પછી એવો કીધો કે મુંબઇથી પેહેલાં શોલાપુર જવું, અને તીહાંથી નીજામ હેદરાબાદ થઈ, જે રસ્તો ફાવતો માલુમ પડે તે રસ્તે મદરાસ જવું. તીહાંથી સ્ટીમરની મારફતે કલકત્તે જવું, અને કલકત્તેથી, અલાહબાદ, બનારસ, (કાશી) લખ્નૌ, આગરા, અને દિલ્લી જોઇને છેક કાશ્મીર સુધી જો વખત મળે તો પોહોંચવું, અને પછી તીહાંથી ઉતરતાં, લાહોર, મુલતાન, સિંધ હેદરાબાદ અને કરાંચી થઇને મુંબઈ આવવું. આ ઠરાવ પાકો તો કીધો, પણ "માણસનું તો બોલવું છે અને ખુદાનું તો કરવું છે." તે કેહેવત પ્રમાણે આ છેલ્લા ઠેરવેલા માર્ગની મુસાફરીમાં વગર ધારેલી અડચણો નડયાથી, માત્ર દિલ્લી સુધી પોહોંચતાં વખત એટલો તો ભરાઈ ગયો, ગરમી અને સખત તાપ એવા તો પડવા લાગ્યો કે આગળ જવું વાજબી નથી, એમ ધારીને દિલ્લીથીજ પાછું ફરવું બેહેતર જાણ્યું. પાછું ફરતાં, આગરાને માર્ગે સિંધીયા અને હોલકરની રાજધાનીના મુખ્ય શેહેરો, ગોવાલીઅર અને ઇંદોરની ભેટ લીધી હતી, અને તીહાંથી મહુને રસ્તે સીંધવાઘાટ ઉપરથી જળગામ ઉતરયા હતા, જીહાંથી આગગાડીની મારફતે નાશીક થઇને પાછા મુંબઈ આવી પુગા હતા.

આ, સાથે જોડેલા નકાશા ઉપરથી માલુમ પડશે કે જે ચક્કર આસમાની રેપાનું પાડેલું છે, તે અમારી મુસાફરીનો માર્ગ અને વલાણ બતલાવેછે. એ ચક્કરનો ઘેરાવો આસરે ૧૨૦૦) બારસેં માઇલનો ગણ્યામાં આવ્યો છે.

' ઉપલી મુસાફરીમાં જે કેતરેવાર રંજ અને સંકટ પડયું હતું, જેવી કે ગાડીઓ ઉંધી વળી, તેમનાં પઇડાં નીકળી પડયાં, બળદો બેસી ગયા, કોઇવાર તેઓ ભર નદીનાં

પાણીમાં બેસી ગયાથી ગાડીમાં પાણી ભરાઈ ગયાં, કીચડમાં ગાડીનાં પઈડાં ખુતી રહયાં, તે કાહાડવાને જેમ ઈસપનીતીમાં કહેલા ગાડાંવાલાએ બુમો પાડી હતી તે પ્રમાણે નહીં, પણ બુમો પાડયા વગર હમોને ખેંચી કાહાડવાની ફરજ થઈ પડી હતી. દરીયાનાં તોફાનની યાદ રાખવા જોગ છકડ ખાધી હતી, અડીઅલ ઘોડાંઓને લીધે ભર નદીના મછવાના પુલ ઉપર મધરાત્રે ધોધો વરસાત, અંધારૂં, પવન, ગાજવીજનું તોફાન, અને સખત ઠંડી, ભુખે પેટે, અને પેયાસે હોટે ખમવી પડી હતી, તોએપણ એ સઘળું દુખ મોહોટી ખુશીથી અને હોંસથી ખમી શકાયું હતું, અને તેમાં ખુદાની મેહેરબાનીથી એક પણ શખસના શરીરને કોઈપણ તરેહેની ઈજા પોહોંચી નહીં હતી. જેમ સઘળા ખુશ દીલ, તનદરોસ્ત અને સંપ સાથે રવાના થયા હતા તેવાજ ખુશ દીલ, તનદરોસ્ત અને સંપ ભરેલા પાછા ફરયા હતાં. એ કંઈજ નહીં પણ ખરેખર તે રેહેમી મેહેરબાન દાદગરની હમો કમીના બંદાઓ ઉપર એક મોહોટી નવાજેશ થયલી સમજી, મઘળી નમનતાઈથી આ ઠેકાણે તેની નોંધ કરવાની એક આઇન ફરજ હમો સમજીએ છેએ.

એ મુસાફરીનો રસ્તાનો ખાધા પીધાનો અને ગાડી ભાડાં વીગેરે તમાંમ ખરચ રૂ ૧૨૦૦૦ થી ૧૩૦૦૦) તેર હજાર સુધી થયા હતો.

## મુંબઈથી પુણા અને શોલાપોર.

**તા૦ ૨૨ મી ડીસેંબર**—આ દીને મુંબઈથી સહવારના આઠ કલાકે બાએખલા સ્ટેશન ઉપરથી પુણા લાઈનની ગાડીમાં, દોસ્ત આસનાઓને મલીઆ ભેટીઆ પછી રવાને થયા હતા. બોરઘાટ ઉપર ટનલો (પાહાડો કોતરીને કરેલા રસ્તા) એ વખતમાં પુરા નહીં થયલા હતા તેથી ખપોલી આગળથી ઘાટ ઉપર ચઢવાને તટુ, ઘોડાં, પાલખી, ગાડીઓ વીગેરેનો ઉપયોગ થતો હતો. પાલખીમાં બેસીને ઘાટ ચઢવાની ગોઠવણ ઉતારૂઓ મુંબઈથી કરતા હતા અને તેનું દામ વઢીક પણ આગળથી આપતા હતા, તોએપણ તેવા શખસોને રેલવેના બારભાયાના રાજકારભારથી એટલી ખાતરી નહીં મળતી હતી કે તેમનાં આપેલાં દામ પ્રમાણે તેમને પાલખી અથવા તેવી સારી ગાડી મળશેજ. પણ એ વાતની સાબેતી ખપોલી પોહોંચ્યા સીવાય મળી નહીં શકતી હતી; તેથી એટલી બાબત રેલવે-

2 T

વાળાઓના હકમા ફાયદા ભરેલી હતી. એટલા સબબથી ખપોલી આગળ એ વખતમાં હંમેશ એક જોવા લાયક અને કોઈ કોઈવાર તો દીલગીરી ભરેલો બનાવ બનતો હતો. ખપોલી આગળ ટરેન (આગગાડી) આવી ઉભી એટલે પેહેલા અને બીજા વર્ગના ઉતારૂઓ જાણે ધાડ આવ્યાથી લોક નાહામવા પડેલા હોય તેમ દોડાદોડીમા પડતા હતાં. પછી "મારે તેની તલવાર" આ કેહેવત પ્રમાણે હમાલીઓ અને લુચ્ચા લફંગા ઇંગરેજો અને કેટલાએક તેવા આપણા દેશીઓ પાલખી અને મારી ગાડીઓ જબરીથી પોતાને મારૂ લુટી લઈ જતા હતા, જેથી બીચારા ગરીબ ગૃહસ્થોને તેમની અમીલાઈ લીધે ઘણુ દુખ અને હેરાનગતી ખમવી પડતી હતી. એ અવેર કારભારમા કનટરાકટરો અને તેઓના માણસો મારીપીટ પોતાનુ ભલુ કરતા હતા, તેમ બીજા હાથ ઉપર ગરીબોને અને અસીલ ગૃહસ્થોને પૈસા ખરચી ઘાટ પગે ચાલી ચઢવો પડતો હતો, અથવા કોઈવાર "દમની" નામની બે પઇડાની બળદની ગાડીમાં બેસીને જે ઉતારૂઓને ઘાટ ચઢવા પડતો હતો તેમના "દમની" મલામતી જોખમમા આવી પડતી હતી

હવડા તો આવા મઘળા મકટો ઘણાખરા ટળી ગયા છે. બોરઘાટની અંદરનાં સઘળા ટનલો અને પુલો તેયાર અને પુરા થયા છે અને હાલ ગાડી ઘાટ ઉપરથી ઉતારૂ અને માલ સાથે ઠેઠ પસાર થઈ શકેછે. કમાઇ તો બહુ થાયછે પરતુ ગ્રેટ ઇંડીયન પેનીનસુલર રેલવે કંપનીના ભાગીદારોને તેમની થાપણ લાયક વ્યાજ ઉતપન નથી થતુ, અને ખરચ ઘણી ખરી કમઇ ખેંચી જાયછે, આ વાત ખરેખર દીલગીરી ભરેલી છે. પણ ભાગીદારોએ આ એક મોહોટો સતોષ માનવો જોઇયે કે તેમના પૈસાથી આજે બોરઘાટમા જે જે ટનલો અને પુલો કોતરાયલા અને બંધાયલા છે, તથા નદીઓ ઉપર જે મોહોટાં બાંધકામો થયા છે, એ ખરેખર જોવા લાયક અને યાદ રેહેવા જોગ એનજીનીઅરીંગ વિદ્યાની ફતેહની મહાભારત નીશાનો ઉભીથયલી છે. એ કામ પાર પાડવામા જેટલી ઇંગરેજોએ મનશકિત વાપરી છે તેટલી શરીરશકિત વાપરીને આપણા દેશીઓએ એ શાહાશીક કામો ઉઠાવી લઇને પુરા કરીયા છે તે કાંઈ થોડી કીરતીના કામો નથી. મરનાર નામાકીત જે. જે. બરકલી આ કંપનીના મુખ્ય એનજીનરે પોતાની અકલના બળે કરી બોરઘાટ ઉપરથી રેલવે લઈ જવાનો જે એક ઘણોજ કઠણ સવાલ હતો તેનો જેમ ફેંસલો કરી આપ્યો, તેથી જેવી તેની અકલની તારીફ તાજુબી સાથે આપણે

કરીએ છેએ, તેવીજ તાજુબી ભરેલી તારીફ, આપણે જે દેશી બેગારીઓ અને કારીગરોએ રાત દાહાડો પથર સાથે ટક્કર લડી તેને ફોડયો છે, તેમનાં ધીરજ અને હીંમતની કરવી જરૂર છે. શીરીન ઉપર ફરહાદ શીદા થઈ પોતાની માશુકનાં ફકત મશખરીના માંગવા ઉપરથી પાહાડો ફોડીને તે વાટે નદીનું પાણી શીરીનના મેહેલ આગળ ખેંચી લાવ્યો હતો, એવું કિસ્સા કાહાંણીમાં લખેલું છે; પણ હાલના જમાનામાં તો અકલ, વિદ્યા, હુંનર, હીંમત, સબુરી ઇતીયાદીનાં બળે કરી ખરેખર પાંહાડોને ખસેડયા છે, તેમની ઉપરથી, તેમનાં પેટમાહેથી અને બાજુએથી અને કહો તાંહાંથી રસ્તા કાહાડયા છે; નદીઓ અને દરીઆ ઓળંગ્યા છે; આવાં મહાભારત કામોના મોજુદ જીવતા દાખલા આપણા દેશમાં આગગાડીના રસ્તા દેખડાવી આપેછે.

ખંડાળેથી નીકળેલા સાંજના ૫॥ વાગે પુણાનાં સ્ટેશન ઉપર પોહોંચા હતા, તીહાં આપણી માનવંત સરકારથી માન પામેલા દસ્તુરજી સાહેબ ખાનબાહાદુર નોશીરવાનજી જામાસ્પજી પોતાની અને બીજી ગાડીઓ લઈ હમોને એસ્તેકબાલ લેવાને આવ્યા હતા, તેમની સાથે ભેટ થઈ. દસ્તુરજીએ હમારી મંડળીનો જે આદરસતકાર કીધો હતો તે ઘણોજ લાયકી ભરેલો નજર આવ્યો હતો અને દસ્તુરજી પોતાના પરોણા તરફ હંમેશ મોહોબત ભરેલું દીલ રાખેછે, એવું ઘણીવાર હમારા સાંભળવામાં આવ્યું હતું તે આ વખતે નજરે પડયું હતું. એ વીશે આ વખતે હમોને આ દસ્તુરજીનાં આવા સદગુણોની એક નોંધ કરવાને મોહોટી ખુશી ઉતપંન થાયછે.

આ રાત્રે ભવાની પેઠમાં શેઠ મીનશાહા માણેકજી પેટીટનાં એક ઘણાજ ખુશનુમાં બાગવાળા બંગલામાં હમોએ ઉતારો કીધો હતો. રાત્રે ૧૦ વાગા પછી એટલી બધી તાઢાડ લાગવા માંડી હતી કે વગ્ર કામાજીને થંડીના સબબમાં ભરાઈ આવ્યાથી, તેવણને બેથી ચાર કલાક સુધી બીછાનામાં ઓઢીને ગુપ રેહેવું પડયું હતું. એ પ્રસંગે થંડી અટકાવાનાં ઉપાયો વીશે જે જે સાહેબો મળવા બેસવાને આવ્યા હતા તેઓએ તરેહવાર અભિપ્રાય અને મતો આપીયાં હતાં. વધારે મત જલદ દારૂ ઢીંકવા અને તીખું તમતમતું ખાણા વીશે પડયાં હતાં. પુણાની આબોહવા વીશે ઘણા જણનું એવું સાધારણ પણ ભુલ ભરેલું મત છે કે થંડીના દીવસમાં

ખરાંડી દારૂ અને મરચાં અગત કરીને તે જગાએ ખાવાની જરૂર પડેછે પણ આ વગરપાયાનું મત ફકત કલ્પનાથી બધાયલું છે દારૂનાં શોખી અને તબે-રાખનારને થંડી લાગવાથી દારૂજ પીવા ગમેછે, પણ જે દારૂનાં શોખી અને તબે-વાળા નથી તેમને થંડી લાગીયાથી દારૂ જગ પણ મોઆફક આવતો નથી. અમોને લાગેલી થંડીને હમોએ થંડકથીજ મારી હતી; તેથી જેવા તંદરોસ્તી ભરેલા રાત્રે સુતા હતા તેવાજ મહવારના ઉઠયા હતા. હમારી સાથનાં મર સરંજામમાં હમા ચીજે રાખી હતી, પણ દારૂ માતરે દવા જેટલોજ વાપરવાને લીધો હતો. તાવના રોગમાં જરૂર પડતી ત્યારે જેમ હમારા મીત્ર ડાકટર ભાઉ દાજી તાવવાળાં માણસને ત્રણથી છ ગ્રેન કુવીનીન આપતા હતા, તેવીજ તજુમલથી હમારા દારૂનો ઉપયોગ થતોહતો પીવાની મજા તો હમોને સારૂં, ઓઝું, થંડું પાણી, અથવા લેહજ્જતદાર ચાહે અથવા કાફીનું એકું કપ (પ્યાલું) મળવાથી પડતી હતી, જે મજાદારી હમો ઠેકાણે ઠેકાણે જાણે એક ઘણીજ ઉકમાઈ હોય એવી મમજીને ભોગવતા હતા. લાંબી અને સખત મુસાફરીમાં જો તદરોસ્તી મારી હાલતમાં રાખવી હોય તો જેમ બને તેમ દારૂનાં પીપણાથી પરેહજી રાખવી જરૂર છે; તેમજ ખાણું થોડું, સારૂં પણ તરદુદનું અને વખતસર લયા કરવું જરૂર છે. એટલી બે બાબતની અગત કરીને મુસાફરોએ ચોકસી રાખી તો તેમને ફાયેદા થયા વગર રેહેશે નહીં.

**તારીખ ૨૩ મી ડીસેંબર**—સહવારના પોહોરમાં વેહેલા ઉઠી કાફી સાથે જગ હલકો નાસ્તો કીધો. દસ્તુરજી સાહેબ પોતાની મોહોબત ભરેલી રાહે ફરીને ગાડીઓ લઈ હમુને રવાના કરવાને બંગલાંમાં આવ્યા હતા, તેઓની સાથે રવાનગીની મુલાકત કીધા પછી, સઘળા જણ સાથે ગાડીમાં પુણાનાં સ્ટેશન ઉપર આવ્યા અને શોલાપુર જવાની તૈયારી કીધી.

પુણેથી શોલાપુર સુધી આગગાડીના રસ્તાની ડાબી અને જમણી બાજુએ ખેતરોમા તે સાલની ખેતી સારી થયલી માલુમ પડી હતી કોઠાળમાં ઘણેખરે જુઆરનો પાક થયલો હતો, તેથી ઉતરતો ગહું, ચણા અને તુઅરનો હતો. જેવાં ખેતરો આબાદાન અને ખુશનુમાં પુણેથી તે સોલાપુરના ટપ્પામાં નજરે પડયાં હતાં તેવાં ખંડાળા અને પુણા વચ્ચેના ટપ્પામાં દેખાયાં નહીં હતાં, તેનું કારણ એવું ધારવામાં આવેછે કે એ ટપ્પામાં કોઈ નદી નથી અને ખડકની જમીન છે. નાહાના નાકાનાં નાળાંઓ એણીગમ પેલીગમ આવેલાં છે પણ તેમનું પાણી

સઘળી તરફ ફરી નહીં વળી શકવાથી માતરે જે ખેતી થાયછે, તે તે નાળાંઓની આસપાસની જગામાંજ થઈ શકેછે.

પુણા આગળથી "મુળામુઠા" નદી વેહેછે, તેનાં પાણીએ ઘણી જગાએ આબાદાની કરી છે. પુણેથી આગળ સોલાપુર તરફ જતાં બીજી નદીઓ "ભીમા" અને "સીન" આવેછે તેઓનું પાણી આસપાસનાં ખેતરોમાં કોળના પાકને ઘણુંજ ઉપયોગી પડેછે. એ નદીઓ કોઈ કોઈ ઠેકાણે રેલવેના રસ્તામાં આવી છે તેથી તે ઉપર ઘણાજ જોવા લાયક પુલો બાંધેલા છે.

આગગાડીમાં બેસી જલદી દોડી જનાર મુસાફર એવી ઇચ્છા રાખે કે જે જગાએથી તે દોડતી ગાડીએ જતો હોય તે જગાએ રેહેનાર વસ્તીની હાલતનું જ્ઞાન મેળવે તથા તે જગાની આબાદાની કેવી છે તે વીશે વાકેફ થાય તો તેણે આટલી વાત સારીપેઠે ધ્યાનમાં રાખવી કે, જે કાંઈ જડફમાં તેની નજરે પડે તે ઉપરથી તેણે પોતાનું મત બાંધવું નહીં. આગગાડીના રસ્તાની ડાબી અને જમણી તરફ જોતાં તો ખેતરો ખરેખરાં લીલાં અને આબાદાન છેક દુર નજર પોંહોંચે તીહાંસુધી જોયામાં આવે છે, પણ તે તેટલાંજ. કોઈ જગાએ એક બે દીવસ ઊભી રીતે ઠેકાણે રહી તીંહાંની રૈયતની તથા જગાની હાલત આપણે નજરે નજર જોઈએ અને તે વીશે પોતાની જાતે પુછપરછ કરીએ તો દોડતી આગગાડીએ જે નજરે જોયામાં આવેછે તેમાં અને પુરતો વખત લઈ ધીરજથી જે એહેવાલ માલુમ પડશે એ બંધેમાં ઘણો ફરક પડી જવાનો. આ સાધારણ બાબતની ચોકસી હિંદુસ્થાનનાં પેહેલા ખજાનચી મરનાર મીસ્તર વીલસનેન રાખ્યાથી તેણે પોતાના વીચારમાં એક મોહોટું ગોતું ખાધું હતું. તે અંમલદાર જેવો હિંદુસ્થાનમાં આવ્યો તેવોજ આગગાડીએ હિંદુસ્થાનની જમીન અને લોકની હાલત તપાસવાને કલકત્તેથી મુસાફરી કરવા નીકળ્યો, અને જેટલું આગગાડીએ ફરાયું તેટલું ફરી વળી, દિલ્લી, આગરા અને ઉત્તર પ્રાંતમાં બની આવતી સ્વારીએ મુસાફરી કરી વળ્યો, અને એક અથવા બે માસની દોડ દોડની મુસાફરીમાં તેણે જે જોયું, અથવા એણીગમ પેલીગમ, છુટાં છવાયાં માણસો સાથે તેણે જે વાતચીત કીધી તેટલા ઉપરથીજ આખાં હિંદુસ્થાન વીશે તેણે એકદમ મત એવું બાંધ્યું કે, આપણો હિંદુસ્થાન દેશ "યુરોપખંડનાં બેલજીઅમ દેશ જેવો ખેતીવાડીમાં આબાદાન છે, રૈયત સુખી છે, તેમને જે સુખ જોઈયે તે મળેછે, તેમને કોઈ વાતની વાણનાણ નહ

ઇત્યાદિ." એવુ મત બાંધવામાં તે મરનારે જે ભુલ કીધી હતી તે ફક્ત ઉપલી બાબતમાં એક સાધારણ ચોકસાઈ રાખવી જોઈતી હતી તે નહીં રાખ્યાથી થઇ હતી. આ વાત તો ખરી હશે કે મીસ્તર વીલસનને તેના મુસાફરીમાં કસી વાતની વાણતાણતો નહજ પડી હશે. તેને સારૂ આગમચથી ઠેકાણે ઠેકાણે સઘળો સરસરંજામ અને જોઈતી ચીજોનો જુદા જુદા અંમલદારોએ બંદોબસ્ત કરી રાખીયા હશે. આવી જોઇતી ગોઠવણો કરવામાં શી શી મેહેનત પડી હશે, કેટલાં માણસોને અડચણો ભોગવવી પડી હશે, એનો વીચાર મીસ્તર વીલસનનાં મનમાં ઘણો થોડોજ આવ્યો હશે. યુરોપખંડમાં જેમ સઘળી વાતની મુસાફરોને સગવડ પડેછે તેવી સગવડ સરકારી પૈસે અને અંમલે આ દેશમાં મુસાફરી કરતાં એકવાર મીસ્તર વીલસને ભોગવી હોય તો તે ઉપરથી એવુ નહીં સાબેત થતું કે તેથી આ દેશ સઘળી વાતે આબાદ અને હીયાંની રૈયત સુખી છે. રૈયતની હાલત જાણવા સારૂ ઠેકાણે ઠેકાણે અગત કરીને એક અથવા બે ત્રણ દીવસ રેહેવું જોઇયે. બીજું અગતનું એ છે કે, રૈયત પોતે ખુદ એટલી અણજાણી હાલતમાં છે કે તેમની હાલત વીશે વાકેફ થવાને આપણને તરેહવાર રીતે સવાલો પુછવાની જરૂર છે. એક બે સવાલમાંજ કાંઈ તેમના વીશે પકું જણાઈ શકાવાનું નથી. એક સવાલનો કોઈ કેમ જવાબ આપશે, અને કોઈ કેમ કેહેશે. તેમાં ઘણી વેળા એક જણનુ બોલવુ બીજાથી તદનજ ઉલટું હોયછે. શોલાપોરમાં હમોએ પુછપરછ કરી હતી, તેનો એક દાખલો હમોએ નોંધી લીધો છે. શોલાપોરમાં એક દીવસ સાંજના ફરવા નીકળ્યા હતા. હમારી સાથે ભેભીઆ દાખલ એક કારકુન આવ્યો હતો. વાતચીત કરતાં પુછવાંમાં આવ્યું કે તમો કોણની રૈયત છો ? તમારી સરકાર તે કોણ છે ? જવાબ મળ્યો કે, હમારી સરકાર સાહેબ લોક છે. હમોએ પુછ્યું કયા સાહેબ લોક ? કલેકટર સાહેબ, રીજમીટના સાહેબ, અને બીજા ટોપીવાળા સાહેબો. .તેઓ કેહેવા લોક છે? હમે શું જાણીએ. તેઓ સારાં માણસ હશે. તમે કેમ જાણ્યું કે તેઓ સઘળાં સારાં માણસ છે ? તેઓ સઘળાં સારાં માણસ છે, એમ જો હમે નહીં બોલીએ અને તેઓમાં કેટલાક ખરાબ લોક છે એમ બોલીએ તો હમુને વખતે તે લોકથી શીક્ષા થાય, હમુને પકડી લઈ જાય, અને હમે ખટપટમાં આવી પડીએ. તમારી ઉપર કાંઈ જુલમ થાયછે? જુલમ શાનો, સરકાર મોહોટા સાહેબો છે, તેઓ બધાનાં માબાપ છે. સરકાર

અને તેના કારભારીઓ જેમ લોકને કેહેછે તેમ લોક ચાલેછે જે કહે તે હમુને કરવુ જોઇયે. શુ અણઘટતુ કામ કરવા કેહેશે તો તે પણ તમે કરશો? અલબત, સરકાર જે કાંઈ કેહે તે કરવુજ જોઇયે; પણ હમે ગરીબ કારકુનોને પેટ પુરતુ ભાત અને દાળ મળી એટલે બસ છે; બીજી વાતની ખટપટમા પડવાની હમારે શી જરૂર છે? હમો ગરીબોથી શુ થઈ શકવાનુ છે, કાંઈજ નહીં. તમો સઘળા સુખી છો અથવા દુખી છો? પેટ પુરતુ ખાવાનુ મળે તો હમે સુખી, જારે નહીં મળે ત્યારે દુખી. હમણા દાણાદુણો મોંઘો થયો છે તેથી ઈજા ભોગવવી પડેછે વાણીઆ વગ સાહુકારના હમે કરજદાર છેઓ. આ ટુક વાતચીત સાધારણ રૈયતના મનનો એક ચીતાર છે. લાંબી મુદત થઈ તેમની ઉપર આગલી ગલતનતથી જે આફત અને મુશ્કલી ગુજરની આની છે, અને વગર કેળવણીએ જે અજ્ઞાની હાલતમા તેઓ પડી રહેલા છે તેથી તેમને પોતાની હાલત કેવી છે તથા તેને બેહેતર કેમ કરવી અને એ બેહતર હાલત તે કેવી છે, એ વીગે તેઓને મુતલગ ખબરજ નથી. બેદરકારપણે તેઓ પોતાની જીંદગી જનાવરની પેઠે ગુજારેછે. માત્ર ફીકર ખાધા પીવાની અને તેમાબી માત્ર દાળ અને ભાત સીવાય બીજી જીજ જીનસોની ગરજ તેમને લાગેછે. કેળવણીની હીયા કેટલી અગત છે એ વીશે સરકારે સારીપેઠે ધીયાન આપવુ જોઇએછ એવી હાલતમા પડેલી રૈયત વીશે ખરો એહેવાલ જલદીથી મેળવવો કંઈ સેહેલું કામ નથી.

તા૦ ૨૩ મી ડીસેંબર —પુણાથી શનવારને દીને સહવારના ૭ા વાગે નીકળેલા શોલાપોર સ્ટેશન ઉપર પાછલા પોહોરના ૩ા કલાકે પોહોંચ્યા હતા. મીસ્તર નવરોજી બેહેરામજી આલપાઈવાળા શોલાપોરના ડેપ્યુટી કલેક્ટર હમને સઘળાને એસ્તેકબાલ લેવા આવ્યા હતા, અને પોતાને તીંહા હમુને ઉતારો આપવાની ઇચ્છા દેખડાવી હતી. પણ શરોશ્રી ગોવીંદ હરી વાલેકર શોલાપોરના એક હિંદુ વેપારીએ આગમચથી હમારે સરૂ એક એલાહેદો બગલો તેયાર રખાવ્યો હતો તીંહા હમોએ ઉતારો કીધો. મુબઈથી હમો નીકળ્યા તેની એક બે દહાડા આગમચથી હમારો મુસાફરીમા સાથે લઈ જવાનો સઘળો સરસરંજામ રેલવેની મારફતે શોલાપુર મોકલી દીધો હતો કે તે તીંહા આગળથી ઈજ પુગે; પણ રેલવેના અધિર કારબારને સીધે સામાન પોહોચ્યા પેહેલા હમો જઈ પુગા, અને હમારો સામાન ખડાળાના

સ્ટેશન ઉપર બાંધેલા પડેલા હમોએ જોયા હતા. એટલા ઉપરથી હમુને શોલાપો-રમાંતે સામાન આવી પુગે તાંહાંસુધી એક બે દીવસ ખોટી થઈ રેહેવુ પડ્યુ હતુ.

## શોલાપોર.

શોલાપોર મુબઈથી રેલવેને રસ્તે ૨૮૨½ માઈલ દુર, અને પુણા કરતા નીચી જગાએ આવેલુ એક શેહેર છે. શોલાપોરમા રેલવેનુ એક મોહોટુ સ્ટેશન છે, અને જે વખતે હમો તીહાં પોહોતા હતા તે વખતે ગ્રેટ ઈનડીયન પેનીનસુલર રેલ-વેનો દખણ તરફનો છેડો એ શેહેર આગળ આવી અટક્યો હતો. શોલાપોર રૂનુ એક મોહોટુ મથક થઈ પડ્યુ છે નીજામ હેદરાબાદના દખણ ભાગનો રૂ તથા બારસી, કરનાળનો રૂ જે આગળ કોમટામા એકઠો થઈ બોટો અને પાડાઓમા ભરાઈને મુબઈ આવતો હતો, તે સઘળો રૂ શોલાપોર તરફ હવે આવતો થયો છે બેલગામ, ધારવાડ તરફનો રૂ પણ એજ તરફ આવવા લાગ્યો છે. એટલા કારણો ઉપરથી રૂના વેપારનુ, શોલાપોર એક મોહોટુ મથક થયુ છે; અને જેમ રેલવે આગળ વધશે અને અદરના પ્રાંતો સાથે મળશે તેમ એ વધારે અગતનુ મથક થતુ જશે આવી રીતે એ જગાએ વેપારની એક અગતની જીનસ આવવી થયાથી તથા સગવડ મળી આવ્યાથી શોલાપોરની વસ્તી ઘણી વધના માડી છે કોઈ ૪૦,૦૦૦ માણસની ગણેછે; અને કોઈ ૫૦,૦૦૦ થી ૬૦,૦૦૦ માણસની ગણેછે મુખ્ય વસ્તી લિંગાઈત લોકની છે જેઓ કાનડી ભાષા બોલેછે તેથી ઉતરતી વસ્તી મુસલમાન લોકની છે

શોલાપોરની આસપાસની જમીનમા ઘણુ કરીને જુવાર પાકેછે તેથી ઉતરતો ઘઉ, બાજરી, ચણા, વટાણા, તુઅર અને એક બે બીજી જાતના કઠોળનો પાક થાયછે, દીવેલી અને કરડી પાકેછે તેનુ તેલ બાળવાના કામમા ઘણુ આવેછે

શોલાપોરમા મુબઈથી ઘણુ કરીને સઘળી તરહનુ કાપડ, સુતર, મીઠુ તથા સઘળી જાતનુ કરીઆણુ જાયછે નીજામ હેદરાબાદના જુદા જુદા તાલુકામા વણાયલુ કાપડ પણ એ શેહેરમા ઉતરેછે ખુદ શોલાપોરમા હાતથી કાપડ વણવાની આસરે ૧૫૦૦૦ થી ૧૭૦૦૦ સાર વણકર લોક ચલાવેછે; તેમા હિંદુ તથા મુસલમાન લોકને પેહેરવાની સાડી, ધોતીઆ, ચોળખણ ઈત્યાદિ જાતનુ કપડ થાયછે હિંદુ જાતના વણકરોને 'માલી કોષ્ટી" અને મુસલમાન વણકરોને "મોમીન" લોક

કેહેછે. રેલવે થયાથી તથા નીજામ હેદરાબાદ તાલુકામાં રોજગાર ધંધો બરોબર નહીં ચાલવાથી તથા તીહાં સરાફોની ખુટને લીધે અને ધણીએક તરેહની બીજી બેદાદીના સબબથી એ ઠેકાણાના ઉપર રેહેનારા લોક શોલાપોર તરફ પુશ્કળ આવવા લાગ્યાં છે, તેથી થોડી મુદતમાં શોલાપોરની વસ્તી બમણી વધી પડેલી ગણાયછે, અને તેમાં દરરોજ વધારો થતો જાયછે.

શોલાપોર જે મુંબઇથી આટલું નજદીક છે તેની આખી વસ્તીમાં કેળવણીનો જોઇયે એટલો પ્રસારો કંઇજ થયો નથી. માત્ર એક સરકારી ઇંગ્રેજી નિશાળ છે, બાકી છ સાત પંતોજીઓની નિશાળો છે, તેમાં છોકરાઓ શું શીખતાં હશે તે લખી જણાવ્યા કરતાં મનમાંજ વાંચનાર વધારે સમજી શકશે. નિશાળનો અરધો ખરચ સરકાર આપેછે અને અરધો ખરચ છોકરાઓ પાસેથી દર માસે લવાજમ લઇ પુરો કરેછે. નિશાળની જગા તથા ઇમારત બાંધવાનો અરધો ખરચ સરકારે આપ્યો છે, અને અરધો ખરચ રૈયતે આપ્યો છે. રૈયતની હાલત પ્રમાણે જોતાં તો તીહાંની નિશાળ પોતાની મેળે પોતાનો ખરચ પુરો પાડી શકે એવી હોની જોઇયે, પણ કેળવણી લેવાની જરૂર દેખડાવા વીશે તીહાંની રૈયતમાં કંઇ હીલચાલ થયલી હોય એવું નજર નહીં આવ્યું હતું. સ્ત્રી કેળવણીની નીશાન તવંગર અથવા ગરીબમાં જરા પણ પડેલી જોયામાં નહીં આવી હતી. લોક અજ્ઞાની હાલતમાં અને તેવીજ હાલતમાં પડી રેહેવાને તેમને ગમતું હોય, તથા તેમજ જે શીખેલા વિદ્વાનો તેઓમાં વસેલા હતા તેઓએ પોતાના દેશી ભાઇબંધોને કેળવણી આપી તેમની હાલત મુધારવાની જરા પણ મેહેનત કરી હોય એવું જરા નજર નહીં આવ્યું હતું. તેઓ પોતે બેદરકાર, આપમતલબી રીતે પડેલા જણાયા હતા. કોઇ કાળે રૈયતનો અને તેમનો કોઇ ઠેકાણે મેળાવડો થયલો સાંભળ્યામાં આવ્યો નહીં હતો.

પારસીઓની તીહાં કેટલીએક દુકાનો છે. તે માંતે વખતે, માત્ર તીહાં ઇંગ્રેજી સામાન તથા દારૂ વીગરે વેચાતો હમોએ જોયો હતો. કોઇ પારસી વેપારી તરીકે તે વખતે તીહાં નજર નહીં આવ્યો હતો. પારસી લોકની વસ્તી આસરે ૭૫) માણસની ગણત્રામાં આવી હતી. આ વસ્તીમાં એક આતશાદગાહની જગા મરહુમ શેઠ વીકાજી મેહેરજીએ આપેલાં એક મકાનમાં કરેલી છે અને તીહાં એક

ગોએરા બાજ, આફરીંગાનની ક્રિયા કરવાનાં કામસર હાજર રેહેછે. એ આતશદાદગાહનું કામ પુણાવાળા દસ્તુરજીના પંથક હેઠળ છે. આતશદાદગાહનો ખરચ આ જગાના જરથોસ્તીઓ મળીને ચલાવે છે.

શોલાપોરનાં ઘરો ઘણુંકરીને અરધી કાદવની અને અરધી પથરની ભીતનાં બાંધેલાં છે. ઘરોની આસપાસ ફરતી પથરની ભીત બાંધી તેની ઉપર થોડીક મટોડાંની ભીત બાંધી એક ઉંચો કોટ જેવો કોટ કરી લીધેલો હોયછે. કોટની અંદર જવાને એક નાહાનુ સાંકડું પણ મજબુત બારણું અથવા દરવાજો મુકેલો હોયછે. આ દરવાજો અંદરથી બંધ કીધો એટલે કિલ્લાનો દરવાજો બંધ કીધા બરોબર થાયછે; પછી જેટલાં અંદર ઘર આવેલાં હોય તેટલાં સઘળાંના દરવાજા જાણે બંધ થયા હોય એમ સમજવું. આવી રીતે ઘરોની આસપાસ ભીત બાંધવાનું કારણ સમજવાને સેહેલ છે. હિંદુ અને મુસલમાનોનાં રાજમાં દુશમનો ચઢી આવી રૈયતનાં ઘરબાર લુટતા હતા, તે લુટનો થોડોઘણો અટકાવ કરવાને આવી ભીતો કામ લાગતી હોય એવું સમજાયછે. પણ આ ભીતો હમણાનાં યુરોપીઅન લશ્કરની તોપના મારા આગળ એક મીનીટ પણ ટકી શકે તેવી નથી. શોલાપોરનાં ઘરોને ઘણાંખરાં છાપરાં નથી, પણ ઉપરથી અગાસી જેવાં મટોડાંનાં ધાબાં કરી લીધેલાં હોયછે. કેટલેક ઠેકાણે નળીયાં જોયામાં આવ્યાં છે પણ તે નળીયાં મુંબઈનાં નળીયાં જેવાં ઉપરથી ગોળ નથી, પણ ચપટાં છે. આ ઘાટ ઉપરથી એવું માલુમ પડેછે કે આ શેહેરમાં કુંભારના હુંનરમાં ઘણો સુધારો થયલો નથી. આ ચપટાં નળીયાં પણ સારાં પાકેલાં નહી હતાં, પણ રંગ અને દેખાવ ઉપરથી કાચાં માલુમ પડતાં હતાં. લશ્કરની છાવણી અને અંગ્રેજ લોક રેહેછે તે જગા ઉપરનાજ રસ્તા પોહોળા છે, અને તે ઉપર પાણી છીપાએછે; તે સીવાય શોલાપોર શેહેરના રસ્તા ઘણાજ સાંકડા અને ધુળવાળા છે, સામસામી બે ગાડી એક બીજાની આવેલી પસાર થઈ શકે તો ભાગ્ય જાણવાં. સઘળા રસ્તામાં ઘણી ધુળ અને કચરો પડેલો રેહે છે, જે સાફ રાખવાને શેહેરના લોકમાં કોઈ તરેહનો બંદોબસ્ત થયલો નહીં હતો. જે કોઈ રસ્તામાં માલ નાખે તેને થોડો ઘણો દંડ પડતો, એટલું માત્ર સાંભળવામાં આવ્યું હતું.

શોલાપોરના રેહેવાસીઓનો દેખાવ સારા ઘાટનો છે. પુરૂષ તથા સ્ત્રીઓ દેખાવમાં ગોરામણા અને સફાઈદાર નજરે પડેછે. સાંજની વખતે ઘણીખરી

સ્રીઓ તેમના માથાંના બાલ ઉપર ફુલ ગુંથેછે, તેથી તેઓ ઘણી સુંદર દેખાયછે. શોલાપોરમાં હિંદુઓનાં ત્રણ મોહોટાં દેહેરાં છે;—મલીકાઅરજુન નામનું શીવનું દેહેરૂં છે; સીદેશ્વર નામનું લીંગાએત લોકનું દેહેરૂં છે; અને બસ્તી નામનું જૈન લોકનું દેહેરૂં છે. આ છેલ્લાં દેહેરાંમાં પારસનાથની મુરતીની પુંજા થાયછે.

શોલાપોરથી આગળ મંજલપર જવા મુસાફરોને "નગર કાર્ટ" એટલે બળદની શીગરામો ભાડે મળેછે. એ શીગરામ ઘણુંકરીને એકજ જણને સારૂ મુસાફરી કરવાને ઘણીજ મગવડ ભરેલી છે, તોએપણ જો બે જણ બેસવા ચાહે તો પોતાની કપડાંની પેટીઓ સાથે લેતાં પણ જરા સગવડથી બેસી શકે એવી છે. મુસાફરીનો ખાવા પીવાનો અને બાકી સામાન બળદનાં સાધારણ ગાડાંઓમાં લઈ જાયછે. જુદા જુદા ધણીઓએ એવી "નગર કાર્ટ" ભાડે આપવાના કારખાના રાખ્યાં છે, તેને "નગર કાર્ટ" ના ટપાલ કરી કેહેછે. હમારે સારૂ એવી શીગરામો જે ભાડે કીધી હતી તે કોઈ તરેહની ગફલતીથી બે જુદા જુદા ધણીઓ પાસેથી લેવાઈ હતી, અને તેઓએ સંપ કીધાથી શોલાપોરથી નીજામ હેદરાબાદ સુધીનું દરએક શીગરામનું ગાડીભાડું રૂ ૬૦) સાઠ સુધી આપવાનું સાટું થયું હતું. આ રકમ ઘણીજ આકરી માલુમ પડી હતી, પણ એ વીશે એકાએક તકારાર નહીં ઉઠી હતી. રાત્રે જારે જવા નીકળ્યા ત્યારે શીગરામોનાં ફાનસો સળગાવવાનો હુકમ આપ્યો. એક બે ગાડીઓને ફાનસ નહીં હોવાથી એ વીશે ગાડીવાળાઓ વચ્ચે માંહોમાંહે ભાંજગડ ચાલવા લાગી. આ ભાંજગડ વધી પડયાથી શીગરામવાળા એક બીજાની ખોડ ખાપણ કાહાડવા લાગા કે તારી ગાડી તો આવી છે, અને માહારી તો આવી છે. આ ઉપરથી માલુમ પડી આવ્યું કે બે જુદા જુદા ધણીઓની ગાડી આવી હતી. જારે તકરાર વધી પડી ત્યારે તેઓમાં માંહેમાંહે ફુટાફુટ થઈ પડી. ગાડીભાડું જે ૬૦) રૂપીઆ હતું તેમાં એકબીજા તરફથી ઘટાડો થવા માંડ્યો. અંત એવો આવ્યો કે રામસુંદર નામના ટપાલવાળાએ પોતાની દરએક શીગરામ ૪૦) રૂપીએ આપવા કહી જેથી એકદમ ૨૦) રૂપીઆનો ફેર પડી ગયો. તેણે વળી એવી સરતે ગાડીઓ આપવા કેહી કે ત્રણ ત્રણ કોશ એટલે છ છ માઈલે ગાડીને નવા બળદો પોતાની રાખેલી ચોકીઓ ઉપરથી જોડી આપવા, તથા રસ્તામાં ગાડીની રખેવાળી કરવાને પોતાના બે સીપાઈ આપવા. આ બે જણાની ભાંજગડ અને લડાઈમાં હમારૂં કામ નકી થઈ ગયું હતું.

**તા૦ ૨૪ મી ડીસેંબર.**—આ દીને રવીવારની રાત્રે ૯ll વાગે સોલાપોરથી કુચ કરી. હમારી સાથે ચાર શીગરામ અને સામાનનાં ચાર ગાડાં મળીને આઠ ગાડીઓનો કાફલો થયો હતો.

પેહેલે દાહાડે રાત્રે રસ્તામાં ત્રણ ત્રણ ગાઉએ જે જે ટપ્પા આવ્યા હતા તીહાં તાજા, મજબુત અને આશુદા બળદો મળ્યા, જેથી મંજલ ઘણીજ આસાનીથી અને ઝડપથી કપાઈ. પણ બીજે દીવસે રાત્રે ગાડીવાળાઓ બળદ બદલવાને વામાંટામાં અને માંહોમાંહે એક બીજા સાથે ગોલા લડાઈ કરવા લાગા, જેની સમજ ત્રીજે દીવસે બરોબર હમુને પડી હતી. જેમ જેમ આગળ મંજલ વધતી જતી હતી, તેમ તેમ બળદ બદલવાનાં ટપ્પા ત્રણ ગાઉને બદલે ચાર ગાઉને છેટે ગએલા માલુમ પડતા ગીયા, અને તીહાં પણ નવા બળદોના વાંધા જણાવા લાગા. જો બળદો હોયા તો તે થાકેલા, અને કેટલાક ઠેકાંણેનો બળદો બાંધવાનાં અમસથાં ખાલી છાપરાં નજર આવવા લાગાં. ગાડીવાળાઓ આ ઠેકાણે એક અછી નજર ચોરી કરતા હતા. પેહેલી ગાડીના બળદો છોડીને તેમને પેલાં ખાલી ઝુપડાં તરફ લઈ જઈ પાછલે રસ્તેથી પાછા તેજ બળદોને લાવી છેલ્લી ગાડીએ જોડતા હતા, અને છેલ્લી ગાડીના બળદોને એવીજ તરકટ ભરેલી રીતે પેહેલી ગાડી આગળ લાવી જોડતા, જેથી આપણને એકાએક જોતાં એવું નજર આવતું હતું કે બળદો બદલીને બીજા નવા આણ્યા છે, પણ એ ચોરાઈ તેમની પકડી કાહાડ્યાથી અને જરા ધમકી દેખડાવ્યાથી તેઓએ કબુલ કીધું કે ટપ્પે ટપ્પે બળદો પુરતા નહીં હોવાથી એવી ઠગાઇ તેઓ હંમેશ કરતા આવ્યા છે.

**તા૦ ૨૫ મી ડીસેંબર.**—આ દીવસે સહવારના ૯ વાગે ખાનાપોરનાં નાળાં આગળ જઈ પોહોંચ્યા. આ નાળાં આગળથી ઇંગ્રેજ સરકારની હકુમત તથા હદ બંધ થઈ નીજામ હૈદરાબાદ સરકારની હકુમત અને હદ શરૂ થાયછે. આ ઠેકાણેથી ગાડીવાળાઓએ હવે બળદો બદલવામાં વધારે બેપરવાઈ અને લુચ્ચાઈ કરવાં માંડી; જે ઉપરથી ઇંગરેજી રાજની હકુમતથી દેશીઓ કેટલા બીહીને ચોકસ ચાલવાની જરૂર જુએછે, અને નીજામનાં રાજની હકુમતમાં આવ્યા કે કેટલી બેપરવાઈથી ચાલવાને તેમને હીંમત આવેછે, તેનો એક અછછો દાખલો આ ગાડીવાળાઓની શોખાઈ અને લુચ્ચાઈ ઊપરથી હમોને મળીયો હતો.

એજ દીને સહવારના ૧૧ વાગે "નલદુર્ગ" ના મુસાફરી બંગલામાં જઈ

પોહોંચ્યા. હીમાં ખાવા પીવા સારૂ ઊતાગે કીધો. સોલાપોરથી નીકળેલા ધીમી ધીમી મંજલે ૧૩ થી ૧૮ કલાકે નલદ્રુગ જઈ પુગા હતા. જો સાગ ઊતાવળી ચાલના બળદો હોયતો એથી પણ ઓછી વારમાં પોહોંચી શકાયછે, કેમકે સોલાપોરથી "નલદ્રુગ" માત્ર ૨૭ માઈલ દુર છે, અને સાગ બળદો કલાકના સરાસરી ૨॥ માઈલ આસાનીથી ચાલી શકેછે. નલદ્રુગનો મુસાફરી બંગલો ટેકરીનાં શીખર ઊપર આવેલો છે તેથી તે સારી હવાની જગા છે, અને તીહાંનાં પાણી પણ ઘણાંજ સારાં છે, તથા ખાવા પીવાનો જે સામાન જોઇયે તે પણ તુરત ગામમાંથી મળી શકેછે. બંગલા ઊપરથી નલદ્રુગ ગામ નીચાણમાં ખોલુ દેખાયછે, તથા તીહાંનો કિલ્લો અને તેની ફરતી દેવાલ તથ. કિલ્લાના ત્રણ બુરજો તોપ ગોઠવવા લાયક બાધેલા નજરે પડેછે. બંગલામાં બે વખત સારી પેઠે જમ્યા, અને એ દાહાડો "ક્રિસ્તમસ" ના તેહેવારનો હતો તેથી તેની ખુશાલીમાં એક ગલાસ વાઈન તથા શામપેન લેવામાં આવીયો હતો, તેથી સઘળા ખુશ મીજાજી અને રંગીલા થઈ પડ્યા હતા. સાડાચાર વાગે જમીને કીલ્લો જોવા તે તરફ દોડી ગયા. જે વેળા જોવાને ગયા તે વેળાએ હમારામાંથી કોઇને ખબર નહી હતી કે તીહાં શુ શું જોવાનુંછે. હમોએ ધાર્યું કે માત્ર સાધારણ કીલ્લો હશે, અને તેવુ એક નાહાનું ગામડું હશે તે જોઇને હમો આગળ મજલ જઇશુ. પણ તીહાં પોહોચ્યા પછી જે કાંઈ હમારી નજરે પડયું તે સાંજ પડી ગયાથી બરોબર જોવાયું નહી હતું, તોએપણ જે કાંઈ હમોએ જોયું તે જો દિવસનાં જોયું હોત તો ખચીત બેહેતર થાત એવું હમારા સઘળાઓના વીચારમાં પાછળથી આવ્યુ હતું.

## નલદ્રુગનો કિલ્લો.

નલદ્રુગ ગામમાં જે કિલ્લો છે તે હમણા ભાગી તુટી હાલતમાં આવી પડેલોછે. એ કિલ્લો નીજામ સરકારના તાબામાં છે. નલદ્રુગ ગામ તથા કિલ્લો ગેટ બરજોરજી વીકાજી મેહેરજી હમ્કના તાલુકામાં તે વખતે હતો. જે વખતે હમ તે જોવા ગયા તે વખતમાં એ કિલ્લો નીજામના એક કેદખાનાં પ્રમાણે વપરાતો હતો. જુદા જુદા તાલુકામાં સપડાયલા, તકસીરવાનો જેવાકે ગુહાસાર, ધાડ લુટનાર, ચોરો વીગેરે નીજામના કેદીઓને, સખ્ત બેડી સતે આ ઠેકાણે બંદીમાં ગુજેલા હતા. કિલ્લાના દરોગાનાં ઓદ્દા ઊપર બાઈ વીરજી ડોસાભાઈ નાદાનપરાવાજ

નામના એક ચંચલ અને ધુતી જવાન પારસીને રાખેલા હતા. આ જવાન શખ્સ ઘણોજ મીલનસાર દીશીઓ હતો અને કિલ્લો જોવાની હમારી ઇચ્છા થયા થી તેવણે તે મોહોટી ખુશી અને આરજુથી હમને દેખાડ્યો હતો, તથા આ ધુંતી અમલદારે ઘણીજ મેહેનત લઇને જે કંઈ જોવા લાયક હતું તે સઘળુ દેખાડ્યુ હતું, અને જોતાં જોતાં રાત પડી ગયાથી અંધારૂં થયું હતું તોએપણ એવી વખતે ફાનસો, મશાલો સલગાવીને આખો કીલ્લો દેખાડવામાં હમારી ઘણીજ બન્દોબસ્ત અને તજુમલ કરી હતી જેથી હમો ઘણાજ ખુશી તથા તેમનાં ઉપકારી થયા હતા. નલદુગના કીલ્લાનુ બયાન જાણવા જોગ સમજી તે વીસ્તારીને આગળ કરેલું છે.

નલદુગ ગામના ઘરો કોઈપણ રીતે જોવા લાયક નથી થોડીક પથરની ભીત બાંધી, તે ઉપર વળી થોડીક પાતળા ઓસારની મટોડાંની ભીત બાંધી, ઘરને મથાળે છાપરાને ઠેકાણે મટોડાના ધાબા અથવા અગાશી કરી લીધેલી છે. શોલાપોરનાં ઘરોનો ઘણોખરો નમુનો હીંયા નજર આવે છે. નલદુગનાં ગામડાના ઝુપડાં વટાવ્યા પછી કોટમાં જવાના ત્રણ દરવાજા એક પછી એક આવેછે, તે દરવાજાઓની પથરની બાંધણી તથા તે ઉપરનાં મેહેરાબો મુસલમાન લોકની એક ચોકસ રીતની બાધણી જેને ઇંગરેજીમાં Byzantine Architecture ને નામે બોલેછે, એ તરીકાની છે. દરવાજા* ઉપરના મેહેરાબોની ઉભરણી કંઈ નાહાની સરખી નથી. ઓછામા ઓછા ૨૫ થી ૩૦ ફુટ ઊંચી છે અને તે મેહેરાબો ઘણી મુદતના સબબથી ઘણા ખરા ભાગી તુટી અને ખીસમાર હાલતમા પડેલાછે, તોએપણ કોઈ કોઈ ઠેકાણે હેવા તો મજબુત હજુ દેખાયછે કે જાણે હનડાંજ બાંધિયા હોય ત્રણ દરવાજા વટાવ્યા પછી કોટમાંના ઘરોની હાર શીરૂ થાયછે. કોટમાં પેસતાજ ત્રીજા દરવાજા આગળ એક લોઢાની તોપ પડેલી હમારી નજરે પડી હતી, જેની બનાવટ અને આકાર ઉપરથી એવું ધારવામાં આવ્યુ હતું કે એ તોપને બનાવી હશે ત્યારથી તે હમોએ જોઈ ત્યાંહાંસુધી કોઈ દિવસેબી ફોડી નહી હશે. આ તોપ ૨૪ ફુટ લાંબી, અને તેમાં ગોળો મુકવાનો સુરાખ માત્ર સવ્વાબે ઇંચનો નજર આવ્યો હતો, અને તોપની જાડાઈ અથવા ઘેરાવો તો માત્રે ૮ થી ૯ ઇંચ જણાયો હતો. થોડુંક આગળ ચાલતાં નલદુગનો કિલ્લો આવેછે.

નલદ્રુગનો કિલ્લો ત્રણ કિલ્લા મળીને થયનોછે, અથવા બીજી રીતે બોલીએ તો એ કિલ્લામાં બીજા બે કિલ્લા છે. પેહેલા કિલ્લાનું નામ નલદ્રુગનો કિલ્લો, બીજાનું નામ શાહાદ્રુગનો કિલ્લો, અને ત્રીજાનુ નામ રણમંડળનો કિલ્લો કરીને છે.

શાહાદ્રુગ અને રણમંડળનાં કિલ્લાઓ વચ્ચે આસરે ૩૦૦ ફુટ લાંબો અને ૪૦ થી ૪૫ ફુટ પોહોળો એક બંધ બાધેલોછે, તે બંધ પોળો ગએલોછે. એ બંધની પોળાઈમાં ગરમીના દીવસે બેસવા ઉઠવા અને આરામથી રેહેવા માટે એક છુપો બેમાલુમ પણ દીલપસંદ મેહેલ, તીહાં હકુમત ચલાવી ગયલા કોઈ નવાબે બનાવ્યોછે. આ મેહેલ હાલ મધળી તરફની બીસમાર હાલતમાછે, તોએ પણ તેની હાલતમાં તેની આગલી જાહોજલાલી અને રચનાની ઘણીક નીશાનો હજુ રહેલીછે અને તે હજુર જોવા લાયક છે. આ મેહેલનું નામ પાણી મેહેલછે; કેમકે આસપાસ બંધનું પાણી ફરી વળેલુ છે, અને બઈ કહીએ તો પાણીની અંદરજ જાણે તે મેહેલ બનાવેલો નજરે દેખાય છે. આ મેહેલની રચના વીશે વાંચનારના ધ્યાનમાં નથી આવી શકવાનું કે કેવી સમતલકથી તે બાંધેલો હશે. પણ એ વીશે એટલુંજ કેહેવાનુ છે કે તેનું બયાન વાંચ્યા કરતાં એકવાર તે મકાન નજરે જોતાં તુરત ધ્યાનમાં આવી શકશે, કે બરેબરજ તે પાણી મેહેલ છે. આ મેહેલની બારી, આગાશી અથવા હરકોઈ બીજી ઉઘાડી જગાએથી બાહાર જુઓ તો બધી ગમથી પાણીજ પાણી, ધમધોકાર દોડતું અને ધપધપના આકારમાં પડતું, નજર આવેછે. એક તરફ જરૂખાની બારી આગળ એવી તો આરામ ભોગવવા લાયકની જગા બનાવીછે કે પા કલાક તીહાં બેઠા અથવા ઉભા રહ્યા તો ગમે તેવી થાકથી અથવા દીલગીરીથી મંદ થઈ ગયલો જીવ સુખ અને શાંતી પામેછે, અને તીહથી જે એક પાણીનો ધોધ પડતો દેખાય છે, તે ધોધનો આવાજ અને દેખાવ થોડીવારમાંજ દીલને ચમન જેવો ખીલાવી નાખેછે. જે વખતે હમે એ મેહેલની અંદરથી આસપાસ બાહેરનો દેખાવ જોતા હતા તે વખતે છેક સાંજ પડેલી હતી, તોએપણ જે રળીયામણો દેખાવ તથા આસપાસની વનસ્પતીની સુગંધ હમો ભોગવતા હતા, તેથી હમારો જીવ બાગબાગ થતો હતો. જે વખતે આ મેહેલ પોતાની આબાદે આબાદ હાલતમાં હશે તે વખતે તીહા કેવી મજાહાદારી લાગી હશે તથા કેટલું સુખ અંદરના લોકો

ભોગવ્યું હશે, તેનો થોડો ઘણો વીચાર હમારામાં આ વખતે આવી શક્યો હતો. આવી હાલતે તીહાં રેહેનાર નવાબોનો જીવ, રૂઢી પ્રમાણે બોલતાં, ખરેખર સુખેજ ગયો હોય એમાં નવાઈ નથી.

આ મેહેલ કેવી રીતે બાંધેલો છે, એનો વીચાર થોડોઘણો પણ વાંચનારનાં મનમાં આવે એટલા સારૂ હમો તેનું બયાન કરવાની કોશેશ કરીએ છે.

તુળજાપુરગામ, નલદુર્ગથી ૮ થી ૧૦ ગાઉને છેટે છે. તીહાં "બોરી" નામનું એક ગામડું છે. આ ગામડાંની પશ્ચમમાં એજ ગામડાંનાં નામ વાળી "બોરી" નદી વેહેછે. આ નદીનું પાણી, નલદુર્ગ કિલ્લામાં ખેંચી લીધુંછે અને ઉપર જણાવેલા બંધ બાંધીને તે પાણી અટકાવેલું છે જેથી કિલ્લામાં એક ઘણોજ સુંદર વેહેતાં પાણીનો તળાવ અથવા સાગર બનેલો છે. આ સાગર અને તેની આસપાસની લીલોત્રી, કીલા ઉપરથી અને તીહાંના જુદાં જુદાં મકાનો ઉપરથી જોતાં ઘણી દીલપસંદ અને ચમન જેવી ખુશનુમાહ લાગેછે. બંધની લંબાઈ પૂર્વથી પશ્ચિમ દિશાએ છે અને તેને બધે છેડે એકેક બુરજ બાંધેલો છે. તેનાં નામ "નર બુરૂજ" અને "માદી બુરૂજ" એવાં પાડેલાં છે. "નર બુરૂજ" ની સપાટી "માદી બુરૂજ" ની સપાટી કરતાં દોહોડ ફુટ ઉચી રાખી છે; તે એટલા માટે કે જ્યારે તલાવમાં જોઇયે તે કરતાં પાણી વધારે ઉંચે ચડે ત્યારે "નર બુરૂજ" નો દરવાજો ઉઘાડો મુકયાથી તે વાટે પાણી બાહેર નીકળી જાય, જેથી કિલ્લામાં રેલ નહી આવે. સાધારણ વખતે "નર બુરૂજ" નો દરવાજો બંધ રાખેછે તેથી પાણી માત્ર "માદી બુરૂજ" વાટે ચાલ્યું જાયછે. ઉપલે બંધે રસ્તે જતું પાણી અમસથું સાધારણ રીતે વેહેતું કીધું નથી; પણ તે પાણીને એક ધોધનાં આકારમાં છેક ૩૦ થી ૪૦ ફુટની ઉંચાઇથી અને આસરે ૧૬ ફુટ પોહોળાઇમાં પડતું કીધુંછે આ ધોધ દેખાવમાં ઘણોજ રળીયામણો છે અને "પાણી મેહેલ" નાં જરૂખા ઉપરથી તે જોવા લાયક દેખાવ દેછે. ઉપલા બંને બુરૂજો એક બીજાથી આસરે ૨૫૦) ફુટ દૂર છે અને બંધની પોહોળાઈ ૪૦ થી ૪૫ ફુટ છે તેથી એ બંધે બુરૂજો વચ્ચે ફરવા હરવાનો એક ઘણોજ અચ્છો પુલ અથવા પાણી વચેનો રસ્તો બની રહેલોછે, તેની ઉપર સઘળી તરફથી અચ્છી બનાવટની ફરસબંદી કરી લીધેલી છે. પૂર્વ તરફના બુરૂજ આગળથી બંધની અંદર ઉતરવાનો દરવાજો કરેલો છે. એ દરવાજો કોઈ સાધારણ જોનારને એકાએક માલુમ પડી આવે એવા

નથી. બધની ફરસબંધીની એક મોહોટી લાદીથી તે ઢાંકી રાખેલો છે. આ લાદી ઉંચકી તો બંધની અંદર ભોયરામાં ઉતરવાની પગથીઓ દેખાયછે, અગર લાદી પાછી તેની જગા ઉપર મુકી તો જાણે સાફ રસ્તો હોય તે પ્રમાણે બંધ ખોલો સંપાટ નજરે આવેછે, અને તે ઉપરના બે બુરૂજ અને વચમાંથી પડતા ધપધપ (ધોધ) સીવાય બીજું કંઈ નજરે પડતું નથી. આ બંધનાં પેટાંમાં મેહેલછે એવું કોઈનાં સ્વપનાંમાં પણ નથી આવવાનું. એવું કેહેછે કે સન ૧૮૫૮ નાં સાલમાં તા૦ ૬ મી માહે જુનને દીને તુળજાપુર ગામમાં ઘણો વરસાદ પડયાથી, બોરી નદીએ ભારી મોહોટી રેલ આવી હતી તેથી કિલ્લામાં બનાવેલા માગરમાં એટલું તો પાણી ચઢી ગયું હતું કે બંને બુરૂજોના દરવાજા ઉઘાડા મુકયા છતાં, બંધ ઉપર પાણી ફરી વળ્યું હતું, જેથી પાણી મેહેલ તે ખરેખર પાણીથી ભગાઇને પાણીજ મેહેલ બની રહ્યો હતો. કિલ્લાના કેટલાક ભાગમાં રેલના પાણીએ જબરો ધસારો કરયો હતો, તથા રેલથી બુરૂજોનો કેટલોએક ભાગ તુટી પડયો હતો. પાણી મેહેલમાં ભગયલાં પાણીને બાહાર કાહાડતાં કેટલાએક દિવસ લાગા હતા. જે વખતે હમો આ ઠેકાણે હતા તે વખતે હમાગ જોવામાં આવ્યું હતું કે નર તથા માદી બુરૂજો ૧૦ થી ૧૨ ફુટ ઉંચાઇમાં ભાંગી પડયાથી તેઓની ઉંચાઈ ઓછી થઈ પડેલી દેખાતી હતી. આ પ્રમાણે આવું મજબુત બાંધકામ ભાંગી જવાનાં કારણો વીશે પુછપરછ કરતાં માલુમ પડ્યું કે રેલના પાણી સાથે જંગલોમાંનાં ઝાડો અને લાકડાં વગેરે જે જીનગો ધમડાઈ આવી હતી તે આ બુરૂજો સાથે અથડીને તેમને ભાંગી ફોડી નાખીયા હતા. આ કિલ્લો નીજામ સરકારનાં હસ્તકમાં છે. એની સંભાળ વીશે નીજામ સરકાર તજવીજ ગણતી નથી તેથી થોડી મુદતમાં આ કિલ્લો તથા બંધ બનેની આખેરી જલદી આવે એમાં કંઈ નવાઈ નથી. આવી રચનાં ભરેલો અને જોવા લાયક તથા એક નવાઈ જેવા બંધને તથા તેની અદરનાં પાણી મેહેલને બનાવતાં પુષ્કલ ખરચ અને અતિશય કારીગરી તથા મેહેનત લાગી હશે, તો તેવાં માહાભારત કામને હાલના વખતમાં મુસલમાન ગજની એક જુની અને નવાઈ જેવી બાંધણી તરીકે જાળવી ગખવાને બદલે નીજામ સરકારે તેને આવી બેદાદી ભરેલી અને બીમમાર હાલતમાં પડી રેહેવા દીધું છે, એ જાણવાને હમને ઘણીજ દીલગીરી લાગેછે.

આગળ જણાવ્યું છે, કે બંધના પૂર્વ તરફનાં છેડા આગળથી પાણી મેહેલમાં

ઉતરવાનો બેમાલુમ દરવાજો એક મોહોટી પોહોળી લાદીથી ઢાંકી રાખેલો છે. આ લાદી ઉચકતાં અંદર ઉતરવાને એકજ માણસ ઉતરી શકે એવી સાંકડી પથરની સેહેડી બાંધેલી છે. તેનાં પગથીયાંની ઉંચાઈ સાધારણ પગથીયાંની ઉંચાઈ કરતાં ઘણીજ વધારે છે, તેથી ઉતરનાર ચડનારથી તે ઉપર એકદમ જલદી ઉતરાઈ અથવા ચઢાઈ શકાય એવું નથી. પેહેલાં પાંચ અથવા છ પગથીયાં અંદર સીધું ઉતરવાના છે, તે પછી ઉતરનારને બે વખત ડાબી બાજુએ વલાણ લઈ ઉતરવું પડેછે. બીજા શબ્દોમાં બોલીએ તો આખી સેહેડી ત્રણ રમણાની ગોલ કરતી બાંધેલી છે. એવી રીતે આસરે ૧૫ ફુટ નીચે ઉતરયા પછી, એક મોહોટો ઓરડો આવે છે. આ ઓરડા અંદર આવ્યા કે આસપાસની હવા થંડી. અને શરીરને ઘણીજ ગમતી લાગે છે. હમારી પાસે જે પારાની શીશી હતી તે જોતાં માલુમ પડયું કે બાહાર ખુલ્લી હવામાં અને આ જગાની હવામાં નજદીક ૩ થી ૪ ડીગરી (એટલે અંશ) નો ફેર પડયો હતો. જે થંડો પવન આવતો હતો તે આસપાસનાં પાણી ઉપર થઈને દીવાનખાનામાં, ઘણીજ તજવીજથી મુકેલી બારીઓ વાટે આવતો હતો. આ ઓરડાની રચના ઉપરથી માલમ પડયું કે તે પાણી મેહેલનું દીવાનખાનું હશે. આસપાસની દેવાલ સઘળી નરદમ પથરની બાંધેલી છે, અને તેનાં એક ખુણામાં એક તખતી ફારશી ભાષામાં કોતરી મુકેલી છે. એ તખતી હમારી સાથનાં જરમન મિત્રે વાંચી તે ઉપરથી આ પાણી મેહેલનો સને માલુમ પડયો હતો. આ સને આંકડામાં કોતરેલો નથી પણ ફારશી સાહેરો, બેહેત બનાવી બેહેતમાં લખી જણાવે છે તેવી રીતે તે સને વાંચતાં, હીજરી સને ૧૦૨૩ જણાયો હતો, અને હમારી અગાઉ કોઈ બીજા મુસાફરો તીહાં આવી ગયા હશે તેઓએ પણ અક્ષરોની ગણતરી ઉપરથી જે આંકડા એ તખતીની પાસે દેવાલ ઉપર માંડેલા હતા તે આંકડા ઉપરથી પણ એજ સને ગણાયલો હતો.

આ ઠેકાણેથી આગળ ચાલતાં બીજા બે ત્રણ ઓરડા આવે છે તેમાં પવન આવવાને દેવાલમાં દક્ષણ તરફથી એકક બગાડું રાખેલું છે. આ ઓરડા એલવત ગાહાના ઓરડા હોય એવા માલુમ પડયા હતા. હીંયાંથી વળી નીચે થોડીક પગથીઓ ઉતરયા પછી મેહેલના બીજા તબ્બાકા અથવા માળ ઉપર અવાય છે. વાંચનારે આટલું હીંયાં વીચારવું જોઈએ કે ઘરના પેહેલા માળ ઉપરથી બીજા માળ ઉપર જવાને વધારે ઉપર ચઢવું પડેછે, પણ આ પાણી મેહેલ જે ભોયરાંમાં બના-

વેલા છે તેના પેહેલા માળ ઉપરથી બીજા માળ ઉપર જવાને નીચે ઉતરવુ પડે છે. આ બીજા માળ ઉપરની રચના પેહેલાના કરતા વધારે જોવા લાયક છે એક જરૂખો બાહાર ઓંકવેલો છે તીહાંથી પેલો ૫૦) ફુટ ઉચેથી પડતો ધપધપ (ધોધ) દેખાય છે. ઝરૂખો રાષ્ટ કોણ આકારની બાધણીનો છે, તેની બારીઓ ઉપરથી હેઠળ નદી વેહેતી દેખાય છે. પાણીનો ધોધ પડેછે તે ઉપર જારે સૂર્યનાં કિરણો પડતાં હશે ત્યારે તીહા તરેવાર રંગની વરસાદી કમાનના દેખાવો થતાહશે; તથા ઉચેથી જે ધોધ પડે છે તેના પાણીમાથી ઝરમર ઝરમર વરસાતની પેઠે પાણીના બારીક બુદનીયાં પડતા હશે અને તે બુદનીયા પવનની લહેરથી ઝરૂખાની બારી ઉપર આવતા હશે ત્યારે તે જગા ઉપર બેસીને આસપાસની લીલાતરી અને આવી મનોરંજક રચના જોનારને કેવી મજા લાગતી હશે તેનો ખ્યાલ ભોગવનાર સીવાય અમસ્થી કલ્પના કરનારને રૂપીઆની એક આની જેટલો પણ આવવાનો નથી તો એપણ કલ્પનાથી તેમોજ વીશે જે વીચાર ઉત્પન્ન થઈ શકે તે ઉપજાવવાની કોશેશ હમોએ કરી છે વીચાર કરો કે એક ગમથી પાણીનો ધોધ ધમ ધોકાર ધોવો કરતો છેક ૨૫) અથવા ૩૦) ફુટ ઉપરથી, અને ઝરૂખાની બારી આગળથી વલી બીજી ૨૫) ફુટની ઉંડાઈએ પડતો દેખાય છે. બીજી ગમથી વમળદાર પાણી ફીણફીણ થઈ સફેદ દુધ જેવુ બની સીલ સીલાટ ઝરૂખાની બારી આગળથી વેહેતુ ચાલ્યું જાય છે. ત્રીજી ગમથી બારીક બુદનીયા નીચે શીતળગાર જેવાં વરસી રહ્યા છે. ચોથી ગમથી તમામ આસપાસની વનસ્પતીમાથી જે મધુર સુગંધની લપટ પસરી રહીછે, તે પેલાં બુદનીયા સાથે મીસ્રીત થઈ ઝરૂખાની બારી ઉપર ફેલાઈ આખા મેહેલને મીઠાસ ભરેલી લપટથી ભરી મધમધાવી નાખ્યો છે.

હાલીમવાલીઓ મુખનો પડનારેવાગ આપેછે, "બંદે નવાજ, નરબુરૂજમેં ચલરહા હે." તે ઉપરથી નવાબે જાણે કેહેવી એક મોહોટી ગણત્રી અથવા આગમચેતી કરી હોય, એમ ફુલાઇને બોલેછે, "તબતો પાનીકા બોહોતહી ઝોર હો રેહા હોઇંગા." ચાપલુસી અને ખુશામતખોર ખાનસામાનોને સહરાઇથી બોલતાં શીખવવું પડતું નથી, તેથી તેઓ નવાબના ભારી કઠણ મન શકતીથી કરેલા કયામને છઠે આસમાને ચઢાવી જવાબમાં બોલે છે. "હાંજી ખુદાવંદ, હાંજી ગરીબ પરવર, પાનીકા બહોત હી ઝોર હો રેહયાહે. કીતાં પનાહને બીન દેખે કૈસી પઇછાન કરી હે? તેહેકીક; પાની બોહોત ઝોરમે વાહા રહાહે." નવાબ મનમાં ફુલાઇને બોલે છે, "હાં, મેરી નજરમેં તો પાની મેહેલકી કગમત અબ એક એક્ર બરોબર બન રહીહે." જારે નવાબે પોતાના ખીદમતગારોથી સાંભળ્યું કે નરબુરૂજ વાટેથી પાણી ચાલીયું જાયછે, તારે અલબતા પાણીનો વધારે જોર હોયાથીજ એવું બનવુ જોઇએ, એમાં ગણત્રી શાની અને પઇછાન શાની!

આ પાણીમેહેલની કગંમત પીછાનવા મનશકતી કેટલી કઠણ હોવી જોઇએ એ વાચનાર સેહેલાઇથી વીચારી શકશે. પણ જીહાં "હાજી ખુદાવંદ, બંદેનવાજની લપલપી ચાલતી હોય તીહાં કીડી ને વાઘ, અથવા રાઇનો પરવત બનાવી દેવાની કસીબી પાંતીની કસર થઈ શકાતીજ નથી. પણ આપણ આપણી વાત ઉપર આગળ ચાલીએ. નવાબની પુછપરછ ઉપરથી જાણે એવુ માલુમ પડયું કે પાણીનું જોર વધી ગયું છે. આ વાતની મેહલમા ખબર પડી. નવાબની માશુકોના પેટમાં જાણે ધાસ્તીથી ધરકો પડયો. પાણી વધીને છેક ઝરૂખાની નજદીક આવ્યું. આ વખતથી તેમની મકર ભરેલી હીલચાલ થવા માંડી, કોઈ કીહા ઓરડામાં અને કોઈ કહી ઓલીમાં ભરાવા અને દોડી જવા લાગા, ભોલો નવાબ પોતાની માશુકોની દોડધામ અને હીચકારાપણું જોઈ હસવા પડયો; તીયાર પછી મેહેલમા જે દોડદોડ અને તરેવાર પ્રપંચ ગોંધળ થયું હશે તેનો તો ખરો ચીતાર આપવાને આ ઠેકાણે કલ્પના વધારે ચલાવી શકતા નથી જે ખ્યાલ દોડેછે તે સાંભળેલી અસલ વાત સાથે સરખાવતાં આપણી મનશક્તિની માત્ર મશકરી કરેછે, અને ઉપર જે કલ્પિત ચીત્ર આપીયુ છે તે અસલ બનાવની અધુરી નકલ પણ દેખાડી શકતું નથી. નવાબે ભોગવેલી મોજની વાતો પાણીમેહેલનાં પાણીમાં વહી ગઇછે, અને આપણે તો માત્ર હવાઈ વીચાર કરતા રહેલા છઇએ.

બીજા તબકા અથવા માલ ઉપરથી ત્રીજા તબકા અથવા માલમાં ઉતરવાને વળી બીજી સેહેડીઓછે, તેનાં પગથીઆં ઘણાંજ ઉંચાં છે. એ પગથીયાં ઉપરથી ઉતરતાં છેક નદીનાં પાણી આગળ જવાઈ શકાય છે. આ માર્ગ મેહેલમાં વાપરવાનું પાણી લાવવાને કરેલો હોય એવું નજર આવ્યુ હતું, અંધારૂં ઘણું થયલું હતું, હમારી સાથે બળતી મસાલો રાખેલી હતી તોઅેપણ એ માર્ગે ઉતરવાનું ઘણું કઠણ નજર આવ્યું હતું તથા હમારી સાથનાં માણસોમાંથી કોઈનું તે માર્ગે ઉતરવાનું મન થયું નહી હતું. સેહેડી ઊચી હતી, વળી પાણી અંદર ફુટી આવ્યાથી ભીનાઈ મરકણી થઈ ગયની હતી, અને જીહાં જોઈયે તીંહાં વાંગળાંઓની અધાર એટલી તો જમાવ થઈ પડેલી હતી કે તેની દુરગંધી ખમાઈ નહી શકાતી હતી, જેથી વધારે વાર તીંહાં ઉભા નહી રહી શકયા હતા. ઈહાંથી પાછા ફરતા બીજાં બે ત્રણ નાહાનાં દીવાનખાનાં જોવામાં આવ્યાં હતાં, તેમાં એકનું નામ ગંદી મેહેલ રાખેલું સંભળાયું હતું. આ વીશે ખુલાસો એવો થયો હતો કે તરેવાર જાતની ખુશબોથી આ ઓરડાને ભરવામાં આવતો હતો, અને તેમાંથી તરેવાર સુગંધ જે નીકળતી હતી તે પાણીમેહેલનાં સઘળા જુદા જુદા ઓરડામાં પસરતી હતી. આવી રચના કરી હોય તેમાં નવાઈ નથી; પણ જે વખતે હમો તીંહાં હાજર હતા તે વખતે ગંદી મેહેલમાંથી સુગધને બદલે સઘળી તરેહની દુરગંધો એવી તો નીકળતી હતી કે હમારી સાથના સઘળાં માણસોએ રૂમાલો પોતાના નાક ઉપર દીધા હતા, તથા મસાલો પણ ઘણીજ ઝાંખી બળવા લાગી હતી. તેથી સાફ માલુમ પડયું હતું કે પાણી મેહેલની તે વખતની હાલત ઘણીજ વેરાન અને પડી ભાગતી હતી, ભીતમાં તડ પડેલી હતી તેમાંથી કોઈ કોઈ ઠેકાણેથી નદીનું પાણી પેવસ થયલું હતું, અને તેથી ઠેકાણે ઠેકાણે કાદવ અને કોચડ થઈ પડેલો હતો.

નહી કેહેવા જોગ એક ઓરડાની હમોને આ ઠેકાણે નોંધ કરવાની જરૂર થઈ પડીછે, અને તે કરવાનું કારણ માત્ર એટલાજ ઉપરથી છે કે તે ઓરડાની બાંધણી ઉપરથી મુસલમાન નવાબોમાં સફાઈ તથા સુઘડાઈનાં વીચાર કેટલા થોડા હશે તે આદું માલુમ પડી આવેછે. નવાબો અને હાકમો અત્તર તથા ચંપેલી અને તરેવાર ખુશબોનાં ઘણા શોખી હોય છે, પણ જેઓનાં દરબારી મેહેલમાં મોહોડાં પાસેજ જાય જરૂરનાં મકાનો બનાવેલાં હોય તીંહાં આવી ખુશબોની જરૂર હોવીજ જોઈએ. એ ઓરડાનું નામ "પાયખાના" બોલે છે. ગરીબ માણસોનાં ઘરમાં બોઓ ઉપર

બેઠા ચુહુલા બાંધેલા હોય છે તેવી આ ઠેકાણે જમીનની સપાટી ઉપરથી આશરે દોઢેક ફુટ ઊંચી ચુહુલા જેવી પથરની બેઠક નજર આવી અને એ બંનેની વચ્ચે જગા પણ પડદા જેવું કંઈજ નહીં હતું. કોઈ પણ સાધારણ જોનારને આ બાંધણીના આકાર ઉપરથી રાંધવાની જગા શીવાય કદી પણ એવો ખ્યાલ નથી આવવાનો કે આ આટલી જેટલી ઊંચી બેઠક તે જાયજરૂર એટલે ઝાડે ફરવાની જગો છે. આ સાંકડી બેઠકમાં જાયજરૂરની સઘળી ગોઠવણ કીધેલી હતી તેની ગલીચી, ગંધારો કેટલો હશે તે ખ્યાલમાં આવ્યાથી ખરેખર કંટાળો ઊપજ્યા વગર રેહેતો નથી. હમોએ આગળ કહ્યુ તેમ આ બાબતની અત્રે નોંધ કરવાની જરૂર એટલીજ કે મેહેલ જેવા આરાસ્તગી ભરેલાં મકાનમાં આથી ખામીઓ જેઓ તપાસિને જુએછે તેમની નજરે પડેછે, અને આથી વીચારવાને બની આવેછે કે મુસલમાન લોકોએ, પછી શું ગરીબ કે તવંગર, અદનાથી આલા તુલીક સફાઈ, સોજાઈ, સુઘડાઈ અને તદરોસ્તીની જાળવણી કરવાનાં જે કુદરતી કાયદાછે તે જાણવાને જરાએ પણ ધ્યાન પોહોંચાડ્યું હોય એવું લાગતું નથી. તેઓ આજ સુધી એ વીશે કમનસીબ રહી ગયા છે. આ સઘળું અંધાઈ અજ્ઞાનપણાથી તેઓમાં ચાલેછે. કેળવણીની ખુબી તો તેઓ જાણતાજ નથી.

પાણીમેહેલની તારીફ હમારા ભોમીયાએ ઘણી અચ્છી રીતે કરી સંભળાવી હતી અને જણાવ્યું હતું કે ગરમીની રૂતુમાં ઘણેખરે વખત નવાબ સાહેબ આ મેહેલમાજ ગુજારતા હતા. આ મેહેલ ગરમીની રૂતુમાં આરામએશ લેવાને બનાવ્યો હોય એ એકવાર માનવા જોગ છે; પણ તેની સાથે એક બીજો વીચાર પણ ઉત્પન્ન થાયછે, કે દુશમનની નજરથી છુપાઈ સંતાઈ રેહેવાને અથવા સંકટની વેલાએ નાહામભાગ કરવાને આ છુપો મકાન ઘણોજ કામજોગ થઈ પડે, એટલા સારૂ પણ તે બનાવી ગયો હોય. આ મેહેલમા ભરાઈ સંતાઈ રેહવાના ઓરડા, તેમની બાંધણીની રીત, મેહેડીઓના ટપ્પાની કકોરી ઉંચાઈ, મકડાસ, તથા ઓરડા ઓરડીઓની પેચ ભરેલી રચના, નાહાની નાહાની ગલી, અને વલાણદાર જવા આવવાના મારગો જે હીયાં જોવામાં આવેછે તે સઘળા ઉપરથી ઉપલો વીચાર મનમાં ઉત્પન્ન થયા વગર રેહેતો નથી. પુછપરછ કરતાં એવું પણ માલુમ પડ્યું કે આ મેહેલમાંથી બાહારો બાર છેક દુરવેર નીકલી જવાનો ભોંયરાંમાંથી રસ્તો

કોતરી કાહાડેલા છે, અને હમારી સાથે દેખાડવા આવેલા મુસલમીનોની બોલવાની લઢણ પ્રમાણે હમોએ સાંભળ્યું કે ૧૨ ગાઉ દુર નીકળી જવાય એટલો રસ્તો ભોંયગંમાં બનાવેલોછે, પણ ઓવી તોપ મારનારોના બોલવામાંથી ઘટતા ટકા બાદ કરી માનીએ તો અલબતાં પા કે અરધો માઇલ સુધી નાહામી જવાનો રસ્તો બનાવ્યો હોય એ માનવા જોગ છે. એવી એક ગલીમાં, મસાલ સલગાવીને અંદર જવાનો ઇરાદો હમોએ કીધો હતો, પણ બંધીયાર હવાના સબબથી મસાલ તેમાં બલી નહી શકી, અને ૩૦ ફુટ ચાલ્યા એટલાં તો તે હોલવાઈ ગઈ હતી.

છેલ્લું, પાણીમેહેલ વીશે એક ત્રીજો વીચાર આવીયા વગર રેહેતો નથી. મુસલમાન નવાબ, અમીર, ઉમરાવો એશઆરામમાં મશહુર થયલાછે. તેઓ પોતાના નીચ હવસો પુરા પાડવાને, તેમનો બોજાનો ઉડાવવાને કશી વાતે પાછળ પડયા નથી; તેવા કોઈએ એવી મતલબથી આ મેહેલ બંધાવ્યો હોય જેમાં રૈયતની પારકી સ્ત્રીઓને ચોરી લાવી છુપાવી રાખે અથવા એવી જગાએથી છુપે રસ્તે રાત્રે નવાબ પોતે અને તેના જેવા અમલદારો જેમ જેને પગ ફાવે તેમ પોશાક બદલીને શેહેરમાં નીરલજ કામ કરવાને બાહાર નીકળતા હોય, અને તેજ છુપે રસ્તે પાછા આવી કીલ્લામાં હાજર રેહેતા હોય, જાણે કિલ્લામાંથી કોઈપણ શખ્સ બાહાર નીકળ્યોજ નથી. કિલ્લાનો દરબાન બીચારો જાણતોબી નથી કે કોઈપણ દરબારી માણસ કિલ્લાના દરવાજા વાટે રાત્રે બાહાર જતો હોય.

પાણીમેહેલ જોઈ રહયા પછી જે માર્ગે અંદર દાખલ થયા હતા તેજ માર્ગે પાછા બધ ઉપર બાહેર આવ્યા, અને તાંહાંથી "ઉપલી બુરજ" નામના કિલ્લા ઉપર ગયા. આ કિલ્લો આસરે ૭૦ ફુટ ઉંચો છે, અને તે ઉપર ચઢવાને પથરની સેહેડી બનાવેલછે. આ સેહેડીઓ જેમ જેમ ઉપર જઇએ છઇએ તેમ તેમ તેનાં પગથીયાં એટલાં બધાં ઉંચાં માલુમ પડતાં જાય છે કે તે ઉપર જલદીથી તો ચઢાયજ નહી, અને ચઢતાં ઘણીજ મેહનત કરવી પડેછે. એવું કરવાની મતલબ એવી ધારવામાં આવેછે કે દુશમન કિલ્લા ઉપર ચઢી આવે તેને ચઢી આવવાને જેટલું પેહેલાં સેહેલું લાગે તેટલું છેક ઉપર ચઢયા પછી કઠણ પડે, અને ઉંચાં પગથીયાં ઉપરથી ચઢતાં તેમની ઉપર તોપનો અથવા તેવો કોઈ બીજો મારો મારીપડે ચાલુ થઈ શકે.

એ બુરજને મથાળે બે તોપ જોવામાં આવીછે. એકનું નામ "મગરધર્જ, બીજીનુ નામ "નવગજી" કરીને છે. બન્ને તોપો બેદાદ હાલતમાં પડેલી હતી, અને તેઓ ફોડવા લાયક હાલતમાં હોય એવું લાગતું નહી હતું. ઉપલા બુરજને મથાળેથી બુરજનાં પેટાંમાં ઉતારવાનો એક બાજુએથી પથરની મેહેડીનો રસ્તો છે. એ માર્ગે અંદર ઉતરવાથી એક નાહાનો મરઓ ઓગડો આવેછે, તેની આગળ એક ઝરૂઓ આવેલોછે, તેની ઉપરથી આગરે ૬૦ થી ૭૦ ફુટ નીચે, કિલ્લાનુ મેદાન દેખાયછે. એ ઝરૂખાની જગા ઘણી સાંકડી છે તેથી ભાગ્યેજ બેથી ચાર માણસ સગવડે બેસી શકે. એ ઉપરથી વાઘ, હાથી, ગેંડા અને એવાં બીજાં જનાવરોની લડાઇનો તમાસો જોવાને એ ઝરૂઓ કામે લાગ્યો હોય એવું ધારવામાં આવે છે.

ઉપલા બુરજ ઉપરથી ઉતરીને શેઠ બરજોરજી વીકાજી મેહેરજીનો રેહેવાનો બગનો જોવાને ગયા . આ બગનો કિલ્લાની અંદર લાગેલી નદીનાં કિનારા ઉપર બાંધેલોછે તેથી તે ઘણા પુરાનુમાં મકાન બનેલોછે, અને તીહાંની આબોહવા પણ સારી છે. બગલાની બાંધણી સાધારણ તરીકાની છે, માત્ર તીહાંના કીમખી કારીગરોએ જે જે ભાગોને નેનકદાર કીધાછે, તે કરવામા મગર, સુસવાટ અને એવાં જનાવરોનાં આકારની નકલ ઘણે ઠેકાણે કીધેલી જણાયછે. એજ નદીનાં કિનારા ઉપર બાગદારી મેહેલ એટલે બાર દરવાજાનો મેહેલ, તથા બેગમનો મેહેલ, કચેરી, જમવાનું દીવાનખાનુ, એવાં કેટલાંએક અચ્છાં મકાનો બાવેલાછે

એ જોયા પછી ઓરતો તથા મર્દોનુ બન્ધીખાનું જોયું. જે હાલતમાં આ બંને જાતીનાં કેદીઓ બધીખાનામાં ગજેલાં જોયા, તે ઉપરથી આટલુ જણાવ્યા વગર ચાલતું નથી કે સુધરેલા દેશોનાં કેદખાનાંમાં જેવી તરબીએત અને માવજત થાય છે તેવી આ કેદખાનામાં સુનલક જોયામાં આવી નહી હતી. તોએપણ હીયાંના બંધીવાનોનાં ભાગ્ય, સારાં કે પેલા અચલ ધુંધી પારસી ભાઈ વીરાજી જેવા દરોગાનાં ઉપરીપણા તળે તેઓ પડેલા હતા. *કેદખાનાંના કેદીઓની તરબીઅત અને માવજત કેમ કરવી એ'વીરો ભાઈ વીરાજી અંજાણ્યા હતા તોએપણ એ ધુંધી રાખસમાં એ બાબતનું કેટલુએક ખુદરતી જ્ઞાન સારૂ દેખાતુ હતું. તેવણે કેટલાએક પોતાની તરફનાં સારા ઉપાય કામે લગાડ્યા હતા. તોએપણ બધીવાનો પાસે ગહવારના સખત મજુરી કરાવવી અને હલકાં

જનાવરની પેઠે તેમને રાત્રે સખત બંધીમાં કેદ રાખી, ખાવા પીવાની વેહેલા પાડવી અને જેમ બને તેમ બંધવાને શરીર ઈજા ઘણી પોહોંચાડવી, એટલાજ કાયદા નીજામ સરકારનાં બંધીખાનાંની તરબીએત વીશે અમલમાં આવેલા માલુમ પડ્યા હતા. મુસલમાની હકુમત તળે આવી બેકદર અને બેદાદી ચાલેલી સાંભળી આપણને ઘણું તાજુબ થવા જેવું કાંઈ નથી, માત્રે તાજુબી એટલાજ ઉપરથી લાગેછે, કે નીજામની હાલની હકુમત જે ચાલાક અને બાહોશ વજીરને હસ્તકછે, જે ચંચલ નવીબ ઇંગરેજી હકુમતની રીતભાંતથી સારી રીતે વાકેફછે, તેવા અકલવાળાની અને પુરતું રાજદરબારી જ્ઞાન ધરાવનારાની કારકીરદીમાં તેના બંધીવાને આવી બેદાદ હાલતમાં રેહે, એ અતિશય દીલગીરીભરેલું તેમજ સખુન નાખવા જોગછે. આ વિશય ઉપર ધ્યાન પોહોંચાડવાની ઘણીજ અગતછે. નીજામ હેદરાબાદની નજદીક સીકંદરાબાદમાં ઇંગરેજની જે છાવણી છે તીંહાં ચીમલગીરી આગળ ઇંગરેજનાં તાબા તળે જે કેદખાનું બનાવેલુંછે, તે એક નમુના દાખલ જોમલું બસછે. આ ઠેકાણાનાં કેદખાનાં વીશે લબાણથી ઘટતી જગાએ બયાન કરેલું છે; અત્રે એટલું કેહેવું બસછે કે કેદખાનું કેટલી સફાઈ ભરેલું, કેવું રળીયામણું, અને તેમાં પડેલા બંધવાઓને ઈમાનદાર અને મેહેનતુ બનાવવાને તેમને ધંધો પેશો, સીખાડવા અને ઉદ્યોગી કરવા કેવી તરેહની તરબીઅત આપવી, એનો એક અછો નમુનો હમારા જોવામાં તીંહાં આવ્યોછે. મુંબઈનાં કેદખાનાં અને બીજાં જે કાંઈ આ દેશમાં હમોએ જોયાંછે તે સઘળાં ચીમલગિરીનાં કેદખાનાં આગલ પોઈંગ છે.

નલદુર્ગના કિલ્લામાંથી નીકળીને કોટની બાહાર આવ્યા ત્યારે રાત્રે ૮॥ વાગાનો અંમલ થયલો હતો. બાહાર પડતાં આ ગામને લગતી એક મોહોટી મસજીદ જોવામાં આવી, જેના દરવાજા ઉપર મુકેલી તકતી ઉપર ૯૬૮ હીજરી મને વાંચવામાં આવ્યો, તે ઉપરથી ગણતાં નજદીક ૨૫૦) વરસની જુની તે ઈમારત જણાઈ હતી. જેમ હિંદુઓએ પોતાનાં વખતમાં દેવળો, દેહેરાં અને પાહાડી કોતરકામો કીધાંછે તેમ મુસલમાનોએ પોતાની કારકીરદીમાં સેહેરે સેહેર અને ઠામે ઠામ મસજીદો બાંધીછે. મસજીદ સાથે ઓટલા બાંધવામાં આવ્યાછે, જે મુસલમાન જાતના મુસાફરો ઉતારો કરવાની જગા તરીકે વાપરેછે. આ મસજીદો, વીશે અત્રે નોંધ કરવાની જરૂર એટલીજ છે કે એવી જાતની કેટલીક ઈમારતો હિંદુસ્થાનમાં ઘણીજ સુંદર, જોવાજેવી અને યાદગારીના નમુના લાયક.

તા૦ ૨૬ મી ડીસેંબર—આ દીને નલકુંગથી રાત્રે ૯ વાગે ગાડીમાં બેઠા તે સહવારના ઉમરગામ આગળ ૬) વાગે જરાવાર વીસામો લીધો કેમકે આ જગાનું પાણી ઘણું સારૂંછે. આ ઠેકાણે રસ્તાની ડાબી બાજુએ હિંદુનો શીવનું એક દેહેરૂં હમારી નજરે પડયું. હિંદુ ધર્મ પ્રમાણે તેમનાં કેટલાંએક દેહેરાંઓમાં તેમના દેવ તથા દેવીઓની અને તેમના સેવક તથા સેવકીઓની મુરતીઓ અને ચીત્રો નિરલજ આકૃતીમાં અને અનીતી ભરેલાં આસનમાં ભીતો ઉપર અને એવી બીજી જગાએ ચીત્રેલાં અથવા કોતરેલાં હોય છે એ સરવ કોઈ જાણેછે. પણ એવી મુરતીઓ હીંયાં મુંબઈમાં હિંદુ શીવાએ કોઈ બીજી જાતના લોકની નજરે પડતી હોય એવું જાણવામાં આવ્યું નથી, જેનાં કારણો ઘણા હશે. એક તો અત્રેનાં હિંદુઓ ઇંગરેજી ધારા અને કાયદાથી વાકેફ છે કે આવી નાગી મુરતીઓ તેઓથી ખુલી મુકાઈ નથી શકાવાની તેથી તેઓ છુપી જગાએ તેમને મેલતા હશે; બીજું કારણ એ કે મુંબઈનાં કેટલાક સમજુ અને અનુભવિક હિંદુઓ તેમનાં ધરમનાં એવાં નીરલજ તત્વો લોકમાં હોહો થઈ પડે હેવી રીતે જાહેર નહી પાડવા ઇછિતા હોય, તેથી આવી મુરતીઓ દેહેરાંઓમાં છુપી રાખી મેળતા હોય. ગમે તે કારણ હોય, પણ ઘણા હિંદુઓ તેમની પુજા કરે છે આ વાત કોઇથી ના પાડી નથી શકાવાની. આવી મુરતીઓ હિંદુસ્થાનના મધ્ય પ્રાંતોનાં દેહેરાંઓમાં ઠેકાણે ઠેકાણે જોયામાં આવીછે. તેનું વીગતવાર બયાન આગળ જણાવેલું છે. પણ આ નાહાનાં સરખાં ગામડાંમાં થોડાંક ઝુપડાં જોયામાં આવ્યાં હતાં તીહાં હમારી નજરે એવી નાગી અને નિરલજ આસને ઉભેલી મુરતીઓ પેહેલ વેહેલી પડી હતી. આ મુરતીઓ દેહેરાંની બાહારની ફરતી બાજુએ ભીત ઉપર તથા પથરની સેહેડીઓની બાજુએ જોયામાં આવી હતી. એક મુરતી એવી હતી કે, દેવનો લીંગ તેનાં પુજારીઓ ચુસતા હતાં, બીજી તરફ પુજારીઓ લિંગ હાથમાં ઝાલીને નમસ્કાર કરતા પાડેલા હતાં. હમો એવી અસભ્ય બાબત આ પુસ્તકમાં વિગતવાર દાખલ કરવા અને તેનું બયાન કરવાને મુતલગ ચાહાતા નથી. પણ હિંદુ ધર્મમાં આવી વાત છે જે વાજબી છે અથવા ગેરવાજબી છે એ વીશે આ ઠેકાણે મુજાહેમત અથવા તકરાર કરવાનું પડતું મેલી, તે બીજાઓને જણાવા સારૂજ માત્ર અત્રે એક ઈશારા તરીકે દાખલ કરવાની જરૂર સમજીએ છૈએ. એ મુરતીઓની બેહાઈ ભરેલી રચનામાં આટલું પણ જણાવવું જોઈએ છ કે એવી મૂરતીઓમાં ફકત પુરૂશોનીજ મુરતીઓ

હતાં; મોહબ્બતથી દેવાના થયલાં બુલબુલો, ખીલતાં ગુલોને ચાંચે ચાંચે ચુમતાં તરેવાર[ી]સવાલો પુછતાં રેહેલાં હતાં; માસુક ગેલાબને એક સખ્ત સવાલ પુછાઈ રેહેલો હતો કે આવી ખુબસુરતી સાથે તારા દામાનમાં કાંટા કેમ લપટાઈ રેહેલાછે! ચંચલ મધુમાંખી, પોપટી, પતંગીયાં અને ભમરા પ્રફુલ્લિત પુષ્પો ઉપર એક છોડી બીજાં અને બીજું છોડી ત્રીજાં ઉપર વગર અટકવે ભમતા અને ચક્કર મારતાં પોતાનાં સ્વતંત્ર અને નીરદોષપણાનાં સુખમાં આનંદ પામતાં, ભણભણી રેહેલાં હતાં. આ સઘળાં પ્રાણીઓની પરોઢીયાંની લીલામાં તેમનાં સઘળાં કરતાં જે શ્રેષ્ઠ મનુષ્ય તે પણ સામેલ હતો. પણ તેની લીલા ઉંચે દરજ્જેની મનરાકતીની મોજ ભોગવવામાં હતી. આ પૃથ્વી ઉપરથી તથા તેને લગતી સઘળી મીથ્યા બાબદો ઉપરથી તેનું મન વેગળું થઈ, તેને જીવતર આપનાર, જે ઇશ્વર તેની ઉપર લાગેલું હતું. તેના હોટમાંથી ખુશ આવાજે, પણ હળવે, હળવે હર! હર! હર! રામ! રામ! રામ! ઓ પરવર! પરવર! પરવર!— ઓ માહેબ! ઓ દાદગર! આવા ગંભીર શબ્દો, ઇશ્વરસ્તુતી અને પ્રાર્થનાનાં નીકળતા રેહેલા હતા. મંથાલના જંગલમાં પણ આવા સમએ આવો આવાજ હમોએ એક એકાંત દેહેરામાંથી તીહાંનાં એક બુઢા જોગીનાં મોહોડામાંથી નીકળતો સાંભળીયો હતો. ખુદરતનો સઘળો દેખાવ તાજો, રળીઆમણો, પવિત્ર અને તેની સાથે ગંભીર લીલા ભરેલો દેખાઈ રહ્યો હતો; તેમાં તો જાણે ગર્ક થઈ જવા ગમતું હતું! ડુંગર, ટેકરીઓ અને કેટલેક સુધી ઓલી સપાટ જમીન ઉપરથી ધુમસ હજુ હજુ દુર થતો જતો હતો; ઝાડોનાં પાત્રાં ઉપર મોતી જેવાં દવનાં ટીપાં ઝલકી અને ટપકી રેહેલાં હતાં; ફુલો અને મોહોરોના મોહોડાં ઉઘડીને તેમાંથી લપટ અને પમરાટ છુટી સઘળાં જંગલમાં પસરી રહ્યો હતો. કેટલેક ઠેકાણે ફુલોનાં ઝુમખા વિચિત્ર આસને એક ખાઈ એટલાતો નીચા લટકી રહેલા હતા કે જાણે તેઓ ઇચ્છતા હોય કે કીયારે "હમને તોડી લઇ માતવી તેના નાખ આગલ લઈ જાય, તેનાં મસ્તક ઉપર ધરે, અથવા ઇશ્વિર આગળ હમને અરપણ કરે." આવાં ખરાં અને પવિત્ર સુખ આપનાર દેખાવમાં હમારૂ મન છક થઈ ગયું હતું! આહા! આ પરોઢીયાનું પુરનું બયાન કેમ થઈ શકે! વલી આ વખ્તે ઇશ્વિર સાથે દીલ મળી ગયાથી આત્માને જે સુખ અને આનંદ થતો હતો તે જણાવાને તો હમને શબ્દોજ મલી આવી શકતા નથી. ખરેખર ઇશ્વરી સુખનું બયાન તે આ તકલીદાં કાગજ ઉપર, કમલ, મીહાઈ

એટલા શબ્દોની નોંધ હમારાં સ્મરણ પુસ્તકમાં જેવી કરી લીધી હતી તેવીજ નોધ આ જીનમોની સઘળા મીત્રોએ તેમની જહરાગનીમાં પણ કરી લીધી હતી. નાસ્તો લઈ ઉલટ ભરીયા ચાલતા બાહેર નીકળ્યા. પણ જેવી ઉલટથી જોવાને બાહેર પડ્યા હતા તેવા સંતોષ પામી પાછા નહીં ફર્યા હતાં, કેમકે જે કાંઈ જોયામાં આવ્યું તે માત્ર ૫૦) વરસથી વધારે જુનું નહી હતું, અને વલી તે સઘળું નજીવું હતું. બંગલાથી આશરે ૨॥ અઢી માઈલ દુર "અંખીલકુંડ" નામનું શીવનું દેહેરૂં જોયું. પરોઢીયાંની સેહેલ્લી અને જંગલની ખુશબોથી જેટલું મન ખુશી થયું હતું તેટલું તે દેહેર જોયાથી નહીં થયું હતું. અત્રે થોડીક ભાગેલી મુરતીઓ એણીગમ પેણીગમ રખડતી વેરાયલી પડેલી જોઈ હતી. આમાંથી ડાકટરે પ્રાચીન કાલની બાબદો વીરો શોધ કરનાર તરીકે પોતાના હક દાખલ કેટલીએક નાહાની નાહાની મુરતીઓ વગર હુકમે ઉપાડી લીધી હતી. આ નજીવી મુરતી ઉપર જેટલુ ડાકટરનું મન અને ચીત્ત લાગેલું હતું તેના કરતાં વધારે ઈનતેજારીથી હમારૂં અચકચારૂં મન સફેદ બદનના તથા કાળાં મોહોડાનાં, દાહાડી અને લાંબી પુછડીવાળા વાંદરો, દુર ઝાડ ઉપર બેસીને હમુને ટીકી ટીકી જોતા હતા, તેમની સાથે ચેશ્ટા કરવા લાગું હતુ. હમારા મનમાં ધાસ્તી પડી કે રખેને આ હનુમાનનું લશ્કર જેમ રાવણની ઉપર સીતાને છોડાવવા ઉલટયું હતું, તેમ પેલી ઉપાડી લીધેલી મુરતીઓ છોડવી લેવાને ડાકટર અને હમારી ઉપર તુટી પડે. પણ દાહાડી સાથે અકલ હંમેશ ભેળાએલી રેહેછે, તે પ્રમાણે આ હનુમાની ટોલાંએ પોતાના ખુદરતી ચાળા અને ચેશ્ટા કરવાની ચાલ છોડીને, ઘણુંજ ડાહાપણથી સેતાન ડાવો કરીને ઝાડની છેક ટોંચ ઉપર ચઢી બેસવું વાજબી જાણીયુ હતું, અને તીહાંથીજ ઘણુ ગંભીર દેખાવે હમુને જોયા કીધું હતું; જેમાં હમને એવું લાગ્યું હતું કે *પ્રાચીન કાળના હિંદુ ધરમનો નાશ થયાથી હવડાં અજ્ઞાનપણે હિંદુઓ હનુમાન* (વાંદર) ની પુજા કરેછે, આ ઘણુંજ ખોટું અને તિરસ્કારિક કર્મ છે, એથી ઈશ્વર ભારે કોપાયમાન થાયછે, અને હાલ વાંદરો ઘણું કરીને માણસને જોઈ છેક ઉંચે ઝાડ ઉપર અથવા કોઈ બીજી જગા ઉપર તિરસ્કારથી નાહાસ ભાગ કરી જાયછે તેનુ એજ કારણ છે. આ ગંભીર અને ચાનક આપે એવા દેખાવ જોઈ હમારાં મન ઉપર ઘણી મજબુત અસર થઈ હતી. પણ સઉથી મજબુત અસર ડાકટર બાઉનાં બે હિંદુ ચાકરો ઉપર થઈ હતી, અને તેઓએ ડાહાપણથી તેજ વેળા નિશ્ચય કીધો

"મારા વાંચવા તથા સાંભળવામાં એવુ આવ્યુંછે કે "કલ્યાંણી" કરીને આગલા વખતમાં હિંદુઓનું એક મોહોટું રોહેર હતું, તે હવડાં બીસ્માર હાલતમાં આવી પડેલુંછે; પણ એક વખત હિંદુ રાજાઓની આ એક મોટી રાજધાની હતી, તીહાં આપણે જઇશું તો અલબતાં જાણવાજોગ કાંઈ જુની નીશાણો, લેખો, વીગરે કંઇપિણ કદાચ જોવામાં આવી શકશે." એટલા સારૂ તે રોહેર તરફના રસ્તાની પુછપરછ ડાકટરે કરી રાખી હતી. એ વીશે એવું જાણવામાં આવ્યું હતુ કે મંથાલથી હેદરાબાદ જતાં એક આડ રસ્તો આવેછે, તે રસ્તે કલ્યાણી જવાઈ શકાયછે, અને મંથાલથી કલ્યાણી જવાને માત્ર ૪ કલાકનો રસ્તો છે. ડાકટરની ઉલટને સઘળા મીત્રો હંમેશ ઉત્તેજન આપતાજ હતા, તેથી તુરત તેમની વાત કબુલ રાખી કલ્યાણી જવાનો ઠરાવ કીધો.

ઉપર જણાવેલાં કલ્યાણી રોહેર વીશે થોડી ઓળખ અને બયાન વાંચનારને આપવાની જરૂર છે, આ ઉપરથી માલુમ પડી આવશે કે પાધરો રસ્તો મુકી આડા ગયા હતા તે વગર કારણે નહીં ગયા હતા.

કરનાટક અને માહાગષ્ટ્રની મરહદ ઉપર બેદર નામનું રોહેર છે તેની પશ્ચીમે કલ્યાંણી રોહેર આવેલુંછે. કલ્યાણી રોહેરમાં "ચાલુકય" જાતના રજપુત વરાના રાજાઓ ઇસવી મનના ૧૦ માં શેકડાની આખેરીથી ૧૨ માં શેકડાની આખેરી સુધી રાજ ચલાવી ગયાછે, એવું લેખો ઉપરથી માલુમ પડેલુછે. આ રાજાઓએ ચોળ અને ગુજરાત લઈ લીધાં હતાં, એવું પણ એક લેખ ઉપરથી માલુમ પડયુંછે. આખા માહારાષ્ટ્ર દેશ ઉપર અને તેલંગણનાં પશ્ચીમ ભાગ ઉપર તથા છેક નર્મદા નદી સુધી આ રાજાઓની હકુમત ચાલતી હતી. આ વંશમાંના એકની સાથે ચૌરે વંશની વારસ છોકરીનાં લગ્ન થયાથી ગુજરાત તેને મળ્યું હોય એવું લાગેછે. છેલ્લે ચાલુકય રાજાને તેનાં વજીરે ઉઠાડી મેલી તેની ગાદી છીનવી લીધી આ વખતે "લીંગાયત" જાતનો એક ધરમ જનુની ટોલો પગજોર થયલો હતો, તેમાંના કેટલાએકોએ પેલા વજીરને કતલ કીધો અને અંતે આવું બનીયું કે આ રાજ દેવગીરીનાં યાદવોનાં હાથમાં જઈ પડયું. આજે કલ્યાંણી ફકત નાહાનું સરખુ ગામ થઈ ગએલુંછે જે નીજામ હેદરાબાદનાં તાલુકામાછે, અને તાંહાં એક નવાબ હાકમી ચલાવેછે. રૈયતનો ઘણોખરો ભાગ મુસલમાનોછે

ગડના આંચકા સાથે તેમની એકેક ધુમ તરેવાર સંબોધનના રૂપમાં સંભળાતી હતી, અને તે વખતે હિંદુસ્થાનની પ્રાચીન બાબદોની શોધ ઉપર જે જે જબરા પણ પુરા ટીકા આ હમારા આંચકા ખાતા મીત્રે કરી હતી, તે નીરદોષ ભાષણનું વર્ણન હમારા પ્રવીણ મીત્ર ડાકટરથી અથવા હમારાથી થઇ શકતું નથી. હજુને તેની યાદ આવેછે ત્યારે એવી ઉલટ છુટેછે કે ફરીને પાછી આવી મુસાફરી ખચીત તેમની સાથે કરવી પ્રમાણછે. દુખની પછવાડે સુખ હંમેશ તેયાર જ હોયછે, તેમ અમારા ભલા મીત્રના શરીરની ખીણમાં સારીપેઠે ચંપી થયાથી તેવણને એક ફાએદો એ થયો હતો કે જારે કલ્યાણી પોહોંચ્યા પછી રાત્રે નવાબી ખાણાના સુફરા ઉપર બેઠા હતા (કલ્યાંણીમાં ટેબલ ખુરશીના વાખા હતા) તે વખતે હમારા મીત્રે થોડીવારમાં સુફરા ઉપરની સઘળી નીયામતો ઉપર એવા તો હાથ, પેટ પસવારી પસવારીને લંબાવ્યો હતો અને એવીતો જબરી ભુખે સઘળી વાનીઓ સેરવી હતી કે તે એક જોવા જેવો દેખાવ બની રહયો હતો અને કલ્યાણી તરફની મુસાફરી સઘળાના કરતાં તેમને વધારે ફળી હતી.

પાછલા પોહોરના ૩॥ વાગે કલ્યાણી સેહરને પાદરે જઈ પુગા તીહા એક મોહોટું ખુદરતી સરોવર લાલ રંગના પાણીનું નજરે પડયું. ગામના લોક તેમના વાપરવાને સારૂ આ સરોવરમાંથી પાણી લઈ જતાં હતા. પાણી હાથમાં લઈ જોતાં તે સાફ કાચજેવું નીર્મળ માલુમ પડતું હતું, સ્વાદમાં તે જરા મોરસું હતું. હમારી સાથના એક મીત્રે "રેડસી" (લાલ સમુદ્ર) જોયો હતો તેવણે હમને જણાવ્યું કે આ સરોવરનાં પાણી ઘણાખરાં તે સમુદ્રના જેવાં દેખાતાં હતાં. આસપાસ જોતાં માલુમ પડયું કે એક નદીનું પાણી આ સરોવરમાં ઉતરતું હતુ. સરોવરના તલીયાંમાં લાલ મટોડી છે, તથા નદીનાં પાણીમાં ડુંગર અને ટેકરીઓ ઉપરની લાલ મટોડી ખેંચાઈ આવેયાથી, પાણીનો રંગ લાલ દેખાતો હતો. કલ્યાણીમાં બે ત્રણ ઠેકાણે આવાં સરોવર હમારા જોયામાં આવીયાછે.

સેહરને પાદરે હિંદુઓનાં ભાંગી પડેલા દેહેરાં તથા મુરતીઓ ઘણીછે. એમને ભાંગી પડવાને આસરે ૫૦૦ થી ૬૦૦ વરસ કેહેવાયછે, તોપણ કેટલીક મુરતીઓ આખી ને આખી અને જાણે આજે નવીજ બનાવી હોય એવી જોઇ હતી. તેમાં શીવની મુરતી તાનડેવના રૂપમા એક મોહોટા કાળા પથરમાં એવીતો સુંદર અને વળી નકસીકામ સાથે બનાવેલી હમોએ જોઈ કે તેને યુરોપખંડનાં અથવા કોઈપણ ઠેકાણાં

સાથે આગળથી જઈ, નવાબ સાહેબ ઉપર પેગામ મોકલીયો કે તેમની મોલાકાત લેવાને હમારા મીત્રો પાછળથી આવેછે. કિલ્લાના દરવાજા આગળ જઈ પોંહોંચ્યા પછી ઉપર જણાવીયા પ્રમાણે અંદર ખબર મોકલી કે મુંબઈ શેહેરથી કેટલાએક ગ્રહસ્થ મુસાફરો કલ્યાણી ગામ જોવાની ઈચ્છાથી અત્રે આવ્યાછે, અને નવાબ સાહેબની મુલાકાત લેવાની ઘણી આરજુ રાખેછે; અને અત્રેથી જલદી પાછા કુચ કરી જનારછે, માટે જો મુલાકાત હવડાં થાય તો મોહોટી મેહેરબાની અને નવાજેશ થયલી ગણાશે. પણ આ સઘળી સફાઈ અને આપેલું આદરમાન કોણને આપ્યું હતું, એ વીશે હમને તે વખતે કાંઈ ખબર હતી નહીં. પણ હમારા પેગામનો જવાબ જારે હમુને મળ્યો તારે હમુને માલુમ પડયું, કે કાંદા ઉપર કસ્તુરી લગાડીયામાં આવી હતી. હમુને જવાબ મળ્યો કે જંહાંપનાહ નવાબ સાહેબ એક કલાક થયો જનાનખાનામાં ગયા છે અને તીહાંથી પાછા નીકળવાની વકી બીજે દાહાડે સુરજ ઉગે તીહાંસુધી નહી હતી. હમો નહી કહી શકતા કે આવો જવાબ નવાબે પોતે મોકલાવ્યો કે તેની આસપાસવાળાઓએ આપીયો હતો, એનો જોખમ હમો હમારે સર લેતા નથી. બેચાર હમોએ અરજ

ભર ઉલટ અને પુર શુકરથી નેયામત કરી તંદરોસ્ત થયા. જમી રહ્યા બાદ ગરે સારીપેઠે આરામ કરવાની તજવીજ કરવામાં હમો સઘળાનો કેટલોક વખ્ત રોકાયો. ઠેકાણે ઠેકાણે મુસાફરી બંગલે મુકામ કરતા હતા તીહાંતો એક બે કોચ, ખુરશીઓ વીગેરે આસાએશ કરવાનો સરસરંજામ મળી આવતો હતો, તેને બદલે આ કલ્યાણી શેહેરમાં જીહાં નવાબ સાહેબે હમને ઉતારો કરવાનો મકાન આપીયો હતો, તીહાં એક બાંક અથવા પાટલો વટીક પણ નહી હતો, તેથી હવે આરામથી રાત્ર ગુજારવાને થાય તેટલી સઘળી યુકતી કરવાની હમને ફરજ થઈ પડી હતી. રાત્રે ઘણી થંડી લાગી હતી, અને પારાની શીશી ૬૫ ડીગરી (અંસ) ઊપર ઊતરેલી હતી, તે ઊપરથી ઊઘાડા એોટલા ઊપર આરામ કરવાનું જરા વીચાર જેવું થઈ પડયું હતું; પણ માણસની ઊલટ આગળ સખ્ત ગરમી અથવા સખ્ત થંડીની અમર તસું ભાર ગણી શકાવાના! આ વખ્તે દરેક શખ્સે પોતપોતાની અકલ પ્રમાણે પોતાને સુખ કરવાને તજવીજો કીધી તે એવીતો હતી કે એથી જેટલી રમુજ અને આનંદ મળી તેટલો વખ્ત પણ જલદીથી કપાઈ ગયો હતો. કોઈએ એવો વીચાર કીધો કે ગાડીમાં આરામ કરવું બેહેતરછે, પણ જરા લાંબો વીચાર કરયા વગર જલદી અંદર જઈને લાંબો થઈ સુતાં તેની ગાડી ઊલારી ગઈ હતી; બીજો શખ્સ ગાડીનાં ઢાલ તરફ માથું કરી સુતાં હેઠળ સરી પડયો હતો. આ બે શખ્સોએ આ વખ્તે મેળવેલા અનુભવ ઊપરથી જાણીયું હતું કે મુસાફરી કરવાનાં ગાડાંમાં આરામ કેવી સંભાળથી કરવો જોઈએ. જોતર આગળ ઘોડી મુકીને, તેમજ ગાડાંની આગળ પાછળ ટેકો ગોઠવીયા સીવાએ ગાડું બરોબર ઉભું રેહેવાનું નથી. ગાડામાં સુતી વેળા બીજી બાબત ધ્યાનમાં રાખવા જોગ આ છે કે સઘળા ગાડીવાળા ઘણુંકરીને ગાડીની હેઠળજ બીચારા જમીન ઉપર સુઈ જાયછે, તેથી અંધારામાં ગાડી ઉપર ચઢતી અથવા ઉતરતી વેળા તે બીચારાઓ ઘણી વખ્ત આપણા પગતળે ચંપાયછે, અથવા તો, તેઓ ચઢવા ઉતરવાનાં જાણે પગથીયાં થઈ પડેછે. તેઓ એટલા તો અસાવધ હુંગાએછે કે અજાણતાં તેમનાં શરીર ઉપર આપણ પગ મુકીને ગાડી ઉપર ચઢયા કે ઉતરયા હોઈયે તોએપણ તેઓ કદી જાગીને ઉઠતા નથી; ઘણું થાય તો તેઓ ઉં કરીને એક કેડ ફરીને બીજી કોરે પાછા જેવાને તેવા હુંગમાં પડી રેહેછે. સુવાનાં બીછાનાની કરેલી તરેવાર યુકતીઓમાં હમારા જરમન

મીત્રની ગોઠવણ સઘળા કરતાં સરસ થઈ હતી. પોતાની કોથળીમાંથી કેનાનની એક ઝોળી કાહાડી તેના બંને છેડા મગછરનાં ગોલ થાંભલા સાથે બાંધ્યા અને તેમાં ઢીંચકા આપે એવું ખરેખર નરમ બીછાનું કીધું. એ જોઈને હમે સઘળાએ તેની અકલ અને સમયસુચકતાની વખાણ કરી હતી, અને એક ચેતવણી લીધી હતી કે મુસાફરીમાં આવી એક ઝોળી સાથે રાખવી ખરેખર અગત્યની ચીજ છે. હમણાનાં વખતમાં એવી ઝોળી કરતાં સરસ સગવડ ભરેલાં હવાનાં બીછાંના, તથા લોહોડાંનાં બગલમાં માર્ગીને ઉચકી ચાલી શકાએ એવાં નાહાનાં ઢોલીઆ તથા પલંગો મળી શકેછે, તોએપણ તે વખતે હમારા મીત્રે પોતાને સારૂ કીધેલી સગવડ બીજાઓ કરતાં ખરેખર સરસ હતી હતી. પણ જેવા લાયક સરંજામ તેને મળી આવ્યો હતો તેવી લાયક રીતે તે મીત્રે તેનો ઉપયોગ કરવામાં ગફલત કરી હતી તેથી જેમ પેહલા બે મીત્રોનો ગાડીમાં સુતી વખતે જે રમુજી દેખાવ થયો હતો તેનાં કરતાં સરસ અમારા આ ત્રીજા મીત્રનો દેખાવ જોવામાં આવ્યો હતો. થાંભલા સાથે પોતાની ઝોળી બાંધીને મનમાં મગન થઈ તે મીત્રે હમને કહ્યું કે " મારૂ બીછાનું બીજાઓનાં બીછાનાં કરતાં કેટલું આરામ ભરેલુંછે! જેઓ ભોંય ઉપર સુતાછે તેમને કદાચ સરદી લાગે, તેમના હાડકાં દુખે, જેઓ ગાડીમાં સુતાછે તેમને કેટલી અડચણ ભોગવવી પડેછે, પણ આ ઝોળીનું બીછાનું કેવું જમીનથી અતરંગ તથા રૂ જેવું નરમ! અને જેમ નીરદોષ બાળકને હળુ હળુ હીંચકો નાખી સુવાડીએછ તેમ મહને એ હવઈ ઝુંગમાં સુકશે એવું થયલુંછે! હમે એકમતથી આ બાબદમાં હમારા મીત્રને ખરેખર સઘળાના કરતાં વધારે ભાગ્યશાળી કહયો હતો. આ બોલવું સાંભળીને હમારો મીત્ર ઘણોજ ખુશી થયો, અને પોતાની જુની પુરાણી ઝોળીની ઘણી તારીફ કીધી, તથા તેનાં આવરદા લાંબા રેહે એવી દુઆ કીધી! ખુશાલ થઈ હમે સઘળા એક-બીજાને સુવા જતી વખતની સલામ અલેકુમ કરી ફારેગ થયા અને દરેક મીત્ર પોતપોતે બનાવેલી આરામ કરવાની જગા પકડી, તેવામાં ધંમ દઈને એક આવાજ થયો, જેની પછવાડે ઓ! ઓ! ઓ! એવો બીજો અવાજ હમારા સાંભળવામાં આવ્યો. તુરત સઘળા જણ ઉઠીને જુએછે, તો હમારો મીત્ર ઝોળી સાથે પથરની જમીન ઉપર જમીનદોસ્ત થઈ ગયલો હતો, અને એવું થયા પછી તે બીચારો ઉઠીને પોતાનાં નરમ તકીયા, ઓઢવાની ચાદર વીગેરે બીછાનાનો સામાન વીખાઈ

પડેલા વીણીને બગલમાં એકઠો કરતો હતો. તુરત સઘળાનાં મોહોડાંમાંથી સવાલ નીકળ્યો કે અરે ભાઇ મીત્ર એ શુ થયું? ધીરજથી જવાબ મળ્યો કે ઓ-ળીનુ પુરાણું દોરડું થાંબલાં ઉપરથી સરી પડયું અને વળી તુટી પણ ગયું, તેથી ખુદરતી કાયદા પ્રમાણે વગર આધારની જીનસો આકરશણ શકતીનાં કાયદાને તાબે થઈ જમીન ઉપર તુટી પડેછે તે પ્રમાણે જે ઝોળીમાં હું નીરંનજ બઆંની પેઠ હીંચકા ખાતો હતો તે મારી વાહાલી ઝોળી સમેત જમીનદોસ્ત થઈ પડયોછું અને તેમાં વળી જરા મહને વાગું પણ છે, પણ હું ધારૂછું કે મારા જેવા સબુરી અને ધીરજવાળો તથા ખુસમીજાજી જમીનદોસ્ત જમીનને વારેવાર મળી નથી આવવાનો. અતે રાત્રે બાર અથવા એક વાગે સઘળાઓ સુતા હતા ઘણો થાક લાગેલો હતો તેથી હુંગ એવી તો સારી આવી હતી કે જો કે છેક મોડી રાત્રે હુંગાયા હતા તોએપણ પાછા મળસ્કામાં હમો સઘળા તંદરોસ્ત થઈ ઊઠીયા હતા.

તા૦ ૨૮ મી ડીસેંબર—આ દીને મહવારનાં એક કપ કાફીનું પીને કલ્યંણી શેહેર જોવા નીકળ્યા. શેહેરમાં ગાડી, ઘોડા અને કોઈ પણ તરેની એવી બીજી મગવડ ફરવા જવાની નહી મળી આવ્યાથી પગે ચાલતાજ શેહેરમાં ફરવા ગયા.

કલ્યાંણી શેહેરનો પરોઢીયાંનો દેખાવ ઘણોજ સુફલીસ નજર આવ્યો હતો, અને આ દેખાવ જેવો સુફલીસ હતો તેવીજ તે શેહેરની હાલત પણ દેખાતી હતી. ઉદ્યોગ ભરેલાં શેહેર અથવા ગામ ગામડાંમાં મનુષ્ય જાત પરોઢીયામાંથીજ પોત-પોતાનાં તરેહવાર ઉદ્યમમાં લાગેલુ જોઈએછ. સહવારનાં પોહોરથીજ તીહાં ઘોગાટ અને ધામધુમ થઈ પડેછે. દુધ વેચવાનો આવાજ, કોઈ દહી અથવા છાસ, કોઈ તાજી ભાજી તરકારી, કોઈ ફુલ અથવા ફળ વેચતું સંભળાયછે તેમજ વેચનાર સ્ત્રી અથવા પુરૂષોનાં ઉદયોગી, તાજા ખુબસુરત ચેહેરા જોઈ આપણને આનંદ ઉપજેછે.' પણ આવી એકુ નીશાન હીંયાં હમારા જોવા અથવા માંભ-ળવામાં આવી નહી હતી જે કોઈ હમારી સાંમે મળ્યાં હતાં તેઓ સુગા, શરીર ઉપર એકુ ફાટેલી ચાદર, પીછોડી અથવા ધાબળી નાખીને નહી બોલવા જોગ ખુદરતી હાજતે જતાં માલુમ પડયાં હતાં. થોડુંએક આગળ ચાલ્યા પછી ગામના લોકને ખબર પડી કે રાતે આવેલા મુસાફરો ફરવા નીકળ્યાછે, તેથી અનાડી

માણસોનાં ટોળા હમારી પાછવાડે થવા લાગાં, અને મુસલમાન તથા હિંદુના જુવાન છોકરાઓ હમોને રસ્તો દેખાડવા આગળ પડ્યા. થોડી વારમાં મોટી ભીડ થઈ પડી. આ ટોળાંમાંથી એક ચંચલ હિંદુનો છોકરો આશરે ૧૫ વરસનો હમારી નજરે પડ્યો. તેને આપણા મીત્ર ડાકટરે પુછ્યું કે આ શેહેરમાં પાહાડની અંદર કાંઈ ગુફા કોતરેલાછે? અથવા કાંઈ જુનાં પુરાનાં દેહેરાં અથવા લેખો કોઈ ઠેકાણેછે? તેણે તુરત હા કહી. હમને કહ્યું કે "માહારી સાથે ચાલો, હું તમને તે દેખાડું," આમ કહી તે હમને એક ટેકરી તરફ લઇ ગયો, તીહાં દુરથી કેટલાએક ગુફા હમારી નજરે પડીયા. એ ગુફાઓ જોઇ હમારા મીત્ર ડાકટરને ઘણો હર્ષ ઉત્પન્ન થયો. પણ તે લાંબા વખત સુધી ટકી નહી શકયો. ગુફાની પાસે ગયા એટલે માલુમ પડ્યું કે (બુદ્ધ) ધરમના જોગીઓને માટે રેહેવાનાં જેવી કેટલીક નાહાની ઓલીયો એક ટેકરીમા બણેલી હતી, જેમાં જોગીઓને બદલે તે વખતે જાણે કેટલાક જોગીઓ ઉંધે મસ્તકે ટંગાઈ તપ કરતા હોય તેમ વાગુળો ઉંધા લટકી રેહેલાં હતાં; એ ઉપરથી હમને એક કવીતા યાદ આવી હતી.

જો ન ઉઠાવે તનએકા ભાર,
ઓતો ગયા બપકા માર;
સુકી સમલી લટકે હાર,
ઓર મેડક ખાય ટાળ ટાળ;
ખોડ ગોમૈયાં હારે દોર,
ઔર નગરી ખાય ફોડફોડ.

પણ વાગુળ પ્રાણીઓની તો પુજા થાય છે, તેઓ સહવારના લટકતાં રેહેછે અને રાત્રે ચોરની પેઠે લોકનાં બાગબગીચાઓમાં જઈ તીહાંની ફળ ફુલાદીક ખાઈ નાશ કરેછે, અથવા તલાવોમાં પડીને દેડકાં, માછલીઓ વીગેરે જીવતાંને જીવતાં ટાળી ટાળીને ગટ કરી જાએછે, તેમજ કેટલાક ઢોંગી જોગીઓ પણ દીવસના ઉંધે મસ્તકે લટકી તપ કરતા દેખાયછે, અને રાત્ર પડી એટલે તેઓ લોકના ઘર ફાડવા અને ચોરી તથા લુટ કરવાને બાહેર પડેછે. આ એક જાણવાલાયક નકલ છે.

આ ટેકરીના મથાળે હમો જઈ પોહોંચીયા તીહાંથી આખાં કલ્યાણી ગામનો

દેખાવ જેમ ઉડતાં પક્ષીઓ એક સપાટે જુએછે તેમ હમારી નજરે પડગો. આંબા, આમલી, પીપલા, ભીંડી, વડ અને કરજ તથા આવાં બીજાં મોહોટ મોહોટાં ઝાડોનાં ઝુંખડાનો અછો પ્રસાગે થયલો દેખાયો હતો, અને ઝુંખડાની ઝાડી વચે ઠેકાણે ઠેકાણે જે ખુલા ગાલા પડેલા હતા તેમાથી ગામની મસજીદોનાં ઘુમટો તથા તેમની ઉપરનાં સોનેરી, રૂપેરી પજા, તથા કળસો દેખાતા, તેમની ઉપર ઉગતા સુર્યનાં તેજસ્વી કીરણો પડયાથી તેઓ ચલકી રહેલા હતા. શેહર તો અસલ હિંદુઓનું હતું, તોએપણ મુસલમાનોનાં દોર હેઠળ હિંદુઓનાં દેહેરાં નાબુદ થઈ, દેહેરાઓની જગા ઉપર મસજીદો ઉઠી ઉભી થઇ હતી, જેથી આખાં કલ્યાણી શેહેરનો દેખાવ ટેકરી ઉપરથી ખરેજ મુસલમાની રોનક ભરેલો દેખાતો હતો.

પુર્વે તરફ નીગાહ કરતાં ત્રણ ચાર મોહોટા ગુમબજો ઘણીજ ઝલથી દીપતા નજરે પડયા અને પુછતાં માલુમ પડયું કે આખાં સેહેરમા તે સઉથી મોહોટી મસજીદ હતી. જેનું નામ મદીના મસજીદ હતુ. હમારી પાસે દુરબીન અને આપિરા ગલાસો હતાં તેનો ઉપયોગ સારી રીતે સઘળી તરફ ફરી ફરીને હમો કરતા હતા, એવામાં હમારા મીત્ર મીસ્તર એડવર્ડે શેહેરના કિલ્લાનું એક ચીત્ર પોતાના પુસ્તકમાં પેનસીલથી ચીતરવાનું શરૂ કીધું. પણ આ હમારી નીરદોશ રમત વીશે આસપાસ ભમતા અજ્ઞાની લોકે જુદીજ મતલબનો વીચાર બાંધીઓ અને તુરત અફવા ઉડાડી કે સાહેબ લોક આવ્યાછે તે કલ્યાણીનો કીલ્લો કેમ જીતી લેવો અને કઈ જગાએથી તોપનો મારો ચલાવવો, આ મધળું ટેકરી ઉપરથી જોઇને ચોપડીમાં નોંધી લીએછે. આ અફવા છેક કિલ્લાસુધી તુરત ફેલાઈ હતી, અને હમને જોવાને લોકની ભીડ થોડી વારમા વધી ગઈ હતી. લોકની ચાલ ચલગતમાં ફેર પડતો જણાવા લાગો. આગળ જે સવાલો પુછતા તેનો જવાબ જલદી અને ખુલાસાથી મળતો હતો, તેને ઠેકાણે હવે લોક બરોબર જવાબ આપવાને અચકાવા લાગા. કઇપણ પુછેલાનો જવાબ સસ્સાના ત્રણ પગ જેવો મળવા લાગો, કોઈ વખતે તો છેકજ જાણે જાણતાજ નહી હોય તેમ લોક અખાડા કરીને ચાલતા થવા લાગા, જે ભીડ હમારી આસપાસ થયલી હતી તેમાથી લોક દાંઓખાં યતા ગયાં; આથી હમને તો ફાયદો એ થયો હતો કે આસપાસ જોવાને વધારે મોકળાશ ખની આવ્યુ હતું.

મદીના મસજીદ જોવાની ખાયસથી હમો ટેકરી ઉપરથી હેઠળ ઉતરીયા. પેલા ૧૫ વરસના હિંદુ છોકરાની રાહનુમાઈ તળે આખા શેહેરના રસ્તા અને ગલી ગુચીમાં ફરી વળ્યા. ઘણેક ઠેકાણે રસ્તા ઉપર ગલીચી અને બદબો હતી, અને તીહાંથી પસાર થતાં નાકે રૂમાલ દેવા પડયો હતો. તેમ વલી કોઈ કોઈ ગલીઓ અને રસ્તા ઘણાજ સાફ નજરે આવીયા હતા, અને જો હમો ભુલતા નહી હોઈયે તો હિંદુઓનાં ઘર અને ચોક આગળ માત્રિ સુફાઈ જોઇ હતી, જેથી આટલું સાબેત થઇ શકેછે કે મુસલમાનોની વાપરવાસ જીહાં જોઇએ તીહાં વધારે ગલીચી ભરેલી ઘાચુંકરીને હોય છે.

આગળ ચાલતાં એક ઠેકાણે એક દરવાજો હમારી નજરે પડયો જેની ઉપર જેમ આપણે કોઇવાર વાઘો અથવા શીંહના પુતલાં જોઇએછ, તેવીજ રીતે આ દરવાજા ઉપર ગધેડાંનાં બે પુતલાં મુકેલાં જોયાં અને તેમનાં શરીર ઉપર ધોળા અને આસમાની રંગના પટા પાડયા હતા, જેથી આ મુરતી નહી ખચરમાં કે નહી ઘોડા કે નહી ગધેડામાં જણાની હતી. માત્ર મોહોડાંનો આકાર ખરો ગધેડાંના જેવા બનાવેલો હતો. આ જોઈ હમને જરા નવાઈ જેવું લાગ્યું. તે વીશે હમોએ પુછ પરછ કીધી કે આ દરવાજા ઉપર ગધેડાંના પુતલાં બેસાડવાનું શું કારણ હશે. તુરત જવાબ મળ્યો કે ઘરની અંદરના રેહેવાસીએ પોતાના ધંધા રોજગારની આ એક નીશાન લોકને દેખડાવાને મુકીછે. વાંચનાર વીચારશે કે જેનાં ઘરના દરવાજા ઉપર ગધેડાને બેસાડેલા હોય તે કહ્યો ધંધાદારી હશે વારૂ? કોઈ ગધેખાનતો નહી હોય? નહી, આ ઠેકાણે તો કોઈ ચંચલ કુંભાર રેહેતો હતો, જેણે પોતાના ધંધા રોજગારમાં-કામે લાગતો એક ઘણોજ ઉપયોગી અને પોતાનો વાહાલો મીત્ર હતો તેનું પુતલું દરવાજા ઉપર મુકવું તેણે માન ભરેલું જાણીયું હતું. દરેક કળા જાણનારો કારીગર પોતાની દુકાન ઉપર પોતાની કળાની બરાઈ દેખાડવાને તરેહવાર ચીત્ર વીચીત્ર નીશાણો અને નામો સુનેરી અને રૂપેરી અક્ષરોમાં પાડી લોકને પોતાની તરફ ખેંચવાને મુકેછે અને લલચાવેછે, પણ આ ઠેકાણે તો કોઈ રીલસુરી મગજવાળા કુંભારે ઉપલી રીત નાપસંદ કરી પોતાના ધંધામાં કેટલી મેહેનત, રંજ તથા સબુરીની જરૂર છે તેની ખરી હકીકત જણાવવાને ગધેડાનું પુતલું પોતાના દરવાજા ઉપર ખીરાજતું કરીયું હતું. આ દરવાજા આગળથી જતાં આવતાં લોકની આ કુંભાર અછી

પરીક્ષા લેતો હોય એવું હમને લાગ્યું હતું. વીચારવાળા શખ્સો આ પુતલાંને જોઈને વીશે પુછ પરછ કરયા વગર ચાલી નથી જવાના, પણ જે અવિચારીઓ તેને જોઇ હસીને ચાલી જાએ તેમને પેલો કુંભાર પોતાનાં પુતલાંના નામ લાયક ગણતો હોય તો તેમાં કોણની તકસીર વારૂં? આગળ ચાલતાં પેલા હિંદુ છોકરાએ હમને કહ્યું કે હવે હું તમારી સાથે વધારે આગળ આવી શકતો નથી કેમકે પેલી મસજીદ છેક નજદીક આવીછે, અને ત્યીહાંના મુસલમાનો મને જોશે તો મારી ઉપર જુલમ ગુજારશે કે પારકા લોકને 'મસજીદમાં શું કરવાને લઈ આવ્યો. હમો સઘળાને તેઓ ઇંગરેજ લોક સમજ્યા હતા. હમોએ તે છોકરાને હીમત આપી કે કંઈ ફીકર કરવી નહી, તોએપણ તે બીચારાએ ઘણા કાલાવાલા કીધા અને કહ્યું કે "તમે જોઈએ તો મસજીદ અંદર જાઓ, પણ હું તમારી સાથે અંદર આવનાર નથી, અને આવ્યો તો મારી કમબખ્તી પુરી આવેલી જાણવી." તેને બહાર દુર ઊભો રાખીને હમે મસજીદમાં ગયા. અંદરના લોકોએ હમને દાખલ થયલા જોઈ પેહેલો સવાલ આ કીધો હતો કે હમને એ મસજીદ તરફ કોણ ભોમીઓ લાવ્યો, જેથી પેલા છોકરાના બોલવાને ખરો ટેકો મલયો હતો! હમોએ તેનો જવાબ નહી આપીયો.

મસજીદમાં પેસતાંજ દરવાજા ઉપર ફારસી અક્ષરે કોતરેલી એક સંગેમરમરની તખતી જોેલી જોઈ તેમાં તે મસજીદ બાંધવાનો હિજરી સને ૧૦૨૮ નો લખેલો હતો. મસજીદના ચોકમાં ખુશનુમા બાગ, ફરવા હરવાના કીયારા, પાણીની હોજો, ફુવ્વાંરા અને તેની આસપાસ સંગેમરમરની બેઠકની ઘણીજ અચ્છછી રચના કરેલીછે. ગુંબજો પણ હારેદોર ઘણીજ ખુબસુરત રચનાથી બાંધેલાછે. ગુંબજોની હેઠળ એબાદત કરવાની જગા કરેલીછે. એબાદતગાહની સાંમે એક બીજી ઘણીજ સુંદર બાંધણીછે, તે કબરગાહ છે. એમાં નવાબ ઈમતીઆજ દોલાની ઘોર છે; જેની પાસે એક બીરદુએ પોતાની વહુની અને બીજા હાથ ઉપર પોતાના છોકરાની ઘોર છે. બાપ, દીકરો અને દીકરાની બાયડી મળીને ત્રણ જણની ઘોર ઘણીજ નાદર બાંધણીની સંગેમરમરની બનાવીછે, અને શેહેરનાં મુસલમાન લોક તેની ઉપર જાથુક ફુલ ચહડાવે છે. સઘળી ઈમારતની દેવાલો એવી તો ઘુંટેલીછે, કે જાણે તેઓ સંગેમરમરની બનાવી હોય એવી ચલકેછે, અને આજેજ નવી બનાવી હોય એવી નજર આવેછે. એ મસજીદની

કુરસણંની પણ સધળી મંગેમરમરની કરેલીછે; અને તેમાં એક બાબદ જાણવાજોગ એ છે કે મુસલમાન લોકની મશાહુર થયલી ધરમની જનુની આ ઠેકાણા ઉપર સારીપેઠે દેખાડેલી છે. હિંદુઓનાં દેવોની મુરતીઓ તથા તેમનાં ધરમને લગતા શીલાલેખો દેહેરાંઓમાથી ઉખેડી લાવીને આ મસજીદની ફરસબંધીમાં ચીણી લીધેલાછે, એ મતલબથી કે હિંદુઓનાં દેવો અને તેમનાં પવિત્ર લેખો મસજીદમા આવતા અને જતા દરેક ઇસલામી મજહબવાલાના પગતળે ચંપાઇને અપમાન પામે. આવી તહરાની બે તખતીયો કબરગાહ તરફ જવાના પગથીયામાં મુકેલી હમારી નજરે પડી હતી. આ તખતીઓની નકલ ડાકટર બાઉએ કપડાં ઉપર છાપી લીધી હતી. એ તખતી હાલા કાનડી અક્ષરમાં કોતરેલી હતી એવુ ડાકટરનુ તે વખતે મત હતું, પણ તેની અંદર શું લખેલું હતું તે તેજ વખતે જાણી નહી શકયા હતા.

મસજીદમાં હમને વધારે વાર ખોટી થવુ પડ્યુ હતું, કારણ ડાકટર પેલી તખતીઓની નકલ લેવામા રોકાયા હતા. એટલા વખતમાં મસજીદ અંદરનાં ઘણાં માણસો સાથે તથા તીહા પડીને ખીચડો ખાનાર નામના ફકીરો સાથે કેટલીએક બાબદોની તકરાર કરવાની તક હમોને મળી, જે તકરારમાં ઇંગરેજી રાજ વીશે તેમની કેટલીક ભુલ અને ગેરસમજુતીવીશેનો હમોએ ખુલાસો કીધો હતો, જેથી તેમની ખાત્રી થઈ હતી. આ ગેરસમજુતી ધરમ સંબંધી બાબદો વીશે હતી. તેઓનાં મનમાં એવો વીચાર ઠસી ગયલો માલુમ પડ્યો હતો કે ઇંગરેજ સરકાર હવે હિંદુસ્તાનની રૈયતને પોતાનાં ધરમમાં વટલાવવા માંગેછે અને એવું કરવાને તરેહવાર યુકતીઓ કરેછે. એનો ખુલાસો જારે હમોએ એવો કીધો કે પારકા ધરમવાળાઓનો ઇમાનને ઇંગરેજ સરકાર જેવુ માન આપેછે, અને દરેક ધરમવાળાને પોતપોતાનાં યકીન અથવા ઇતેકાદ પ્રમાણે ચાલવા દેછે તેવી અદલ સરકાર આજે પૃથ્વી ઉપર કોઇ ઠેકાણે બીજી નથી. સરવેને પોતપોતાનો ધરમ પાળવાની પુરતી છુટ આપવા સારૂ તો આ ઇંગ્રેજી સરકારે મોહોટ મોહોટી લડાઇઓ કરીછે, અને તેમાં પરમેશ્વરે ઇંગરેજને ફતેહ આપીછે એવી સરકાર એવો જુલમ પોતાની રૈયત ઉપર કરે એ બીલકુલ ખોટી વાતછે. જે યુરોપીઅન પાદરીઓ દેશીઓને પોતાના ધરમથી વટલાવવાની કોશેશ કરેછે તે પાદરીઓને અને સરકારને કસો ઇલાકો અથવા સંબધ નથી. પાદરીઓ પોતાની ખુશીથી પોતાનું

વતન છોડી પોતાનો ધરમ સમજાવવાને અને તેનો ફેલાવો કરવાને આ દેશમાં આવેછે. પણ તેમજ અગર દેશી ધર્મ ગુરૂઓ ઇંગ્રેજ લોકનાં દેશમાં જઈ તીહાંના લોકને ધર્મ સંબધી ઉપદેશ કરે તો એ વીશે સરકારની બીલકુલ મનાઈ નથી. અગર તેવુ કરતાં કોઈ ઇંગરેજ આપણા દેશી ધરમમાં વટલવા અથવા આવવા માગે તો તેને કોઈ વાતનો અટકાવ નથી. આવુ સાંભળીને એક જણ જોશમાં આવી બોલ્યો કે "હમોએ જે વાતો સાભળી છે તે વાતો તમો કહોછો તેથી તદન ઉલટી છે. ઇંગ્રેજ સરકારે પોતે કેટલાક પાદરી-ઓને પગાર આપી રાખેલા છે, અને તે વીશે હમારી પાસે માબેતી છે." હમો તુરત સમજી ગયા કે પગાર આપીને રાખેલા પાદરીઓ તે ઇંગરેજી લસકર ખાતાંનાં હશે અને એ વીશે બરોબર ખુલાસો થવોજ જોઇએછ, તેથી હમોએ પુરતો ખુલા-સો કહી સંભળાવ્યો. ઇંગ્રેજી લશ્કરના ઇંગ્રેજ અમલદાર તથા સીપાઈઓને ધર્મ સબધી બાબદો સમજાવવાને તથા ઉપદેશ કરવાને અને તેમનાં લગન, મરણની ક્રીયા કરવાને સરકારે પાદરીઓ રાખેલા છે તેટલાજ પાદરીઓને સરકાર તરફથી સુમારો મળેછે. તેમનું કામ માત્ર લશ્કરના ઇંગ્રેજી સીપાઇઓ સોવાએ બીજા કોઈ સાથે નથી. જેમ દરેક ઇંગ્રેજ સીપાઇને તેના ધર્મના હુકમો પ્રમાણે ચાલવાની છુટ છે, તેમજ દરેક દેશી સીપાઇને પણ છુટ છે. ઇંગ્રેજી લશ્કર સાથનાં કોઈ પણ પાદરીને હુકમ નથી કે દેશી સીપાઇને ઇંગ્રેજી ધર્મ વીશે ઉપદેશ કરે, બલકે અગર એવુ કીધુ તો તે પાદરીને ઇનસાફની દરબાર સામે ઉભો કરી જો તકસીર સાબેત થઈ તો ચાકરી ઉપરથી બરતરફ કરે છે, અથવા બીજી શીક્ષાને તે લાયક થાય છે. આવા પુરતા બંદોબસ્તો ઇંગ્રેજ સરકારે દેશી પ્રજાના ધરમ જાળવવા વીશે કરેલા છે. પણ કેટલાક મતલબી માણસો જેઓ ફીતુરી છે તેમને ચોરી, લુચ્ચાઈ, લુટફાંટ કરવા ઘણું ગમે છે, તેવા લુચ્ચાઓથી ચોરી અથવા લુટ જારે થઇ શકતી નથી તારે પોતાની તરફથી જેટલું જુઠું અને વાકું બોલાય તેટલુ ઇંગ્રેજી રાજ વિરૂધ બોલી કમ અકલ અને જનુની લોકની જનુન ઉશકેરી, બંડ અને ફીસાદ ઉઠાવે છે, અને તેવી ગડબડમાં લુટફાંટ કરી પોતાનું કામ કાહાડી લેછે. આ વાત શાહાણા લોક સારી પેઠે હવે સમજી ચુકાછે. દીલ્લી ઉપર જે આફત પડી હતી, અને તે શેહેર જેવું પાયામાલ અને સુપટ મેદાન થઈ ગયુ તે આવા લુચ્ચા બડખોર લોકની ઉશકેરણીથી થયું છે. વળી તેના અંતનો

હેજ શું નીપજ્યો ? દીલ્હીના પાદશાહા બાહાદરશાહાનું નામ અને ખાનદાન ગુમ થઈ ગયું, ઇંગ્રેજી રાજનો તે એક બંધવો થઈ પડયો, તે તરીપાર થઈ મરણ પામ્યો, આ સઘળી ઉશકેરણી તેની આશપાસ બેસનાર નીચ અને નીમકહરામ લોકોએ કીધી તેથી પાદશાહાની અકલ ગુમરાહા થઈ ગઈ, અને ઇંગ્રેજી રાજ તરફ વફાદારી બતલાવવાને ઠેકાણે તેણે નીમકહરામી કીધી. ઇંગ્રેજી રાજ સાંમણે એ પાદશાહે લડાઈ કરવાને કંમર બાંધી એ ઘણુંજ અઘટીત કામ થયું. પણ રાસ્તીની હમેશ ફતેહે છે તેથી અંતે ઇંગ્રેજોનીજ ફતે થઈ. પછવાડેથી સઘળું માલુમ પડી આવ્યું કે હિંદુસ્થાનમાં જે સન ૧૮૫૭ નાં સાલમાં દેશી બળવો થયો તે માત્ર ફીતુરી લોકે પોતાની ખાનગી મતલબો પાર પાડવાને, ધરમનું બાહાનું આગળ કરી, બીચારા ગરીબ ભોલા લોકને ઉલટ પુલટ સમજાવી આગળ હોમીયા હતા. પણ તેમાં પરમેશ્વરે આવા દુષ્ટ લોકને સારીપેઠે શીક્ષા કીધી અને તેમની નીચ મતલબ મેળવવામાં એટલા તો તેમને હારમાર કિધા કે તેમાના કેટલા જણને સુલીઉપર, કેટલા જણને તોપને મોહડે પોતાનો જીવ આપવો પડયો અને કેટલાકોએ આપઘાત કીધો. આ બંડથી મોહટ મોહટાં ખાનદાનનાં નામ નીશાણ આજે ગુમ અને નાબુદ થઈ ગયાંછે, તેમની આજે જરાપણ એક રજ અથવા નીશાણ જોવામાં આવતી નથી. તેઓ જાણે આ દુનીયા ઉપર હસ્તી પામ્યાજ નહી હતા એવું બન્યુંછે. આવું હમારૂં બોલેલું સાંભલી તેઓનાં મન ઉપર સારી અસર થએલી જણાઈ હતી. હમે પારસી લોક છેએ, અને ઇંગ્રેજ સરકારના સુસારાદાર અમલદાર અથવા નોકર નથી પણ હમો સ્વતંત્ર ગૃહસ્થો માત્ર મુસાફરી કરવાને નીકલ્યા છેએ, એવી જારે તેમની પુરી ખાત્રી થઈ તારે હમારૂં સઘલું બોલેલું તેઓનાં મનમાં ઘણુંજ વજનદાર થઇ પડયું. તેઓ માહોમાહે બોલ્યા કે આ સેહલોકો ખીન તમાછે, એઓને મોહોડેથી જે વાત નીકળે તે સ્વાર્થ વગરની જાણવી, વાસ્તે એ લોકનું કેહેવું ખરૂંજ સમજવું; અને આતો ખરીજ વાતછે કે બંડખોરોએ હીંદ પાછું હાત કરી લેવાને ઠેકાણેતો તેઓએ બારે લુચ્ચાઇ અને દંગો કરયો હતો, અને અંતે માર ખાઇ ચોર લોકની મુઆફક સુલીએ ચઢીને અથવા તોપને મોહોડે પોતાનો જીવ ખોયો હતો. આવી હમારી સાથે વાતચીત થયાથી મસજીદમાંના લોકનો વીચાર પેહેલ વેહેલાં હમો દાખલ થતાં જે હમારે વીરો થયો હતો તે હવે ફરી ગયો અને પછવાડેથી તેઓએ સારી મલુકાઈ દેખડાવી; તથા હમારી

કેટલીએક તજવીજ તથા ખાતરદારી પણ કરી, તે હીયાં સુધી કે હાત મોહોડું ધોવાને પાણી લાવીયા, અને સેવટે હમોને એવું પણ કહ્યું કે અગર બુટ સાથે મસજી-દમાં કેટલેક સુધી હમો જઇએતો તેમાં તેઓને કંઈ અડચણ નહી હતી. પણ હમોએ હમારો મભો જાળવવા એ વીશે નાજ પાડી કે જો તેમને એ વીશે મનાઈ હોયતો, હમો કોઈની પવીત્ર જગા ઉપર જોડા સાથે જવાનું વાજબી નથી સમજતા. તીહાંથી હમોએ રૂખસદ લીધી અને પાછા કલ્યાણી શેહેરની વસ્તીમાં આવ્યા. વસ્તીમાં ઘણુંકરીને લીંગાઈટ અને મુસલમાન લોક નજર પડયા હતા, તેમાં આટલું જણાવ્યા વગર હમુને ચાલતું નથી કે પ્રખ્યાત વ્યાજખોર મારવાડીઓ આ ઠેકાણે ગેરહાજર નહી હતા. જગે જગે આ કલેજાંફુરોશ માહ્કાગે હાજર છે; કોઇપણ ગામડાંમાં એ લોકની એકુ દુકાન નહી હોય એવુ હમારી આખી મુસાફરીમાં હમોએ કેધે જોયું નથી. ખુણે ખાંચલે, ઉજડ ગામડે પણ એકુ આ સર્વ વ્યાપક વ્યાજવટુક ગરીબ મુફલીસની પેઠે પોતાની કંગાલ દુકાન ઘાલીને બેઠેલો આપણને દેખાયા વગર નથી રેહેવાનો!

કલ્યાણી શેહેર જોયા પછી ડાકટર ભાઉએ એવી ઇચ્છા જણાવી કે કલ્યાણી શેહેરની પશ્ચીમ દીશાએ ઉજડ પડેલાં દેહેરાં, દેવળો અને ઇમારતો છે તે તરફ એક લટાર મારીએ. તુરત ઉલટભેર તે ગામડાં તરફ પગ ઉપરજ કુચ કીધી. એ ગામડાંનું નામ "નારણપુરી" કરીને લોક બોલે છે. ગામડાંના ગરીબ લોકનાં જુફડાંની આસપાસ પથરનાં ગડકા બાંધેલાં છે. એક ગાંમડામાં એક ઠેકાણે મહાદેવનું એક મોહોટુ દેહરૂં છે જે ૭૦ ફુટ લાંબું અને ૪૫ ફુટ પોહોળું છે, અને તે જગાએ બપોરના ૧૨ વાગે સુરીયનો સખત તાપ પડતો હતો તે વખતે હમો જઈ લાગા હતા તો પણ દેહેરાં અંદર જતાંવાર થંડક એવી તો લાગી હતી કે થાકેલાં શરીરને બહુ આરામએશ અને આનંદ ઉપજયો હતો. આ ઠેકાણે ઘણીજ સુંદર, પથરમાં કોતરેલી, મોહોટ મોહોટી મુરતીઓ વીખરાઇને બારેવાટ પડેલી હતી; તે મુંબઇમાં હોય તો લોક મોટી ખુશીથી જુએ, પણ તેમને હંમકી લાવે કોણ? માહાદેવ પોતે કે! આ ઠેકાણે પણ એક બીજું કુદરતી તળાવ જોયામાં આવ્યુ, તેનાં પાણીનો રંગ કલ્યાની શેહેરને પાદરે જે લાલ પાણીનું તળાવ જોવામાં આવ્યું હતું તેવોજ લાલ હતો. આ ઠેકાણે જરા વીસામો લીધો અને બપોર થયા હતા તેથી ભુખ જબરી લાગી હતી તેને

નરમ પાડવાને ગામમાંથી દુધ મંગાવીને પીધું, જેથી જરા ટેકાવ થયો. થાક લાગાથી સઘળાનાં પગોએ સંપ કીધો કે હવે વધારે ચાલવું નહી, તેથી ઘાસ ભરવાની બલદની બે ગાડીઓ ખાલી જતી મળી તે ભાડે કરીને તેમાં બેઠા. "નારણપુરી" ગામડું છોડી "શીવપુરી" ગામડામાં આવ્યા. તીહાં ત્રીજું તળાવ લાલ રંગના પાણીનું જોયું. એ ઉપરથી અનુમાન થાય છે કે આખાં કલ્યાણી શેહેરની આસપાસ લાલ મરોડીનો ખડક જેને ઇંગ્રેજીમાં (Laterito rock) કરીને કહેછે. તે પુષ્કળ લાગેલો છે. રસ્તાની ધુળ વટીક લાલ ગુલાલ જેવી છે. ભુખ જબરી લાગાથી હમારા ગાડીવાળાને હમોએ ચાંપીને હાંકવાને કહ્યું, પણ તીહાં મુદ્દલ રસ્તા જેવી ચીજ તો હતીજ નહી અને ઢેકાંઢળીયાની ધરેરમાંથી ગાડી દોડાવવી એતો બનવુ કઠણ, તોએપણ પઈસાના લાભથી ગાડીવાને બળદનાં પુછડાં મરડી એક પદકડી એવીતો મગવી કે ગાડીમા બેઠેલા શખ્સોનાં પેટમાંનાં ભુખ્યાં આંતરડાં આંચકાથી તળે ઉપર થવા લાગ્યાં. ગાડીમાં ગાદી અથવા બીછાનાં જેવી કોઈ પણ નરમ બેઠક નહી તેથી બેસનારાઓનાં શરીરનાં હાડકાં ગાડીનાં લાકડાં સાથે સારીપેઠે ટક્કર લડ્યાં: જે ટક્કર બેસનારાઓથી જારે વધારે નહી ખમાઈ તારે તેઓ ગાડીમાં અકડું કુડે બેઠા, અને ગાડીની બંધે બાજુ મજબુત પકડી કે રખેને આંચકાથી તેઓ ઉડી પડે. આવી હાલતમાં જેમ એકગમથી શરીરને બચાવવુ પડતું હતું તેમ બીજીગમથી જે હસવું બેઅખતીયાર આવતું હતું તેને શરણ થતાં હમારી ઉપર જબરી થઈ હતી. ગાડીનાં બળદોને જે ચોક એક ચખત મળી હતી તેથી તેઓ એવાતો ઉછળીને દોડ્યા હતા કે તેમને રોકવાને બહુ મેહનત પડી. એવામાં એક ઠેકાણે એવો તો એક આંચકો લાગો કે હમારા એક મીત્રનો બંધ કરેલો ચામડાંનો "કેસ" પોતાની મેળે ઉઘડી ગયો. તેમાંની દુરબીન ઉડી પડી, તેના કાચ ઉખડીને છુટા પડ્યા; તેમની પાગડી. ઉડી ગઈ, જેની પાછળ ચશ્મા ખેંચાઈ ગયો; તેમજ હમારા એક બીજા મીત્રનું તેજ આંચકા સમેત પાટલુન બેઠક આગળથી ફાટી ચીરાઈ ગયું, અને છેલે ગાડીની બેઠકનાં આડાં લાકડાંના ખીલા છુટા થઈ પડ્યાથી ગાડી વચમાંથી ભાંગી ગઈ. આ સઘળો બનાવ એકજ આંચકાથી અને થોડીએક પલમાં બની ગયો હતો, અને ગાડી તો દોડતીજ રહી હતી તેથી હસવા સાથે અરે ગઓ? અરે ગઓ? કરીને જે પોકાર નીકળ્યા કરતા હતા તે ગોધાટથી બાળકો

ઉલટા ગભરાઈ વધારે ભડકીને દોડતા હતા, તેમને ઉભા રાખવાને ગાડીવાન પોતા-નાં સઘળાં જોરથી પાછળ તણાઈ તણાઇને અને હોટ પીમી પીસીને બે હાથે બળદોને જે ખેંચતો હતો, તે સઘળો વીચીત્ર દેખાવ ચીત્ર પાડવા લાયક થઈ પડયો હતો. અંતે બળદો જારે ઉભા રહા અને તેમાંથી ઉતારૂઓ નીચે કુદી પડયા ત્યારે તેમનાં સંકટનો અંત આવ્યો, અને નજદીક ૨૦ થી ૩૦ વાર સુધીમાં જે જે ચીજો ગાડીમાંથી ઉડીને વીખરાઈ પડી હતી તે પાછી વીણી લઈ, બાકી રહેલી બીજી ગાડીમાં વારા ફરતા કેટલાએક બેસતા અને કેટલાએક ચાલતા હળવે હળવે કલ્યાણી સેહેરની મસજીદમાં જીહાં ઉતારો કીધો હતો તીહાં બપોરનાં ૧૧ાા વાગે આવી પુગા. જુના પુરાણા લેખોતો આ ઠેકાણે નહી મળ્યા, પણ તેમની સોધમાં પગની પનોતી એટલીતો ઉતરી હતી કે "કલ્યાણી" સેહરની યાદ પુરાણા લેખો પ્રમાણે હમારા સઘળાના મગજમાં લાંબા વખત સુધી લખાયલી રહેશે. ખુદાના હુકમથી આ પડતી ખડની સંકટમાં એકપણ મીત્રનાં શરીરને જરાપણ અલવાર પોહોંચી નહી હતી અથવા તે સાથે મખત તડકાંનો તાપ પણ કોઇને લાગો નહી હતો. જરા વાર વીસામો લઈ બપોરના બે વાગે જમ્યા.

હમારાં નામ સાંભળીને કલ્યાણી સેહેરના ઉમદા ! ગવેયા હમોને ગાયન સંભ ળાવવાને આવ્યા હતા, તેઓએ કલાકેક સુધી સારંગી તબલા ઉપર ગાનતાન કીધું હતું. કલ્યાણીનું ગાયન સઘળું તાડીખાનાને લાયકનું હતું તોએપણ હમારા થાકેલા જીવને તેથી સારી આરાએશ મલી હતી. ગામડીયાની રૂઢી પ્રમાણે બોલતાં, હમારા એક મીત્રે કહ્યું તેમ આ ગાયન "ખાટી તાડી સાથનું ગજખ" જેવું ઠીકજ મળીઉં હતું.

જે બીણને રસ્તે કલ્યાણી આવ્યા હતા તેજ બીણને માર્ગે કલ્યાણીથી સાંજે ૫) વાગે રવાના થયા; ઘણો થાક લાગ્યો હતો તેથી એવીતો ઊંગ ગાડીમાં આવી ગઈ હતી કે રસ્તામાં કેવા આંચકા લાગા હશે અને શું શું થયું હશે તેની નોંધ મુતલગ કરી સકાઇજ નથી, તે વીશેની ક્ષમા વાંચનાર પાસે માગી એટલુંજ જણાવીએ છેએ કે કલ્યાણીથી ૫) વાગે બેઠેલા,

**તા૦ ૨૯ મી ડીસેંબર**—સહવારનાં ૬ાા વાગે મગળગીઈ નામનાં ગામડાં આગળ આવી પુગા એટલીજ યાદ માત્ર લખાઇછે. થંડી જબરી પડી હતી. પારાની સીસીમાં ૫૮ ડીગરી ઉપર પારો ઉતરેલો હતો. થંડી જબરી લાગતી

હતી તોપણ તે હાડ કળાવે એવી નહી હતી. ખરી સુખકારક થંડીની ખુબી એવીજ હોયછે કે એથી હાડ નહી કળે. હમને સઘળાને ઉઠીને પગે ચાલવાને તે વખતે ઘણુંજ ગમ્યું હતું, તેમજ શરીરમાં જોર પણ આવ્યું હતું. અરધો દીવસ મુસાફરી બંગલામાંજ ગુજાર્યો. આ જગાનાં પાણી ઘણાંજ લેહેજતદાર અને હજમીયત છે. આ દીવસમાં નોંધ કરવા જેવું કાંઈ અગતનું જોવામાં નહી આવ્યું તેથી બપોરનાં ત્રણ વાગે હીયાંથી પાછી કુચ કીધી તે બીજે દીને,

તા૦ ૩૦ મી ડીસેંબર—મહવારે ૮ વાગે કુમકુલી ગામડાં આગળ જઈ પુગા. આ ઠેકાણે જમીનનો દેખાવ ફરી ગયલો માલુમ પડ્યો "મંથાલ" થી તે હીયાં સુધી લાલ મટોડીનો ખડક લાગેલો છે, પણ હીંયાંથી "ગ્રાનાઇટ" (Granite) નામનો વધારે કઠણ પથર લાગેલો છે. ટેકરીઓ અને ડુંગરનો દેખાવ ચીત્ર વીચીત્ર દેખાયછે, જે દેખાવ ઘણું કરીને "ગ્રાનાઇટ" પથરવાળી ટેકરીઓનો સાધારણ જોવામાં આવેછે. નીજામ હેદરાબાદથી ૪૫ માઇલ દુર હસ્રગામ આગળથી "ગ્રાનાઇટ" ખડક લાગુ પડેલોછે, તેમજ બે માઇલ આગળ જતાં, એટલે હેદરાબાદથી ૪૩ માઇલ દુર "ગંગાકટવા" નામની નદી આવેલીછે, જેથી આ જગાની આસપાસના એતરો આબાદાન અને સારાં પાકવાળાં થાયછે. હીયાંસુધી હમોએ ઘણીક જગોએ જંગલ અને ઉજડ જમીન જોઈ હતી, પણ આ ઠેકાણેથી લીલાતરી, ખેડણી અને પુરાકળ વનસ્પતી જોવામાં આવી હતી. ડુંગર ઉપરથી ઉતરતાં નદીનાં પાણીને બંધથી અટકાવીને તળાઓમાં એકઠું કરી, આ પાણીથી વર્ષના ધાન્યના બે પાક હીયાના ખેડુતો ઉતારેછે. રસ્તાની બંને બાજુએ ખજુરાંનું જંગલ ને જંગલ લાગેલુંછે. કોઇબી આપણા પારસી ભાઈઓ આ ઠેકાણેથી પસાર થતાં, આવા ખજુરાંની ખબર લેગા વગર અથવા ગાડી છોડી તેમની હાલતની સારીપેઠે પુછપરછ કરયા વગર આગળ નથી જઈ શકવાનાં. આ ઠેકાણે બે વાતથી હમને તાજુબી ઉપજી હતી. એક એજે ખજુરાંના હાવાં જબરાં વનમાં એકે તાડની નીશાણ દેખાઈ નહી હતી; બીજી એજે કેટલાંક જબરાં ખજુરાં છેજીયાવગર નકામા પડેલાં હતાં, કારણ તેઓ ઘણાંજ ઉંચાં હતાં. ઘણુંકરીને તાડ અને ખજુરાં પાસેપાસે અથવા થોડે થોડે છેટે એક બીજાની પડોસમાં હોયછે; પણ હીયાંતો માઇલનાં માઇલ સુધી ખજુરાંનુંજ વંન લાગેલુંછે. તેમાંથી

તાડી પુશ્કળ નીકળેછે, અને લોકમાં તાડીનો જબરો ખપ છે. દારૂને બદલે તાડીનોજ માગે આ જગાએ ચાલેછે, અને આખા દીવસમાં ભાગ્યેજ થોડાએક કલાક કોઈ તાડીની કેફથી ખાલી રેહેતું હશે. સહવારના ૧૧ વાગે સદાશીવ પેંટના મુસાફરી બંગલામાં જઈ પુગા. હીયાં પોસ્ટ આફીસનું મથકછે. આ ઠેકાણે મુંબાઈ તરફ કાગળ પત્રો લખવાની પેહેલી જોગવાઈ લીધી. બંગલામાં બેસી વીસામો લઈએછ એટલામાં થોડેક વાર દુર, ગરીબ ખેડુતોની ઝુપડીઓ આગળ આગ લાગેલી દેખાઈ. આ આગ જુવારની એક ખળીમાં લાગી હતી, અને તે ખેડુતોની તદન બેપરવાઈ અને ગફલતથી લાગી હતી. સુકાયલી જુવારની ખળી સુકાં ઘાસની પેઠે સલગી ઉઠે એવી હોયછે, તેમાં કોઈ બેધ્યાન શખસે બીડી નાખીયાથી તે ખળી સલગી ઉઠી હતી. હમો કેટલાક મીત્રો તુરત ખેડુતોની મદદે દોડી પોંહોંચ્યા અને તજવીજથી ઓરતો અને મરદો પાસે ઘડે ઘડે પાણી રેડાવી જુવારની અરધી ખળી બળતાં બચાવી તથા હમો સઘળા મીત્રોએ મળી પેલા ગરીબ ખેડુતને જે નુકસાન થયું હતું તેનાં બદલામાં કાંઈ નાણું આપ્યું જેથી ખેડુતોને ઘણો આનંદ થયો હતો. ખળીમાં આગ લાગાથી બીચારા ગરીબ ખેડુતોની હોશ એટલીતો ઉડી ગઈ હતી કે મેહનત કરીયાથી તેમનાં માલનો બચાવ થશે, આ વીચાર તેમનાં મનમાં એકાએક ઉતરી શકયો નહી હતો. તેમના વીચાર-શકતીની શીલસુશ્નો અજાએબ જેવી હતી. તેઓ સાથે વાત કરતાં જાણીયું કે ઇશ્વરનો કોપ તેમના ઉપર થનાર હતો તે થયો; તેમનું નસીબ ફુટવાનું હતું તે ફુટ્યું હતું. તેઓમાંના ઘણાં જણ મોહોટેથી રડવા લાગા હતા કે જુવા-રનો ઢગલો હવે સઘળો બળી જવાનો; તે કેમ બચી શકશે? જો બચાવાનોજ હતેતો તેમાં આગ શા માટે લાગતે? તેને હોલવવા માટે ધુળ તથા જુજ પાણી નાખીને એણીગમથી પેલીગમ જુઆરને ખેંચી કાહાડવાનાં ફાંફાં માત્ર મારતા હતા, અને તેબી પારકાઓ જુઆરનાં ઘણીતો બીચારા બભરાઈ ગયલા ઉભા રહી આગનાં ભડકાં જોઈ રડતા હતા, અને જારે હમોએ ઘાગર ઘાગરે પાણી નાખવાને કહ્યું ત્યારે તેઓ બોલીયા કે પાણી નાખ્યાથી આગ કાંઈ હોલવાવાની નથી, આતો હમારા નસીબ ફુટયાથી આવું બનીયુંછે. આખરે જગ ધમકી આપીને હમોએ દોડધામ કીધી, તેથી કેટલાએક પાણી લાવવાને ઉઠયા, અને

પાણી જખરૂં લાગટ પડયાથી જુવાર ભીનાઇને ભડકો નરમ પડ્યો, ત્યારે વધારે ઉલટથી તેઓએ પાણીનો મારો ચલાવ્યો. ભડકો નરમ પડીયાથી જુવારનાં ધણીઓ ઉપર ઇશ્વરે પાછી કૃપા કીધી હોય એવી વધામણી ભરેલી ખબર જાણે કોઈએ આવીને તેમને કહી હોય એવી રીતે તેઓ પોતે તુરત ઉઠીને દોડધામમાં પડયા અને પાણી નાખવાની તાકીદ કરવામાં પોતે જાતે મેહનત કરવા લાગ્યા. હમારામાંથી એક બે મીત્રનાં કપડાં આગ હોલવવામાં થોડાં બળ્યાં હતાં તે જોઇને, જારે સઘલું સમાધાન થઇ ચુકું એટલે ખેડુતોએ તથા તેમનાં કુટંબ વીગરે બીજાઓએ વાંકા વળી બે હાથે હમો સઘળાને નમસ્કાર કીધો અને બોલ્યાં કે "મહારાજ, તમો જો નહી હોત તો આ જુવારનો સઘળો ઢગળો ખચીત બળીને રાખ થઈ જાત, હમો ગરીબ ખેડુતોને રૂપીઆ ૪૦૦) સુધીનું મોહોટું નુકસાન થાત, જે રકમ હમારી આખાં વરસની કમાઈ હતી, અને તે ગયાથી હમો બચ્ચાં છોકરાં સાથે જનમ સુધીનાં કરજદાર અને હેરાન થઈ પડત." આ સાંભળીયાથી હમારા મનમાં ઘણી દયા છુટી હતી, અને એક ગંભીર વીચાર આવ્યો હતો કે ખુદાતાલાની મેહરબાંનીથી હમારા જેવા કમીનાઓને હાથે એક ગરીબ કુટુંબની ઉપર જનમ સુધી પડવાં આવેલાં દુખનું સેહેજ વારમાં અને થોડી મેહેનતથી નીવારણ થઈ શકયુ હતું! આ ઠેકાણેથી પાછલા પોહોરનાં ચાર વાગે નીકળ્યા. નંદીકંદી ગામડાં આગળ એક ઘણુંજ મોહોટું તળાવછે, જેમાં નંદીકંદી નામનાં નાળાનું પુશકળ પાણી ઉતરેછે. આ પાણીથી સઘળી તરફ ખેતી ઘણીજ સારી થાયછે, અને ડુંગરની જમીન વટીક ઉપર મેહેડી જેવા તબકા બનાવી તીહાં પણ ખેડણી કરેલીછે. આવાં ખુદરતી તળાવોની રચના જેવી દીવસનાં રળીયામણી લાગેછે તેવીજ રાત્રે એક ઓર તરેનાં દેખાવથી જોવા લાયક થઈ પડેછે. રાત્રે બાર વાગે હમો આવા એક તળાવ આગળથી જતા હતા. તે વેળા હમારા એક મીત્રે મોહોટે આવાજે હમુને કહ્યું કે જુઓ, જુઓ રસ્તાની ડાવી અને જમણી તરફ શું દેખાયછે? હમોએ જોયું તો જાણે જમીન ઉપર આસમાન અને સઘળા સીતારા ઉતરી, આબેહુબ એક નવું આસમાન જમીન ઉપર બની રેહેલું હતું. તળાવનું પાણી એવું તો કાચ જેવું નીર્મળ અને સ્થીર હતું કે તેમાં આકાશનું પ્રતિબિંબ ઘણુંજ સુંદર રીતે અને સઘળી બારીકી સાથે દેખાતું હતું, જેમાં ઝાંખા તથા ચળકતા સઘળી જાતનાં તારા ખુલા

બરોબર નજરે પડતા હતા. આવા જોવા લાયક દેખાવ કોઈ ઠેકાણે હમારા જોવામાં નથી આવ્યો. ઉપર, હેઠળ અને સઘળી તરફ આકારા ફરી વળેલાછે અને તે વચે આપણી પૃથ્વી નીરાધાર લટકાઈ રહેલીછે. આ ખુદરતી દેખાવનુ ચીત્ર કોઈએ જોવું હોયતો નંદીકંદી ગામડા આગળનાં તળાઓની રચના રાત્રે અંધારામાં જઈ જોવી.

આ ઠેકાણે પણ ખજુરાંનું મોહોટું વનનું વન લાગેલુંછે, અને હીયાંતો કેટલાંક ખજુરાં એટલાં તો ઉંચાઈમાંછે કે તે ઉપર કોઈથી સેહેલાઈથી ચઢી નહી શકાય. કેટલાંક ૫૦) ફુટની ઉંચાઈ સુધીનાં હમોએ જોયાંછે. આ લત્તા તરફના લોક ખજુરાં ઉપર ચઢેછે તે જેમ આપણી તરફનાં તરવાડા ચાંમડાંના પટાના આધારથી ચઢેછે તેમ ચઢતા નથી. હીયાંતો બાંબુની હલકી નીસરણીથી ખજુરાં ઉપર ચઢેછે. ખજુરાં છેદવાવીશે ઉપર જણાવેલી બે રીતમાં મુંબઈ તથા ગુજરાત પ્રાંત તરફના તરવાડાઓની હીમત વધારે માલુમ પડેછે, કારણ તેમા ચાલાકી સાથે જોખમ વધારેછે. નીસરણી મુકીને ચઢવાનું જેટલું સલામતી ભરેલુંછે તેટલું ચાંમડાંના પટા અને પગનાં ટેકાવથી ચઢવું વધારે ધાસ્તી ભરેલું છે ; પણ હમારા જોવામાં આવ્યું કે નીસરણી મુકીને તેની મારફતે થોડીજ ઉંચાઈનાં ખજુરાં છેદાતાં હતાં, અને મોહોટી ઉંચાઈવાળાં ઝાડો છેદવા વગર પડી રહેલાં હતાં, સબબ નીસરણી ઘણી લાંબી થયાથી એણીગમ પેલીગમ ઉંચકમુક કરવાને ઘણીજ અગવડ ભરેલી લાગતી હતી. આગળ જણાવ્યું તેમ આ લત્તા ઉપરના લોક જબરદસ્ત તાડી પીનારા છે, અને વળી તાડીની તથા તેના દારૂની કેફને વધારે તેજ કરવા, તેમાં ભાંગ, ગાંજો, ધતુરો અને અફીણ વીગેરે તરેવાર કેફી વસ્તુઓ ભેળેછે. કેહેછે કે આ લોક આખો દીવસ પીપણાથી ભીનેલાં અને ભીનેલાં રેહેછે, અને જરાજરામાં મારામારી ઉપર આવી જાયછે. તાડીના ખપવીશે હેદરાબાદમાં હમોએ પુછપરછ કરી હતી તીહાં એવું માલુમ પડયું હતું કે નીજામ હેદરાબાદના તાલુકાઓમાં મહુડાંની ઝાડી ઊતપત્તી છેજ નહી. ખુદરતે તાડીનુંજ વન તીહાં પેદા કરેલુંછે, અને એવું કરવામાં હમે ધારીએછે કે ઇશ્વર તરફથી આ લોક ઉપર એક મોહોટી કૃપા થઈછે; કેમકે જે લોક તાડી પીઈ આવા કજીઆખોર અને ફીસાદી બને છે, તેઓ પાસે જો જલદ જાતનો દારૂ બનાવાની બીજી ખુદરતી ઉપજ મળી હતેતો રેયતનાં કેવા બુરા હાલ થતે, એ કેહેવાઈ

શકાતું નથી. ક્રિષ્ણા નદી આગળ હમોએ થોડીવાર વીગામો લીધો હતો તે વખતે આ તાડીનાં ખપ વીશે જે વધારે ખબર મેળવી છે, તેની વીગત તે ઠેકાણાંના અહેવાલમાં જણાવીછે.

**તા૦ ૩૧ મી ડીસેંબર**—આ દીને સહવારનાં ૭ વાગે પટનચેરૂ નામનું ગામ જે હેદરાબાદથી આશરે ૧૭ માઈલ દુરછે તીહાં જઈ પુગા અને આ ઠેકાણે શીકંદરાબાદની શેઠ મચેરજી બહમનજી પયકીવાળાઓની પેહેડી તરફનાં કેટલાએક ભાઇયો હમને એસ્તેકબાલ લેવાને આવ્યા હતા તેમની સાથે મોલાકાત થઈ. મુંબઇથી કેટલાંક કાગજો અમારી ઉપર હેદરાબાદ આવી પોહોંચેલાં હતાં, તે પણ આ સાહેબો મેહરબાનીની ગહે પોતાની સાથે લાવ્યા હતા, તથા શીકંદરાબાદ જે ઇંગ્રેજની સરહદમાં છે, તીહાં એક ગૃહસ્થનો સારી હવા પાણી અને બાગ વાલો બંગલો પણ હમારા ઉતારાને માટે તૈયાર કરી રાખ્યો હતો. ખરેખર આપણા જરથોસ્તીઓ જેવા પરદેશમાં અરસપરસ પોતાના હમજાતીઓની બરદાસ્ત કરવાની ઉલટ અને ખરૂ દીલ રાખેછે. તેવું મુંબઈમાં એકબીજા તરફ સુતલક જોવામાં આવતું નથી. કોણ જાણે આ બાબદમાં મુંબઈ શેહેરનાં પાણીનો વાંકછે, અથવા એવું થવાના કોઈ બીજાં જુદાંજ કારણોછે? હીયાનાં પારસીઓનાં સંપ અને એકબીજા તરફની અદેખાઈ વીશે શું બોલીએ! એ વીશે ખામોશી પકડેલી બેહતર જાણીએછ. પટનચેરૂ આગળ ગ્રાનાઇટનો ખડક જબરો લાગેલોછે, અને જેમ જેમ સીકંદરાબાદની નજદીક જઇએછ તેમ તેમ આ ખડક વધારે નજરે પડતો જાયછે હીયાંથી તાડનાં ઝાડોનું વન લાગેલુંછે, જેમાં તાડોની સાથે ખજુરાંનાં ઝાડો પણ છુટાં છવાયાં નજરે આવેછે. સહવારનાં ૮ાા વાગે ઉપર જણાવેલા બંગલામાં જઈ ઉતર્યા અને ઉતરીને જરા હાથ મોહોડું ધોઈ આરાએસ લઇએછ એટલામાં હેદરાબાદનાં દસ્તુરજી સાહેબ દસ્તુર હોરમજજી જામાસપજી જામાસપ આશાના જેવણ આપણા પ્રખ્યાત કાબેલ દસ્તુર હોશંગજી જામાસપજીનાં તથા પુણાવાલા ખાન બાહાદુર દસ્તુર નુશરવાનજી જામાસપજીના ભાઈ થાયછે, તેવણ મુંબઇથી આવેલાં થોડાંક બીજાં કાગજો લઈ હમોને એસ્તેકબાલ લેવાને આવ્યા હતા. એવણે આવીને શેઠ બાપુજી વીકાજી મેહેરજી તરફથી એવી ખાયશ જણાવી કે હમોએ હેદરાબાદમાં શેઠ બાપુજી વીકાજીનાં મકાન ઉપર સીધાવવું, અને તે ઠેકાણે એક એલાહેદો મકાન શેઠ

બાપુજીએ હમારા ઉતારાને સારૂ તૈયાર કરી રખાવ્યોછે તીહા ઉતારો કરવો. સીકદરાબાદ, હેદરાબાદથી છેક ૭ માઇલ દુર પડ્યાથી અને જે બગલામાં હમોએ ઉતારો લીધો હતો તે વસ્તીથી ઘણોજ દુર હોવાથી, તથા હેદરાબાદ સેહેરમા ફરી વલી તે ખરોબર જોવાને બની આવે એટલા સારૂ સેહેરની નજદીક જઈ રેહેવુ હમો મધળાઓએ બેહેતર વીચારીયુ. શેઠ પથકીની દુકાનના સાહેબો પાસે તેમની મેહેરબાનીનો ઉપકાર માની, માગી લીધું કે જે મતલબથી હમો મુસાફરી કરવા નીકળ્યા હતા તે મતલબ પુરી પાડવાને હેદરાબાદ સેહેરમા જઈ અગર હમોએ ઉતારો કીધો તો તે વધારે ફાયદા ભરેલુ થાઈ પડશે આ હમારૂ માગવુ તે સાહેબોએ નાખુશ થઇને પણ વાજબી કારણોના મબબથી કબુલ રાખીયુ હતુ. હમારી બરદાસ્ત કરવાની ઘણીજ આરજુ તે માહેમોમા દેખાઈ હતી, તોએપણ જે બાબદથી હમને વધારે ફાયદો થતો હતો તે વાત તેઓના ધ્યાનમાં આવ્યાથી મધળા જણ પાછળથી રાજી થયા હતા.

આ ઠેકાણેથી દસ્તુરજીની ગાડીમા બેસીને હેદરાબાદ તરફ કુચ કીધી. હેદરાબાદમા ઠેકાણે ઠેકાણે મોહટ મોહોટા તળાવો છે, અને તે તળાવોને લગતી જુદી જુદી કાહાણીઓ પણ બોલાતી આવેલીછે. મીર આલમનુ તલાવ પાહાડોની વચમા આવેલુછે અને તીહાની રચના ઘણીજ સુદર તથા રલીયામણી છે આસપાસ કબરો અને રેહેવાના મકાનો આવેલા છે. મીકદરાબાદથી હેદરાબાદ જતાં પેહેલા સદરબજાર આવેછે; તે ઠેકાણેથી મોહોટ મોહોટી હવેલીઓ, બગલા અને બાગો સરૂ થાય છે. હુસાન સાગરના મોહોટા તળાવનુ પાણી જુદા જુદા તબકાએ બાંધેલા દરવાજા વાટે આખા હેદરાબાદ શેહેરમા ફરી વળેલુ અને વપરાતુ છે.

* હુસાન સાગરને "મુમા" નદી સાથે જોડવા નીજામના દીવાન સર સાલારજગે ઠરાવ કીધો છે. હેવુ તેવખતે હમે સાભળ્યુ હતુ. એ બધેને જોડી નાખવાને નજદીક ૩૬ માઇલ લાંબી ચર એટલે ખાડી ખોદવાનો ખર્ચ રૂ ૨૫૦૦૦૦) હડી લાખનો ગણવામા આવ્યો છે. એ તળાવની લબાઈ પોહોળાઈ મલીને આસરે ૧૪૦૦) એકર જમીન ગણવામા આવી છે; જેમા પાણી ભરાતા ૧૫૦૦૦૦૦૦) દોહોડ કરોડ કયુબીક ફીટ (એટલે આસરે નવકરોડ સાડત્રીસ લાખ ગ્યાલન) પાણી એકઠુ થઈ શકશે. એ પાણી ફકત આખા હેદરાબાદ શેહેરને પુરૂ પડશે એટલુજ નહી પણ મીકંદરાબાદમા પણ જઈ પુગશે જે જે જમીન પાણી

વગર ઊજડ પડી હતી તે જમીન એ પાણીથી પાકવાલી થઈ પડવાની, અને એ કામ જો બરોબર નીબહ્યું તો હૈદરાબાદમાં દુકાલની મોસમમાં પડતાં દુખો એથી ટલી રાકવાનાં. હુશાન સાગરની આસપાસનાં શેહેરનું નામ હુશંગાબાદ કરીને આગળ બોલાતું હતું તે ઇંગ્રેજના તાબામાં ગયા પછી સીકંદરાબાદ બોલાવા લાગ્યું છે.*

મહવારના ૧૦ાા વાગે હૈદરાબાદમાં શેઠ બાપુજી વીકાજી મેહેરજીનાં રેહેવાનાં મકાનમાં જઈ પોહોંચ્યા તે ઠેકાણે હમારી ઓળખાણના કેટલાએક સાહેબો મુંબઇથી આવેલા હતા તેમની સાથે મુલાકાત થઈ. શેઠ બાપુજીનો રેહેવાનો મકાન હૈદરાબાદની ઇંગ્રેજી રેસીડિનસીની સરહદમાં છે. કેટલાંએક કારણો અને ફાયદા સારૂ હૈદરાબાદમાં આપણા જરથોસ્તી તેમજ બીજા કેટલાક શેઠ સાહુકારોએ રેસીડેનસીની સરહદમાં રેહેવું બેહેતર જાણીયું છે. એ દીને પાછલા પોહોરના ૩ાા વાગે ઇંગ્રેજી સરહદની બજારમાં ફરીને સાંજના ૬ાા વાગે જલદી પાછા ફરયા. આઠ દીવસની લાગટ મુસાફરીથી અને ગાડીમાં આવેલા આંચકાથી શરીર ઓખરૂં થઈ ગયું હતું તેથી હવે જારે બે ચાર દીવસ એકજ ઠેકાણે થોભી આસાએશ લેવાનો પ્રસંગ મલ્યો તેનો લાભ લઈ પેહેલે દીવસે જલદી બીછાના ઉપર જઈ નીરાંતે હુંગાવાનો ઠરાવ કીધો હતો.

જે દીવસે હૈદરાબાદ પુગા તે દીવસે દોસ્ત આશનાઓ સાથે મળવા ભેટવાથી હમને સઘળાને ઘણી ખુશી ઉત્પન્ન થઈ હતી, અને જે મીલનસારી અને મોહોબત ભરેલી મેહમાનદારીથી શેઠ બાપુજી વીકાજીએ હમારી મુલાકાત લીધી હતી અને બરદાસ્ત કીધી હતી, તેની યાદ હમારા મનમાંથી કદી ભુસવાની નથી. ખરે મોહોટું દીલ, મીલનસારી, ઘરહસ્થપણું અને રાજદરબારી આબરો ઉઠાવી લેવામાં બાહોશી, પુછપરછ, અને ખબરનો અછો બંદોબસ્ત આ સેઠ ધરાવેછે, એટલુંજ નહી પણ સેઠ વીકાજી મેહરજીના પ્રખ્યાત ખાનદાનના સાહેબો, સેઠ બાપુજી વીકાજી, સેઠ રૂસ્તમજી, સેઠ જીવણજી, સેઠ બરજોરજી વીગેરે બીજા સાહેબો રાજ દરબારી કામમાં બચગીથીજ પરોવાયલા છે તેથી તેઓ એવાં કામમાં ઘણા લાયક અમલદારો થઈ પડેયા છે, આથી આપણા પારસી ટોલાને મોટું માન છે.

---

* ગ્રીગ્ગ નિઝામ, વાલમ ૨) જો. પાનું ૨૪૯.

નીજામના રાજકારોબાર સાથે આ લાયકીવાળાં ખાનદાનને લાંબી મુદત થઈ સંબંધ થયેલો છે, તેથી જેમ નીજામ સરકારને તેમજ આ ખાનદાનને અરસપરસ ઘણા ફાયદા થયલા છે. આજે પણ નીજામના જેટલા તાલુકા આ ખાનદાનવાલા સખ્સોના હાત તળેછે તેટલા સઘળાની જમાબંદી અને મેહસુલ વસુલ કરવામાં ઘણુંજ સાગ બંદોબસ્તો તેઓએ કરેલાં સંભળાયા છે, જેથી જેમ નીજામ સરકારના રાજને ફાયદો થાયછે તેમ તેની રઈય્યતની હાલત પણ બેહતર થતી જાયછે. આ વીશે વધારે આગળ લખવામાં આવીયું છે.

ખુશાલીની પાછળ દીલગીરી હમેશ હોયજછે, તે પ્રમાણે મુંબઈમાં બનેલી એક એવીતો ફકેરી વાત હેદરાબાદ પોંહોંચ્યા પછી તીહાં સાંભળવામાં આવી કે તેથી હમારો તથા હમારી સાથના એક બે મીત્રોનો જીવ જરા દીલગીરીમાં પડયો હતો. કોઈ તરેહની ભુલ થયાથી અને તે ભુલ ઉપર મશકરી કરવાની મતલબે એક બે મુંબઈના વર્તમાનપત્રમાં એવું છપાઈ જાહેર થયું કે આ પુસ્તક લખનાર કલકત્તામાં મરણ પામ્યો છે. આ અફવા ફેલાયાથી હમારાં કુટુંબમાં ઘણોજ ઘભરાટ અને દુઃખ ઉત્પન્ન થયું હતું. આ બનાવથી હમો હેદરાબાદ આવી પુગા આગમચ હમારે સારૂં ઘણાં કાગજ પત્રો કુટુંબ અને મીત્રો તરફનાં આવી એકઠાં થઈ પડી રેહેલાં હતાં. તે વાંચતાં હમારાં કુટુંબમાં થયલા ઘભરાટ અને દુઃખ વીશેનો વીચાર ધ્યાનમાં આવ્યાથી હમારૂં દીલ ઘણુ ઉચાટ થયુ; અને આઠ દાહાડાની મુસાફરીથી તથા ખુદરતની રચનાં મંજલે મંજલ જોયાથી દીલને જે ખુશી અને ચંગી ઉત્પન્ન થઈ હતી તેના રંગમાં ભંગ થઇ ગયો હતો. જીવતાં જીવત કોઇએ પોતાનું મરણ સાંભળવું આ વાત અલબત્તાં ઘણા જણને નાપસંદ અને દીલગીરી ભરેલી લાગે એમાં અજાએબ જેવુ નથી; પણ હમો પોતે જીવતાં છતાં મરણ પાંમેલા સાંભળીને જેટલા દીલગીર નહી થયા હતા તે કરતાં વધારે દીલગીર હમારાં કુટુંબમાં આ ખોટી ખબરથી જે ઘભરાટ અને દુઃખ ઉપજીયુ હતું તે વાંચીને થયા હતા. આવા ફકેરા બનાવની યાદ આખી મુસાફરીમાં હમારા મનમાંથી નીકળી નહી શકી હતી, અને કોઈવાર તો ભર મઝામાં તેની એકાએક યાદ આવ્યાથી મનમાં ને મનમાં છુપીછાની ભારી બેચેની સોસવી પડી હતી.

તારીખ ૨ લી જાનેવારી ૧૮૬૭ ને રોજે બપોરનાં ૧॥ વાગે હેદરાબાદનાં ઇંગ્રેજી રેસીડેનટનો રેહેવાનો મકાન જોવાને ગયા હતા. આ મકાન એક મોહોટા

મેહેલ જેવો મેહેલ છે. મુંબઈના ગવરનરનો પરેલનો મકાન તેની આગલ કુચ ગણતરીમાં નથી. દેશી રાજોમાં ઇંગ્રેજ અમલદારો રાજવંશી લોકની પદવીની મોહોટાઇ અને જાહોજલાલી ભોગવતા રેહેછે, આ બીનાં જે કોઈ અંદરના પ્રાંતોમાં જઈ નજરે નજર જુએ તેમનેજ ખબર પડેછે. મુંબઈમાં જે હાલ તે ઇંગ્રેજો આપણી સાથે વસેછે તેઓની રેહેવાની રીતભાત અને ચાલ ચલગત અંદરનાં પ્રાંતોમાં રહેનારા લશ્કરી અને દીવાની ખાતાંના અમલદારોની રેહેવાની રીતભાત અને તેમનાં દોર દમામ સાથે સરખાવી શકાતીજ નથી. અત્રેતો ઇંગરેજ એક ફકત પ્રજાનાં જેવા રેહેવાસી જણાયછે, પણ અંદરનાં પ્રાંતમાં તો તે જાણે તે પ્રાંતનો પોતેજ રાજા હોય તેવાં ડોલ અને ભપકાથી રેહેછે, અને એવુંજ સમજેછે કે રાણીની તરફથી તેનેજ આ પ્રાંતો ઊપર રાજ કરવાને નેમેલાછે. અલબતાં આ બીનાં સઘળા અમલદારોને લાગુ પડતી નથી, તોપણ ઘણાખરા અમલદારોને તે લાગુ પડતીછે, તેમાં જાણવાની મોહોટી વાતતો એછે કે જેમ અમલદાર જેટલો ઊતરતી પદવીનો તેટલી વત્તી દમામી તેના મગજમાં હોયછે, આ ઊપરથી જેટલો તોર ગવરનર જનરલ પોતે રાખતો નહી હશે તેથી સો ઘણો તોર અને દમામ કોઈ કલેકટર અથવા લશ્કરી અથવા ઇનજીનીઅરીંગ ખાતાંનો સાધારણ અમલદાર રાખેછે. માહેલા દેશી લોક સાહેબ લોકથી એટલા બધા બીહેછે કે કોઈ ત્રીજા વર્ગનો રસ્તાની શારવાઇ કરનાર ટોપસું જો મુસાફરી બંગલામાં આવીને ઊતરયો હોયતો ગામડીઓને (જો તેઓ ખીચાગ નરમ હોયાતો) તે બંગલામાં ઉતારાની જગા મળવી મુશકેલ પડેછે. પેલા ટોપસું સરવેઅર મોહોટા સાહેબમાં ખપેછે, પોતાના એક બે સીપાઈઓથી તે તગેહવાર સાહેબી કરી શકેછે, અને આ ટોપસું જારે બબો હાંસીને ટેબલ ઉપરજ ચકચુર થઈ પડેલા હોયછે, તારેતો તેની ઊંઘને હરકત નહી થવા બંગલાની આસપાસ દુરવેરથી ચોકી પેહેરો તેના આદમીઓ પાસે રખાવેછે કે રખેને કોઈનાં મોહોટા આવાજથી અથવા હોસવાથી અથવા મુશાફરોની ગાડીનાં ખખડાટથી સાહેબની ઊંઘમાં ખલલ થાય અથવા કાચી હુંઘમાંથી તે જાગી ઊઠે! આવી કીસમની સઘળી મુસ્તાકી હલકી પદવીનાં અમલદારો અંદરનાં પ્રાંતોમાં બેધડક કરયા જાયછે, પણ એમાં જેટલો આપણા દેશીઓનો તેમનાં અજ્ઞાનપણાથી વાંક દેખાયછે તેટલો તે મુસ્તાકી કરનાર અમલદારનો નથી જણાતો. આપણા દેશી લોક આવી હલકી પદવીવાલા ઇંગ્રેજોની

અતીશય આપવડાઈ કરેછે, તેમની આગળ એક ગુલામની પેઠે હાથ જોડી ઉભા રેહેછે, અને નહી કરવા ઘટે તેવાં કાંમો બજાવા તઈયાર રેહેછે, ત્યારે પેલા હલકી પદવીવાળા ઇંગ્રેજો એમજ સમજેછે કે દેશી લોકે આવી ગોલામગીરીની ચાકરી કરવીજ જોઈએ; અને એવા વીચાર એકવાર તેમનાં મનમાં ઠસ્યો તો પછી જીહાં જાય તીહાંના લોક પાસે તે પોતાના હક દાખલ ચાકરી કરાવવાની ઉમેદ રાખેછે, અને તે પ્રમાણે થવામાં જરા કસુર થઇતો તે હલકો અમલદાર એમ સમજેછે કે તેનો હક લુટાયો, તેથી જબરદસ્તીથી તે પોતાનો હક પાછો મેળવવાને પોતાના હાથ તળેના માણસો ઉપર "ઘોબડ ફલાગ" ની અને તરેહવાર બીજી સખત શીક્ષા અથવા જુલમ કરેછે; અને તેમાં દીલગીરી ભરેલું એટલુંજછે કે આવી ગેરસમજુતી હલકા અમલદારો અને રૈયત વચ્યે થવાથી એક ઘણીજ માનવંત અને દયાલુ દીલની માહારાણીનાં રાજને હલકું બોલાય અથવા અપમાન પોંહોંચે એમાં તકસીર કોણની? પણ આસ્તે આસ્તે એવા હલકા પીંજાડા અમલદારોની નેમણુક જેમ ઓછી થતી જશે અને તેમની જગા દેશીઓને અથવા ખરેખર માહોટાં દીલવાલા લાયક ઇંગ્રેજી અમલદારોને સરકારની તરફથી મલતી જશે તેમ તેમ આવી ગેરસમજુતીનો નીવેડો આવતો જશે.

જે વખતે હમો રેસીડિનસીનો મેહેલ જોવા ગયા તે વખતે તેની મરામત થતી હતી, અને એટલા માટે મેજર યારનહીલ તે વખતનો કામચલાઉ રેસીડિનટ એક બીજા નાહાના મકાનમાં જઇ રહેલો હતો. રેસીડિનસીના મેહેલનો દેખાવ બાહારથી મુંબઈના ટૌનહાલ જેવોછે, માત્ર તેને ટાઉનહાલનાં જેટલી પાયરી અથવા પગથીઓ નથી. પોરટીકોનાં થાંભલાંની બનાવટ ટાઉનહાલનાં થાંભલા જેવીછે; ફરક એટલોજ કે તે લોહોડાંને બદલે પથર તથા ચુનાનાં બનાવેલાછે. તે સંગેમરમરના જેવા ચલકતા દેખાયછે; તથા તેમની ઉપર કરેલું નકશીકામ કેટલેક દરજે આબેહુબ અને કેટલેક ઠેકાણે મુંબઇનાં ટાઉનહાલનાં થાંભલા ઉપરના નકસીકામ કરતાં સરસછે. આ લત્તા તરફનો ચુનો એવીતો સારી જાતનોછે કે તેની સફાઈ, ચીકાશ અને ચળકાટતો સંગેમરમરને એક કોરે બેસાડેછે. સાધારણ જોનારને ઘુમ્મટી દેવાલો ઉપરની ચળકતી કફલાત અને તેવુંજ બીજું તારીજ કામ જાણે સંગેમરમરનુંજ બનાવેલું હોય એવું દેખાય છે, અને હમે પોતે પણ કેટલેક ઠેકાણે જોવામાં એવી ભુલ કરી હતી. રેસીડિનસીના મેહેલ ઉપરની છેક

ઉચાંમાં ઉંચી અગાશી ઉપરથી આખું હૈદરાબાદ શેહેર નજરે પડી શકેછે, અને દુરબીનની મદદથી કેટલાંક જાહેર અમેવાન અને મેહેલો ઓળખી શકાયછે. મક્કા મસજીદ અને તેના ચાર સોનેરી ગુંબજો, ગોલકંડાના મકબરા, અને નીજામના હજુરનો મેહેલ હીંયાંથી ખુલો નજરે દેખાયછે. વળી દુર સેકંદરાબાદ શેહેર દેખાયછે અને તીહાં ત્રીમલગીરીમાં જે ઇંગ્રેજી છાવણી સારૂ સુંદર બાગો, હીમતીતાલ વીગરે ઇમારતો બાંધેલીછે તેપણ દેખાયછે. ટુકાંમાં બોલીએતો રેસીડિનસીનો મકાન જોનારને આખું હૈદરાબાદ શેહેર નજરના એક લેહેકામાં દેખડાવી શકેછે. રાજદરબારી બખેડા અથવા હુલડના વખતમાં આ ઠેકાણેથી આખાં શેહેરની દીદબાની કરવાને આ એક લાયક મકાન હમારી નજરમાં આવ્યોછે.

રેસીડિનસીના મેહેલના પેહેલા માળ ઉપર ચઢતાં સેહેડીનાં મથાળાં આગળ ડાબી અને જમણી બંને બાજુએ પુરૂશના ભર કદ જેટલાં સંગેમરમરનાં બે નાગાં બાવલાં મુકેલાં જોયામાં આવ્યાં. આ ઉપરથી કદાચ એક સવાલ ઉઠશેકે શું આવા દરજાભરેલાં મકાનમાં ઉઘાડાં નાગાં બાવલાં મુકવાં વાજબીછે? મુંબઇમાં તો આવાં બાવલાં આપણા જોયામાં ઘણાં નથી આવતાં. પણ એ સવાલનો ખુલાસો એટલોજ છે કે યુરોપખંડમાં પુતળઘડણીની બાબદ વીશે આવો વિચાર રાખવામાં આવતોજ નથી. બાવલું બનાવનાર કીસબી પોતાના હાથની કારીગીરીની સફાઈ બતલાવવાને આવાં નાગાં બાવલાં, બદનનો ગમે તે ભાગ ઉઘાડો રાખી બનાવેછે. પુતળઘડણીની કારીગરી પીછાનનાર માત્ર બનાવનારના હાથની કળા, સફાઈ અને તે સાથે ખુદરતની કેટલી આબેહુબ અને નજદીકીભરેલી નકલ થઈ શકીછે તેજ માત્ર જોવાની આરજુ રાખે છે: પણ હલકા વીચારવાલા, નીચહવસના શોખીઓ, જેઓ ફક્ત માણસનાં જાનવરી ગુણનાજ તાબેદાર છે, તેઓથી ખરી ઊંચા દરજાની ખુબી નહી બુજી શકાયાથી, માણસનાં શરીરનાં કેટલાક અવયવો ઊપર નેગાહ કરી તે વીશે હલકી અને અનીતી ભરેલી ટીકા કરેછે. મુંબઈ શેહેરમાં આજે પુતળઘડણીની કળા જાણનારો એકુ પણ દેશી નથી. તેમજ પુતળઘડણીની કળાથી ખુબસુરત ખુદરતની નકલનાં જે જે નમુનાં માહભારતી કીસબીઓનાં હાથથી બનેલાછે તેવાં બાવલાંની રકમની એક આની ભારનો પણ અત્રે કોઇપણ ઠેકાણે જમાવ કરેલો જોયામાં આવીયો નથી. આથી એટલુંજ સાબેત થઇ શકેછે કે પૂતલાં અથવા ચીત્રો કેવી રીકૃત અથવા ગુણ

ધરાવતા રાખવાં એ વીશે મુંબઈના ઘણા દેશી શેઠીઆઓને થોડોજ શોખ છે અથવા તો તેની પુરી ખુબીથી તેમાના ઘણાજણ બેખબર હોય. એકુ બે શીવાએ મોહોટ મોહોટા શેઠીઆઓનાં ઘરો અથવા બાગોમાં રાખેલાં ચિત્રો અને પુતળાંઓમાં ખરા ઉમદા શોખની નીશાણો થોડીજ જોવામાં આવશે આ બાબતમાં કલકત્તાના બાબુઓમાં મલીકનું ખાનદાન પ્રખ્યાત થયલું છે. તેઓ તો એવી ચીજનાં જાણે કુદરતીજ શોખી શેઠીઆઓ છે, જેઓએ એક આખો મેહેલ ભરીને એવી સુંદર ચીજોનો સંગ્રહ કરેલોછે અને તે દેશી પરદેશીઓને જોવા માટે ખુલો મુકયોછે. બરદવાનના મહા રાજાના મેહેલમાં તો એવી ચીજોનુ ખરેખર એક નવાઈ જેવું સંગ્રસ્થાન કરી ગએલુંછે. એ વીશે વીગતવાર હકીકત કલકત્તા તરફના અહેવાલમાં જણાવેલીછે.

રેસીડિન્સીનો મેહેલ એક મોહોટા બાગની વચોવચ બાંધેલોછે. આગલા વખતમાં એવો કાયદો હતો કે ઇંગરેજનાં રેસીડિનટને નીજામનો તે વખતનો જે કોઈ વજીર હોય તેના બાગમાં એક મકાન રેહેવાને મળતો હતો. થોડુંકપછી રેસીડિનટે પોતે પોતાનો મકાન એલાહેદો બાંધવાને સારૂ થોડીક જગા નીજામ સરકાર પાસેથી માંગી. આ માંગણીમાં રેસીડિનટે માત્ર બે ત્રણ ખેતરની જમીન માંગી હતી. આ બાબદમાં એક રમુજી બનાવ બન્યો હતો, તે જાણવા જોગ ધારી નીચે જાહેર કીધોછે. આ બનાવ ઉપરથી હિંદુસ્થાનનાં રાજા અને શાહા-જાદાઓ જે જે મુલકો ઉપર રાજ કરેછે તેઓ પોતાના મુલકની લંબાઈ, પોહોળાઈ અને મોહોટાઈ વીશે કેટલું ગ્નાન ધરાવેછે તેનો એક અછો નમુનો જાહેર થાયછે. કેહેછે કે આ ખેતરોની બરોબર માપણી કરાવીને મોહોટા ખુલા આકારનો નકશો બનાવી રેસીડિનટ પોતે નીજામની દરબારમાં સાથે લઈ ગયો હતો, અને તે વીશે વાત થતાં તે નકશો નીજામની સામે મુકયો. નીજામે ઘણીજ ગંભીરાઇથી તે નકશા ઉપર નજર કીધી, અને રેસીડિનટને જવાબ આપ્યો કે "હું દીલગીર છઉં કે તમારી માગણી મારાથી કબુલ રાખી નથીં શકાતી." આ શબ્દો સાંભળી રેસીડિનટ ઘણોજ તાજુબી સાથે નાઉમેદ થઈ પાછો ફરયો, અને વધારે તાજુબ થવાનુ કારણ એટલા સબબથી થયુ કે ફક્ત બે ત્રણ ખેતર જેટલી જમીન આપવા નીજામે રેસીડિનટ જેવા અમલદારની અરજ કબુલ નહી રાખી. એવામાં નીજામના તે વખતના વજીર મીર આલમે રેસીડિનટને

હસીને કહ્યું કે, તમને કચવાવાનું કાંઈ કારણ નથી, જે પ્લાન (નકશો) નીજામને દેખાડયામાં આવ્યોછે તે જોઇને તે બીધોછે. નકશામાં પાડેલાં એનશે એટલાતો મોહોટાં કદના પાડેલાંછે કે નીજામે પોતાનાં આખા મુલકનો જે નકશો જોયોછે તેનાં જેટલાં તે મોહોટાં તેની નજરમાં લાગાંછે, તેથી તાજુબ થવા જેવું કાંઈ નથી કે આટલી મધલી જમીન તે તમુને આપવાને ના નહી કાં પાડે? વાસ્તે તમારો પ્લાન નાહાના આકારમા કરીને લાવો એટલે મધલી અડચણો મટી જશે. રેશીડન્ટે આ વાત એકાએક નહી માની, તોપણ બીજી વખતે નીજામની મુલાકાત લીધી ત્યારે પોતાની સાથે પેલી જગાનો પ્લાન છેક નાહાના આકારમાં બનાવી એક રમવાના પાનાં ઊપર પડાવીને લઈ ગયો અને તે નીજામને દેખાડયો અને અરજ કીધી કે આટલી થોડી જગા મને મળેતો બસછે. પેલા નાહાનો નકસો જોતાંવાર નીજામે મોટી ખુશીથી આ માગણી એકદમ કબુલ રાખી અને તેથી રેસીડિનટની ખાતરી થઇકે પેહેલી માંગણી નીષ્ફલ થઈ તેનું કારણ ખરેખર મીર આલમે ધારયું તેજ હતું. થોડી મુદતમાં એ જગા ઊપર, આ ઈમારતની બાંધણી શીરૂ થઈ,અને મદ્રાસ ઈલાકાના ઈનજીનીઅરો માહેના લેફટેનેનટ સામ્યુએલ રસલના ઉપરીપણાં હેઠળ તે પુરી કરવામાં આવી.

મુંબઇનો રીકારડર સર જેમસ મેકીનટાસ સન ૧૮૦૮ માં પોતાનાં દોસ્ત* કપતાન સીનડનહામને હેદરાબાદ મળવા ગયો હતો તેણે પોતાના રોજના સમરણ પુસ્તકમાં એવી નોંધ કરી લીધી હતી કે હિંદુસ્થાનની ઈમારતોની બાંધણીઓમાં સઉથી સરસ બાંધણી હેદરાબાદનાં રેસીડિનટનો મેહેલછે. "કોરીનથીઅન" તરીકાની બાંધણીનાં થાંભલાં મેહેલનાં મુખડા આગળ ઉઠાવેલાછે, તેની ઉપર એક સાથે શોભાયમાન "પોરટીકો" બાંધેલાછે, જે લંબાઇમાં ૬૦ સાઠ ફુટ છે, અને ઉંચાઈમાં મેહેલની ઉભરણી જેટલાછે. હીંયાથી આગળ ચાલ્યા એટલે મેહેલના દીવાનખાનામાં જવાયછે. તે દીવાનખાનુ પણ સાઠ ફુટ લાંબું છે, અને પેહેલાં બાંધ્યું ત્યારે તેટલુંજ ઉંચું હતું, પણ કપતાન સીનડનહામે તેનાં બે તણખા અથવા માળ બનાવ્યાછે. ઉપરનાં માળને ટેકાવવા સારૂ હારબંધ થાંભલાં એટલાંતો ઉભાં કીધાછે કે પેહેલા માળ થાંભલાંઓની હારથી બગડ ગયલો દેખાયછે, પણ તે થાંભલાં એવીતો સુંદર રીતે રચેલાં અને બનાવેલાંછે કે તેની રચનાથી પેહેલા માળનો દેખાવ ઘણોજ ભપકાદાર બની રહેલોછે. તેના દરેક નાકે છતરીસ ફુટ

લાંબા અને ચોવીસ ફુટ પોહોલા એવાં શેકી ઓરડા છે. તેમાંનો એક જમવાનો ઓરડો, અને બીજો પુસ્તકખાનું અને ત્રીજો બચ્ચાં છોકરાંઓને બેસવા ઉઠવાનો ઓરડોછે. દર ખુણે ચાર નાહાના સમચોરસ ઓરડાછે. માળ ઉપર પણ ઓરડાઓની એવીજ રચના કરેલીછે, અને બંધે માળ ઉપર ફરસબંધી કરી લઇ તે ઉપર ગાલીચા અને નરમ ગાદીઓ ઘણાજ સારા રૌપથી બીછાવેલીછે તથા સઉથી સુંદર ભાંતના મેહલ સીણગારનો ઇંગ્રેજી બનાવટનો સામન એવોતો ચુંટી પસંદ કરીને ગોઠવેલોછે જેથી ટુંકાંમા બોલીએતો આખો મેહેલ જેવો ઉગમણ તરફના ગજોના દમામ અને ભભકા લાયક થયલોછે તેવોજ સગવડ અને સુખવારામાં પુરો ઇંગ્રેજી રૌનક અને દમામ ભરેલો પણ બની રહેલોછે.

સન ૧૮૧૭ નાં સાલમાં તા૦ ૨૪ મી જુલાઇને રોજે સર જાન માલકમનું રાજદરબારી કામમર ફરતું ફરતું હેદરાબાદ તરફ આવવું થયું હતું. પોતાની બાયડી ઉપર દરરોજનો જે અહેવાલ લખી મોકલતો હતો તે રોજની યાદીમાં મર જાને એ મેહેલ વીશે એવું લખી જણાવ્યુ કે પંદર વરસની વાત ઉપર હું જારે હેદરાબાદ આવ્યો હતો ત્યારે ઇંગ્રેજ સરકારનો અત્રેનો રેસીડિનટ એક દેશી ઉમગવના બંગલામાં રેહેતો હતો. બંગલાની આમપાસ એક નાહાનો સરખો બાગ તથા કેટલાક ફુઆરા હતા, તેમાં કેટલીક ફેરફાર, ઇંગ્રેજની સગવડ અને સુખવામને લાયક, જેમતેમ કરીને તે મકાનને આરાસ્તગી આપી હતી; પણ હવડાંની વાત શું લખુ! હાલતો રેસીડિનટનો મકાન એક મેહેલ બની ગયલોછે, તેની નજદીક જતાંજ તેનો દમામ જોઈ ભય લાગેછે. કલકત્તા ગવરમેંટ હાઉસ માત્ર એનાથી દમામમાં સરસ કેહવાઈ શકાશે, પણ બીજી કોઇબી ઇમારત એની બરોબરી કરી નથી શકવાની. મદ્રાસના ગવરનરનો મકાન એની આગળ પોઇમ અથવા વગાવમાંછે. ઇમારતની બાંધણી અને અંદરનાં ઓરડાઓની રચનાનું ઉપર જણાવ્યા પ્રમાણે બયાન કરયા પછી સર જાને તીહાંની ખુરસી, કોચ, ઝુંમર એવી એવી ચીજોનું તાજુબ થઈ બયાન કરયુંછે. આ આખો મેહેલ નીજામે પોતે પોતાને ખરચે બંધાવ્યો તથા સીણગારયોછે, તથા એની મરામત અને જાલવણી પણ નીજામનાંજ ખરચથી થાયછે. કેહેવતછે કે "મુફતકા ચંદન લગાદે લાલજી," તેમ નીજામના ખરચે એવો મેહેલ નહી કોણને બંધાવા અને વાપરવા ગમે વારુ!

હેદરાબાદની રેસીડિન્સીનો મેહેલ એક જોવા લાયક મકાનછે, અને કોઈ પણ

શખસ એકુ ફેરો મારી તે જોઈ આવેતો તેની મેહેનતનો બદલો તે જોયાથી ખચીત વળી શકે એવુંછે. હવડાં એ મકાનની આગરતગીમાં ઘણો સુધારો અને વધારો થયેલાછે, અને આસપાસ ગુલચમન અને તરેવાર મેવા તથા તરકારીનાં બગીચા અછા બનાવેલાછે; તેની સાથે કેટલાંક જાનવરો પણ તીહાં પાળેલાંછે.

રેસીડન્સીનો મકાનજોયા પછી તેવખતે તીહાં રેહેલા કામચલાઉ રેસીડનટ મેજર થારનહીલને મલવા ગયા. આ અમલદારે ઘણીજ મીલનસારીથી હમારી મોલાકાત લીધી હતી. થોડીએક વાર વાતચીત કીધા પછી હમો તીહાંથી બપોરના હડી વાગે રવાના થયા અને તીહાંથી નીમલગીરી તરફ ઇંગરેજી લશ્કરને સારૂં જે નવી બરાકો, જેલ અને હાસપીટલ બાંધ્યામા આવીછે તે જોવાને ગયા.

થોડા વખતસુધીતો હમો સઘળાની ગાડીઓ લગોલગ સાથે ચાલી, પણ કોચમેનોની બેવકુફાઈ અને હુલબડાઈથી તેઓ એક બીજા સાથે વધારે વાર રહી નહીં શકયા. થોડાવારમાં હમો એક બીજાથી બે ત્રણ માઇલને છેટે વેગળા પડી ગયા. વીચાર્ગે કે એક શીગરામ જાણે બે જણને લઈ મનજગામ જવાને ઠેકાને પહેલ નીકલી ગઈ, બીજી ગાડી બે જણને લઈ જાણે મોટ તરફ ચાલી ગઈ; તે ગાડીઓને પાછી એકજ ઠેકાણે ભેગી થતા નજદીક એક કલાક અમસ્યો નીકળી-ગયો, અને આ સઘળું થવાનું કારણ કોચમેનોની બેપરવાહી વગર બીજું કાંઈ નહી હતુ. તેઓ એટલાતો કમઅકલ હતા કે આપણે કહીએ તે બરોબર સાંભળેજ નહી, અને વગર વીચારે હાંકયાજ કરે, જીહાંસુધી આપણે કંટાળીને પુછીએ નહીં કે "તુ કીએ ઠેકાણે હાંકેછે." તારે ગાડી ઉભી રાખી તે કેહેછેકે "તમે કહો તીહાં હાંકુ" આ શુ થોડું મતાવા જેવુંછે! પણ ખબર કાહાડતાં માલુમ પડયું કે તે ઠેકાણેના એકેએક કોચમેન આથી બેહેતર નહીં હતા, આતો તેમની એક ખુબીજ હતી! પણ વળી કલકત્તામા આથી સરસ કોચમેનો હમોને મળ્યા હતા અને તેમનો અનુભવ જે હમોએ મેળવીયો છે તેનુ બયાન ઘટતી જગોએ કરયામા આવ્યુ છે. ટુકાંમા અને કેહેવાનુ એટલુંજછે કે મુંબઈના કોચમેન તથા ઘોડાવાળા ખરેખર પોતાનાં કામમાં વધારે હોશીયાર અને ચોકસ રોકડે ૭૫ મલી આવેતો મદ્રાસ, કલકત્તા અને ઉપરના પ્રાંતોમાં રોકડે ૧૫ મળવા મુશકેલ જાણવા. જારે હમો સઘળા પાછા મળ્યા ત્યારે એક બીજાને ઠપકો દેવા લાગા કે હૈદરાબાદથી સાથે નીકળેલા કેમ આવી રીતે છુટા પડી ગયા? ત્યારે સઘળાના

જવાબનોં સાર એટલોજ નીકળ્યો કે જે કોચમેને પેહેલાં ગાડી હાંકી તેણે એટલુંજ સાંભળવાની તસદી લીધી હતી કે "ત્રીમલગીરી" જવુંછે. પણ ત્રીમલગીરીમાં કહી જગાએ અથવા કહે ઠેકાણે અટકવું તે પુછવાની અથવા જાણવાની તેણે કંઇજ દરકાર નહીં રાખી અને ઠેઠ હાંકતો હાંકતો ત્રીમલગીરીનો છેક છેડો આવીયો તીહાં સુધી હાંકયાજ કીધું હતું. બીજા ગાડીવાળાને જારે પુછવામાં આવ્યું કે તારી સાથની બીજી ગાડીઓ કીહાં ગઇછે? ત્યારે તેણે થોડોવાર એવો જવાબ આપ્યા કીધો કે તે પછવાડે આવેછે, તે દુરછે; અને છેલે સરવાળે કહ્યું કે કોણ જાણે તે કીહાં ગઇછે! ત્રીજા ગાડીવાલાને પુછીઉં કે તું કીહાં હાંકેછે, તારે તેણે જવાબ દીધો કે ત્રીમલગીરી તરફ તમે ફરવા નીકલેલા છેઓ તેથી જીહાં તીહાં હાંકુંછું, પણ હવે તમે કેહો તીહાં હાંકુ! એટલા બેફામ અને બેદરકાર તેઓ માલુમ પડયા હતા. હમારી ગાડીનો છેક ત્રીમલગીરીની છેવી હદ સુધી જઈ પુગી હતી, અને જો હમો કોચમેનને નહીં પુછતે કે તું હમને કહી જગાએ લઈ જાયછે, તો હમો ધારીએછેએ કે રાત્રે સાત વાગા સુધી તે ગાડી હાંકયાજ કરતે અને જેટલું દુર ઘોડાથી ચાલી શકાતે તેટલે દુર તે હમને લઇ ગયો હતે. એ વીશે હમને પછવાડેથી કંઈ શક જેવું નહી લાગું, કેમકે તે જગાએ રેહેનાર અને રોજની ખબર રાખનારા પારસી ગ્રહસ્થોએ ખોલાસો કરી કહી જણાવીયું કે આવા બનાવ તીહાં કાંઇ નવાઇ જેવા બનતા હોય એવું નથી. બલકે કોઈ અજાણો શખ્સ એખલો કોઈ દુર ઠેકાણે જઈ પાછો પોતાને ઘર બરોબર સીધોને સીધો આવ્યોતો તે જરા નવાઈ જેવું લાગતું હતું, અને તેની સાબાસી કોચમેનને ખરી મળવા જોગ હતી. એવી ગફલત થયાથી ત્રીમલગીરીમાં બાંધેલી જેલ જોવાની હમને તક મળી નહીં હતી, તોપણ હમારા બીજા ભાઇબંધુઓએ તે જોઈ હતી, તેમનાં કહેલા અહેવાલ પ્રમાણે તે ઈમારત ઘણીજ સગવડ અને આરાસ્તગી ભરેલી હતી. આરાસ્તગી આ શબ્દ સાંભલીને કેટલાક વાંચનારાઓનાં મનમાં અચંબો લાગશે કે વલી બંધીખાનાંમાં આરાસ્તગી શા માટે જોઈએ? પણ બંધીખાનાંની ખરી ખુબી ફકત ઇંગ્રેજ સરકાર પુરેપુરી અને બરોબર સમજેછે. હમો સહરાવીને નથી બોલતા, પણ આજે ઇંગ્લંડનું રાજ આખા યુરોપખંડમાં અને આખી પૃથ્વી ઉપર બંદીખાનાંની તરબીઅત, તરતીબ, તજુમલ અને બંધીવાનોની બરદાસ્ત અને તેમને બેહેતર કરવાનીજ મતલબે જે કાયદા કાનુ-

નથી આવાં ખાતાં ચલાવેછે, તેવું બીજું કોઈ રાજ ચલાવતું હોય એવું હમો જાણતા નથી. કોઈબી સરકાર આ વીશયમાં ઇંગ્રેજની આરથી બરોબરી નથી કરી શકવાની. ચીમલગીરીની જેલમાં જરાપણ દુરગંધ અથવા બંધીવાનોની તનદરોસ્તી બીગડે એવું કોઈબી કારણ અથવા કફોરી ગોઠવણ જોયામાં આવી નહીં હતી. બંધીવાનોને એક સારો દીલપસંદ બાગ બનાવવાનાં કામ ઉપર લાગાડેલા હતા; તથા કેટલાકોને ટોપલી, સાદડી, કાથાનાં ખીછાંનાં બનાવવા વીગેરે બીજી કીસમનો ધંધો પેશો શીખવતા હતા. બંધવાઓને તે ધધો શીખાડીયાથી આ ફાયદો થઈ શકતો હતો કે બધીખાનામાંથી બંધવાનો છુટકો થયા પછી તે પોતે આહેતો પોતાનું ગુજરાણ કરવાને પોતે સ્વતંત્ર થઈ શકતો હતો. હમારા મીત્રોએ હમને કહ્યું હતું કે જે જગા તેઓએ બંધીખાનાને નામે જોઈ તે જો તેમને આગળથી જણાવવામાં નહીં આવતેતો તેઓ તે મકાનને એક આરામથી રેહેવાની અને ઉદ્યોગ શીખવાની એક શાળા દાખલ સમજતે. વાંચનારે એમ નહીં સમજવું કે સખત શીક્ષા કરવાનાં ઠેકાણા આ બદીખાનાંમાં કરયા નહીં હતાં. કઠણ શીક્ષા સારૂ જુદી કોટડીઓ એલાહેદી જગાએ કરી રાખેલી હતી; પણ સાધારણ રીતે જોતાં આ મકાન કંટાળો ઉપજાવનારૂં અથવા બધીવાનોને રીબાવીને તેમનાં શરીરને ઇજા પોહોંચાડવાનું મકાન નહીં હતું, પણ ધુનેગાર માણસો પાસે તેમનાથી જાણીબુજીને થતી ભુલ, ચુક, શેખાઈ, દાંડપણું, મસ્તી અને ફેસાદ ભરેલી ચાલ ચલગત છોડાવી તેમને ઇનમાનીઅત, સલુખાઈ, સુલેહસંપજ અને ઉદીયોગ શીખાડવાની તથા તેરાને ભલા માણસ બનાવાને આ બંધીખાનું એક લાયક નીશાળ હતી.

આ મકાનથી આગળ વધીને ઇંગ્રેજી લશ્કરના સોપાઇઓએ પોતાના ફાયદા તથા વધારા સારૂ એક પુસ્તકખાનું સ્થાપ્યુ હતું તે જોવા ગયા. આ મકાનનુ નામ (Soldiers' Club) "સોલજર્સ કલબ" કરીને આપવામાં આવ્યુંછે અને તે દીલપસંદછે. આ ઠેકાણા ઉપર વાંચવા સારૂં એક પુસ્તકખાનું, અને ગમતને ખાતર નાટક કરવાનો એક મોહોટો ઓરડો બનાવેલો છે અને તેની આરાસ્તગી મોહોટ મોહોટી લડાઈ અને કીલ્લાઓનાં ચીત્રો અને તરેવાર નકશા દેવાલો ઉપર ટાંગીને કરેલીછે. તેમાં કેટલાએક ઘણાજ જોવા લાયક અને સુશોભીત ચિત્રો જેવાં કે શીબાસ્ટેપોલ, ત્રાફાળગર, અને નાઇલની લડાઇઓના તથા લખગાલ-

ટરના કિલ્લાના આઇલિકલાથ ઉપર પાડેલાં મોહોટા ચીતારો હમોએ જોયા હતા. આ મકાનનો સઘળો કારભાર માત્ર ઇંગ્રેજી લશ્કરના સીપાઈ અને અમલદારોથીજ ચાલેછે. એ મકાન દેખાડવાને હમારી સાથે તેનો ચંચલ સેક્રેટરી એક ઇંગ્રેજ સાર્જેંટ હતો તેણે હમને જણાવ્યું કે સોલજરોને વાંચવા સારૂ ઇંગ્રેજી વર્તમાન પત્રો તથા ચોપાંનીઆં ખરીદ કરવામાં આવેછે, અને આ નાહાનાં પુસ્તકખાનાનો સારો ઉપયોગ આ જગા ઉપરનું ઇંગ્રેજી લશ્કર કરેછે. એક એલાહેદો ઓરડો તરેવાર રમતો બેસીને રમવાનો પણ કીધો હતો, તેમાં સેતરંજ, ડાંમ, પાનાં તથા તેવી બીજી રમતો મુકેલી હતી. આ પુસ્તકખાનાને ઇંગ્રેજી લશ્કરનાં અમલદારો તથા બીજા ગ્રહસ્થો વખતે વખત મદત કરેછે; અને સેક્રેટરીએ આવી ઇચ્છા જણાવ્યાથી હમારામાંથી બે ચાર જણે મળીને એક સારી રકમ બખ્શેશ તરીકે ભરી આપી હતી.

હીયાંથી નીકલીને નવી બાંધેલી ઇસપીટાલ જોવા ગયા; તે એક જોવાલાયક અને આંખમાંથી ખસે નહી એવી ખુબસુરત બાંધણી થયલીછે. શ્રીમલગીરીમાં ઇંગ્રેજી લશ્કરની છાવણીછે, અને તેમને સારૂ જેટલી ઇમારતો બાંધ્યામાં આવીછે તે દરએક ઇમારત મુંબઇને શરમમાં નાખે એવીછે. આ ઇમારતોની શોભા તથા તેમની ઉપરની કકુલાતનો ચળકાટ એવોતો સુંદરછે કે ઇમારતો જાણે સંગેમરમરની બનાવી હોય એવી લાગેછે. સઘળી ઇમારતોમાં "ગ્રાનાઇટ" પથર વાપરેલોછે અને ચુનો એવોતો ચીકણોછે કે એક ચીજને બીજી સાથે પકડી ગખી પથર જેવી મજબુત કરેછે હૈદરાબાદમાં ઘણેક ઠેકાણે હમોએ ઇંગ્રેનું ગુલમારીને બનાવેલું બાંધકામ જોયુંછે, અને તે જોકે ઘણી લાંબી મુદતનુંછે તોપણ આજે તેમાંથી એક કગરસભાર ચુનો છુટો પડ્યો નથી. સીકંદરાબાદના ચુનાના પથરની ખુબી જખ્યાત થયલીછે. શ્રીમલગીરીમાં ઇંગ્રેજી લશ્કરની છાવણીને સારૂ બાંધેલી ઇમારતોમાં પરણેલા અને છડા સીપાઇઓના રેહેવાના જુદાં જુદાં મકાન કરીયાંછે. ઇસ્પીટાલમાં બીમાર માણસોને સારૂ જે ઓરડા બનાવેલાછે તેમાં રોશની અને હવા આવવા જવાના માર્ગો ખોલા અને કોશાદ રાખેલાછે તથા આસપાસ કાચનાં બારીબારણાંની જે ગોઠવણ કરેલીછે તેવી આજે મુંબઈમાં કેટલાએક મોહોટા શેઠીઆઓનાં સીણગારેલા મકાનોમાં નહીં કરેલી હશે. સઘળી ઇમારતો બાંધતાં ૧૧) અગીઆર લાખ

રૂપીઆ ખરચ થયલા કેહેવાયછે, અને તે સઘળો નીઝામ સરકારે આપ્યોછે. ચીમલગીરીની આ ઈમારતોનાં ફોટોગ્રાફ વીશે હમોએ ઘણી ખોળ તે વખતે કીધી, કે તેમાંથી થોડાક આ ઠેકાણે આપીને વાંચનારને આ સુંદર બાંધણીનો દેખાવ નજરે પાડીએ; પણ તે વખતે તે નહીં મળી આવ્યાથી હમોને આ વીચાર છોડી દેવો પડયો હતો. તે બંધાયાપછી કોઈપણ ફોટોગ્રાફરે આ ઈમારતોનાં ચીત્રો લેવાને લાંબી મુદત જવા નહીં દીધી હશે, કારણ ફોટોગરાફીની પુરી ખુબી દેખાડવાને આ બાંધણીઓ ઘણીજ લાયક બનાવેલીછે.

ઈસપીટાલ જોયા પછી પાછા ફરતાં, સીકંદરાબાદનાં ફ્રીમેસનોની લાડજ નામે સેંટ જાન, નંબર ૬૨૮ વાળી ઇંગ્રેજી ગ્રાંડ લાડજના તાલુકા હેઠળની જોઈ. આ લાડજને માટે એક નાહાનો મકાન સીકંદરાબાદના લશ્કરી અમલદારોએ અને બીજા તીહાંના રેહેવાસીઓએ મળીને પોતાને ખરચે બાંધ્યોછે. આ મકાન છાવણીમાંજછે, અને તેનો ઉપયોગ તથા લાભ જુજ બીજા સીવાએ ઘણુંકરીને લશ્કરીજ અમલદારો ભોગવેછે. તીહાંની છાવણીનાં સ્કુલ માસ્તર સાથ હમારી મોલાકાત અકસ્માત થઈ હતી અને તે પોતે ફ્રીમેસન ઓળખાયાથી તેની મારફતે લાડજનું મકાન અંદરથી હમને જોવાને બની આવ્યું હતું. રાત્રે ૭॥ વાગે શેઠ પંચફીની દુકાન ઉપર પાછા ફેરો મારીને ૮॥ વાગે સેઠ વીકાજીનાં મકાન ઉપર જઈ પુગા હતા. રાત્રે જમતાં જમતાં ટેબલ ઉપર એવો ઠરાવ કીધો કે બીજે દીને એટલે (તારીખ ૨ જી જાનેવારીએ) ગોલકંડનાં મકબરા એટલે કબરો જોવા જવું. આ મકબરા ઘણાજ ઉંચા અને જોવા લાયકછે. તેમનાં ઉપર ઘણાં ઉંચા મીનારા અથવા ગુંબજો બાંધેલાછે. તેમાંના ઘણાક હવડાં ખીસ્માર અને પાયમાલ થઈ ગયલી હાલતમાં પડેલાછે, તોપણ પોતાનો અસલી દબદબો તેઓએ હજુ ખોયો નથી, અને તેમની હાલની વેરાનીમાં હજુ તેમની અસલી શોભા અને રોનક દીપેછે અને તે વીશે જોનારનાં મન ઉપર મોટી અસર થઈ શકેછે. શેઠ બાપુજીએ એવી મસલહત આપી, કે તડકો નહીં લાગે એટલા અરસામાં હેદરાબાદથી ગોલ-કંડા પોહોંચવું બેહેતરછે, અને મંજલ માત્ર બે કલાકનીછે તેથી સહવારનાં પરો-ઢીયામાં ઉઠીને જવાની સઘળી તૈયારી કરાવી રાખશે એવું તેવણે હમને કેહ્યું હતું. પણ તે રાત્રે હમને તે વીશે કશી ખબર નહીં હતી કે તે તઈયારી તે કેહેવી કીસમ-ની હશે. પાછલી રાત્રે માલુમ પડીયું કે હમારે શાહ એવીતો માહાભારત અને

જાણે કોઈ રાજવંશીઓને સારૂં તઈઆરી કીધી હોય એવી જાહોજલાલી અને દબદબા ભરેલી રચના કરી મેલી હતી. આવી હમારી માવજત ઉપરથી શેઠ બાપુજીનું ખરૂં મોહોટું દીલ તથા પોતાનાં મીત્રોની મોહોબતથી કેમ મેહમાનદારી અને બરદાસત કરવી તે ખુલી માલુમ પડી આવી હતી.

તા૦ ૨ જી જાનેવારી—પાછલી રાત્રે ૪ા વાગે હમો સધળા ખાણથી બેદાર થયા. હુકમ આપી રાખેલો હતો તે મુજબ કાફી તૈયાર હતી, જે હાથ મોહોડું પાક કરી, નાસ્તા કીધી અને થંડીની મોસમનાં કપડાં પેહેરી માલ ઉપરથી હેઠળ ઉતરી ઓટલા ઉપર આવી ગાડીમાં બેસવાની ઉમેદથી જોઈએ છેએ તો ગાડીને ઠેકાણે ૭ મોહોટા બુલંદ હાથીઓ ઓટલાની પાયરી આગળ પોતાની લાંબી સુંડ ઝુલાવતા હારબંધ ઉભેલા જોયા. કેટલાએક ઉપર અંબાડી બાંધી હતી તેમાં માતર બેજ સવારને બેસવાની જગા કરેલી હતી; અને કેટલાએકો ઉપર બે બે જણા એક એકની પીઠ મેળવીને બેસે તેવી ક્રોસ જેવી ખુલી બેઠક કરેલી હતી. જો સંકડાઈને બેસવા ચાહીએ તો ત્રણ ત્રણ માણસ એક એકની પીઠ મેળવીને છ જણ પણ એક હાથી ઉપર બેસી શકેછે. પણ તેવી રીતે ભચડાઈને બેસવું દરબારી

જેથી ઉપર બેસનારને પેહેલી ઉઠકમાં પછવાડે જાણે તે ગગડી જતો હોય એટલું નીચે ઢળાઈ જવું પડેછે. આ વખતે જો તેણે સાઉચેતી નહીં રાખીતો ખરેખરજ હાથી ઉપરથી તે ગગડીને નીચે જમીનદોસ્ત દશ બાર ફુટની ઉંચાઈ ઉપરથી કદાચ થયા વગર નહીં રેહે. પણ એકબે વાર આસરમ પડી એટલે એ વીશેની ધાસ્તી નીકલી જાયછે, અને જરે હાથી ઉઠવાનો હોય ત્યારે બેસનારે પોતાનાં શરીરને આગળથી ઓકાર્લુંતો ઉપર જણાવેલી રીતે પડી જવાની જરાપણ ધાસ્તી અથવા દીલને ખણસા લાગતી નથી. હમો કેટલાએક જણ સવાર થઈ આગળ ચાલ્યા, અને હમારી પછવાડે કેટલાએક આવતા થયા. આ પુસ્તકની સીરૂઆતમાં ઈસારો કરેલા એક જુવાન પેહેલવાન મદદગારનો આ વખતે જેવો રમુજી તેવોજ દયા ઉપજાવનાર દેખાવ હાથી ઉપર બેશતાં થયો હતો. બેસવા આગમચથી તે જુઆન શખ્સ બીહીને તાટ થઈ ગયો હતો. તેના મનમાં વીચાર આવીયો કે આ શી આપદા આવી પડીછે; કેટલે ઉંચે ચડીને બેસવું, એથી તેના મનમાં તુરત દેહેશત પેઠી. તેણે બેસવાની જરા આનાકાની પેહેલાં જણાવી પણ તુરત તેની રખેને મશકરી થાય એટલા ઉપરથી જેટલી હીંમત કરી શકાઈ તેટલી હીંમત તેણે કીધી અને હાથી ઉપર શિડીની મારફતે તે ચઢીતો બેઠો. જીવ તેનો સટોસટ થઈ ગયલો હતો; તોએપણ તેને જે ખુબ હીંમત આપ્યામાં આવી હતી તેથી તેણે દાંત પીસીને હીંમત પકડી રાખી હતી. પણ જેવો હાથી આગલે પગે ઉઠ્યો કે તેને પછવાડેથી ગગડી પડવા જેવું લાગાથી એકદમ બુમ પાડી કે, અરરર પડ્યો રે પડ્યો, અરે મને કોઈ પકડો, અરરર હું મરી ગયો, એવું બોલતાં તેની હોશ એટલીતો ઉડી ગઈ કે તે બેભાગાર થઈ ગયો. તેની પાસે બેઠેલા બીજા શખ્સે તેને સારી પેઠે સાઉચેતીથી પકડી રાખ્યો હતો તોએપણ તેના હાથ પગ ધુજવા લાગા, અને પસીનાંથી ગરકાવ થઈ તેની તબીયત છેક નાજુરા થઈ ગઈ. તુરત તેને નીચેઉતારયો, પડવાની ધાસ્તીએ તેનીઉપર એવીતો અસર કીધી કે તે બીચારાને તુરત બેત્રણ વખત ઝાડાની હાજત થઈ પડી હતી. થોડીક ગરમ ચાહ બનાવી તુરત પાયા પછી સઘળું સમાધાન થતામાં જે વખત ગયો તેટલાંમાં સહવારનો પોહોર થયો. હમારા મીત્રોમાનાં કેટલાએકજણ જેઓ પેહેલાં આગળ નીકલી ગયા હતા તેમને એ વીશેનીતો કાંઈજ ખબર નહીં હતી, તેઓ એવુંજ સમજતા હતા કે તેમના બીજા સાથીઓ પછવાડે હળવે હળવે આવેછે.

હવે એણી તરફ પેલા જુવાન શખ્સને હાથી ઉપર પાછી સવારી કરાવાને ઘણી હીમત ફરી આપીયામાં આવી હતી. એતે, રાત્રે અંધારામાં જે ધાસ્તી ભરેલું લાગતું હતું અને બેરોબર દેખાતું નહી હતું તે સહવારની રોશનીથી બેરોબર તેને દેખાતું હતું. હાથી પેહેલાં ઊઠેછે ત્યારે પાછળથી તે કેટલો નીચે ઢળતો થાયછે તે નજરે દીઠાથી પેલા જુવાન શખ્સની હીમતે જરા મજબુતી પકડી. જેમ તેમ કરીને એકવાર ફરીથી અજમાએશ કીધી, તેમાં આસપાસના ભાઈઓની હીમતથી આ બેરે તે લોકડી પેહેલવાને હાથી ઊપર સ્વારી કરવામાં ફતેહ મેળવી હતી. જે હાથી ઊપર આ શખ્સને પેહેલાં બેસાડીયો હતો તે હાથી ઉપર કોચ રોકી બેઠક બાંધેલી હતી, જે બેઠક ખુલી હોવાના સબબથી કાચા બેશનારને તે વધારે ધાસ્તી ભરેલી લાગે એમાં નવાઈ નથી. એટલા ઉપરથી આ શખસને બીજીવાર અંબાડીની બેઠક જે ચોતરફથી બંધીયાર હોયછે તેવી બેઠકમાં બેસાડીને છેક સહવારના ૭ વાગે ડોલતા ડોલતા ગોલકડાના મકબરા આગળ લાવીયા હતા.

ગોલકુંડામાં જે પેહેલી કબર હમારા જોવામાં આવી તેની ઉપર જેવા મોહોટા ઉઠાવદાર અને દબદબા ભરેલા ગુંબજ બાંધેલા છે તેવો બીજી કબરો ઉપર હમારા જોવામાં નથી આવીયા. ૫૨) પાયરી ચઢયા પછી મેહેલ બેસવા ઉઠવાનો તબકો આવેછે, અને એટલા ઊંચા તબકા ઉપર પોંહોચ્યા પછી ગુંબજનો ઘેર તથા ગોલ-વાટો શીરૂ થાયછે. આ ગોલવાટાનો કળસ ઉપલા તબકાથી આસરે બીજા ૬૦ ફુટ ઊંચો છે, તેથી આખો મકબરો જમીનની સપાટીથી તે ગુંબજની મથાળેની અણી શુધી નજદીક ૧૦૦થી ૧૧૨ ફુટ ઉંચો છે. આ ઉંચાઈ આપણા મુંબઈનાં સેંટ થામસ દેવળની ઊંચાઈથી માત્ર ૨૫) ફુટ ઓછી જાણવી. ગુંબજની ઊપર તરેવાર નકશીકામ કરેલું છે. તે હવડાં ભાંગી તુટી અને પરાગંદે હાલતમાં નજરે પડેછે. નકસીકામમાં તરેવાર જીનસોની નકલ કરેલી છે. નાગની ફેણો, અનેનાસ, કમ-રખ, સીતાફળ, અને નાળીએર વીગરે અનેક જીનસોનાં આબેહુબ આકાર અચ્છી કારીગીરી ભરેલા ચુનાંકામના બનાવેલા છે. ગુંબજનો ઘેર અષ્ટકોણ એટલે આઠ ખુણાનો બનાવ્યો છે, અને તેની આસપાસ ચોમેરથી દશ ફુટ પોહોળી ફરતી અગાસી બનાવી છે. ગુંબજ અંદર જવાનો માર્ગ એકજ છે, અને તે હેવણ પડયાથી તેમાં વાગુલાઓની અધાર પુષ્કળ એકઠી થયલી છે જેથી દર-વાજામાં પેરતાંજ અંદરથી અતીશય બદબો મારેછે. ગુંબજમાંથી પડસાદ

નીકળેછે પણ તેની પોકળાઈ અને કદ પ્રમાણે જેવો પડસાદ મોટો નીકળવો જોઇયે તેટલો નીકળતો નથી. એનું કારણ કદાચને અંદર જે અંધારનો ઢગ પડેલા છે તેથી હોય. તોપણ તપાસ કરતાં એટલું માલુમ પડયું હતું કે જો કોઈ શખ્સ ગુંબજ અંદર જઈ દેવાલ આગળ નેજદીક મોહોડું કરી ધીમે આવાજે બોલે તો તે છેક ૫૦) ફુટ દુર ગુંબજનાં દરવાજાની દેવાલ આગળ કાન મુકીને સાંભળનારને ખુલું અને પલગડું સંભળાતું હતું. મકબરામાં ગુંબજ સુધી ચઢવાને જે પાયરીઓ બનાવી છે તે પથરની ગોલ ચક્રાકારે બાંધેલી છે. સઘળું કામ પથરનું છે, અને આખા મકબરાની બાંધણીનો ખરચ રાજદરબારી કારબાર પ્રમાણે ગણતાં, પાંચથી છ લાખ સુધીનો થયો હોય એવું માંનવામાં આવી શકેછે.

ઉપર જણાવેલું બયાન તો કબર ઉપર જે માહાભારત અને ઉંચા ગુંબજ બાંધીયા છે તેનું કીધું. હવે જે જગાએ ઘોર છે અથવા બીજા શબ્દોમાં બોલીએ તો જે ઠેકાણે મરનાર પાદશાહની લાશને ગાડી છે, તે જગાનું બયાન કરીએછ. ખુલા એક દીવાનખાનાં જેવા ઓરડામાં (અરધી ફુટની ઉંચાઇનાં) ચાર નાહાનાં નાહાનાં તખ્તાવાલી એક કબર છે જે કાળા સંગેમરમરનાં પથરની બનાવેલી છે. આ પથરને વીહાંના લોક "સંગેમુસા" કરીને કેહેછે. કબરની રચના એવી રીતે કરેલી છે કે છેક હેઠળ એક આખો પથર મુકેલો છે. આ પથરની ચોમેરથી ચાર અથવા પાંચ ઇંચ જગા છોડી એક બીજો પથર ઉપર ગોઠવીયો છે જેથી એક પાયરી અથવા તખ્તો થયો છે. વળી ત્રણ ચાર ઇંચ જગા છોડી બીજો તખ્તો ઉપર જણાવીયા પ્રમાણે બનાવીયો છે, અને તેમજ ત્રીજો અને ચોથો પણ કરીયો છે. આ પ્રમાણેની બાંધણીનો આકાર નીચે જણાવ્યા મુજબ થયો છેઃ—



સઊથી હેઠળનાં પથરની જાડાઈ તેની ઊપરનાં પથર કરતાં વધારે છે, અને એ પ્રમાંણે છેક ઊપરનો પથર સઊથી ઓછી જાડાઇનો છે. એ કબરના સઊથી ઊપરના પથર ઉપર અરબી અક્ષરે પાદશાહનું નામ તથા તેના મરણની તારીખ, વાર, તથા સને લખેલા છે. મરદ અને ઓરતની કબર ઓળખવાનો ખુલાસો

એમ છે કે જો છેક મથાલેના પથરની ઊપરની સપાટી સાફ સરખી હોઇતો તે કબર મરદની જાણવી; પણ જો તે સપાટીમાં ઓબણ અથવા ખાડો કોતરેલો હોયતો તે કબર ઓરતની જાણવી.

ઊપલા મીનારાની પશ્ચીમ દીશાએ એક બીજો મીનારો છે, તેના ગુંબજ ઊપર મીનાકામ ઘણુંજ સુંદર આગલા વખતમાં કરેલું હશે તેની નીશાનો આજે હજુસુધી દેખાયછે. હવડાં તો તે ભાંગીને સઘળું બીસમાર હાલતમાં પડેલું છે, તોએપણ આગલી ખુબસુરતી અને રોનક હજુર ઠેકાણે ઠેકાણે વળગી રહેલા મીના અને કોડીકામના કેટલાક આખાને આખા કકડાઓમાં હજુર આપણે જોઈ શકીએછ. જે મીનાકામ કરેલું છે તે ગુંબજ ઉપર અને આખી ઇમારતની દેવાલો ઉપર કરેલું છે. જેમાં તરેહવાર રંગબેરંગીન સમચોરસ અને બીજી અનેક આકૃતીવાળા કોડીના કકડા ખીલાથી જડી લીધેલા છે. હાલ કેટલેક ઠેકાણે ખીલા મોજુદ દેખાયછે, અને બીજી જગાએ ખીલાના મુગઓ ખુલા નજરે પડેછે. જારે આ સઘળું મીનાકામ બરાબર હાલતમાં હશે ત્યારે આ ઇમારતનો દેખાવ કેટલો જેબદાર હશે એ વીશે વીચાર આ બાંધણીઓની હાલની હાલત જોનારને મેહેજમાં આવશે. આ કીમમની કારીગરીનો એક નમુનો આગળ આપેલો છે. હમો એવું નથી જણાવા માંગતા કે તે ચીત્રમાં જણાવેલો ગુંબજ જેવો રંગબેરંગી અને મીના અને નકસીકામથી ભરપુર ચીત્રેલો છે, તેવોજ ગોલકંડાનો ગુંબજ છે, પણ હમારી કેહેવાની મકસદ એજ છે કે જારે ગોલકંડાવાળો ગુંબજ આખો હશે તારે તેની શોભાનો દેખાવ આવી તરેના ચીત્ર જેવો દેખાતો હશે એમાં કંઈ શક નથી. જે ચીત્ર આગળ દેખાડાવીયું છે તે પાદશાહા અકબરની કબરઘા ઊપર બાંધેલી ઇમારતના અંદરના *ભાગમાં કરેલાં નકસી અને મીનાકામનું છે, જે વીશે ઠેકાણાસર વીસ્તારીને* લખેલું છે. ગોલકંડામાં ૧૮ થી ૨૦ ગુંબજો એકેકની પાસે બાંધેલા છે, અને તેઓ સઘળા કબરઘા ઉપર બાંધેલા છે, આ ઊપરથી માલુમ પડેછે કે ગોલકંડામાં ઘણાખરા કુતબશાહી ખાનદાનના પાદશાહ, શાહાજાદા અને અમીરોની કબરઘા થયલી છે. ગોલકંડા, આગલા વખતમાં અને હેદરાબાદ શેહેર મઝ્યાની આગમજ, કુતબશાહી પાદશાહોનું એક મુખ્ય મથક હતું.

એક મીનારો એવી સમતલતથી બાંધ્યામાં આવ્યો છે કે બાર તથા પંદર ફુટને

છેટે હારબંધ પથરના થાંભા બાંધી લઈ હેઠળની સઘળી જગા પોકળ અથવા ખુલી રાખી છે અને આ થાંભા ઊપર મીનારાનો ટેકાવ અથવા પાયો કર્યોયો છે. હેઠળની પોલાણમાં મુસાફરોને અથવા ફકીરોને ઊતારો કરવાની જગા છે અને તે સઘળી મળીને આસરે ૩૦૦૦) ત્રણ હજાર માણસો સેહેલાઈથી ઊતારો કરી રહી શકે એટલા મોહોટા વીસ્તારની છે. આ મુકામની આસપાસ સઘળી તરફ અચ્છી અમરાઈ અને સેહેજતદાર પાણી જેટલું જોઇયેતેટલું છે. હમારી સાથે હેદરાબાદથી હલકો જેવો જે નાસ્તો લઈ આવ્યા હતા તે હાવી અમરાઈની જગા ઉપર સારીપેઠે ખાધો હતો. સવાનવ વાગે તનદરોસ્ત થઈ પાછા હાથી ઉપર સ્વાર થયા અને હેદરાબાદ તરફ પાછા ફરતી વેળા, આ શેહેરનો કેટલોક ભાગ જોવાને બની આવવા સારૂ શેહેરમાં થઇને જવાનો હુકમ હાથીના માહવતને સેઠ બાપુજીએ આગમજથી આપી રાખેલો હતો, તે મુજબ હમો ગોલકંડથી શેહેરને રસ્તે રવાના થયા. હરકોઈ શેહેર પગે ચાલીને જોવું અને હાથી ઉપર બેસીને જોવું એમાં ફેર છે. હાથી ઉપર બેસી સેહેલગાહા કરનારને ઊંચી બેઠક મળ્યાથી જેમ આસપાસની જમીન ઉપરની રચનાં ખુલી દેખાયછે, તેમજ ઘરોનાં પેહેલા માળ ઉપરની રચના અને તીહાં બેઠેલાં લોક પણ નજરે પડી શકેછે, જે પગે ચાલનારને અથવા ગાડીમાં બેસી ફરનારને નજરે નથી પડી શકવાનાં. હાથી ઉપર બેસનારને આસપાસની રચના કેવી રીતે નજરે પડતી હશે આ વીશે જો કોઈ જાણવાં માગે તો “આમનીબસો” ની ઉપરની બેઠક પરથી જેમ મોહોલ્લા અથવા રસ્તા ઉપરનાં ઘરોનો દેખાવ નજરે પડેછે તે મુઆફક હાથી ઉપરથી પણ દેખાયછે, ફરક એટલોજ પડશે કે હાથી ધીમી ચાલે ચાલેછે તેથી જોનારને જોવાની તક અચ્છી મળી શકેછે. તેમજ બીજો ફરક એ છે કે મુંબઈમાંનાં ઘરોની ઉભરણી ઘણુંકરીને ઉંચી હોવાથી જેટલી સેહેલાઈથી હેદરાબાદનાં ઘરોનાં માળ ઉપરની રચના હાથી ઉપરથી જોવાઈ શકાયછે તેટલી અત્રેનાં ઘરોની નહી જોવાઈ શકાશે. હેદરાબાદનાં ઘરો ઘણાખરાં ઘણી ઊંચી ઉભરણીનાં નથી તેથી હાથી ઉપર બેસી ફરનાર જો ચાહે તો કોઈ ઘરની બારીમાં બેઠેલા હરકોઈ માણસને હાથી ઉપર સેહેજ ખેંચી અથવા ઊંચકી લઈ શકે એવું છે, અથવા ચાહે તો હાથીને બારી આગળ લઈ જઈ આસાનીથી ફલાંગ મારી બારી વાટે ઘરનાં માળમાં ધુસી શકે એવું છે, અને આવી રીતે ઘણીવાર કોઈ કોઈ શેહેરના લોકનાં ઘરમાંથી તેમનાં છોકરાં છૈયાંને જબરીથી

ઊંચકી લઈ જવાની અથવા જબરીથી ઘરોમાં પેસી જવાની ફરિઆદ, કેટલાક છંદી અમીર ઉમરાવો અને એવાજ વીલક્ષણીત મુતબરો વીરો થયલી સાંભળ્યામાં આવી હતી તે ખરેખર બનવા જોગ છે. આવીરો, જારે હમો હાથી ઉપર બેસી શેહેરમાથી પંસાર થતા હતા તારે જે કંઈ હમોએ જોયુ તેથી હમારી ખાતરી સારી પેઠે થઈ હતી.

શેહેરમાંથી પંસાર થતાં ઘણાજ સાંકડા રસ્તા અને ગલી ગુંચીઓમાથી હાથીઓને ચલાવવા પડયા હતા, પંણ આવી સાકડી જગામાં ચાલવાને હાથીઓને કંઈ પણ અડચણ લાગીહોય એવું હમારા જોયામાં આવ્યુ નહી હતું. ભાજી તરકારી વીગરે બીજો ખાધ ખોરકીનો સામાન જેમ અત્રે ઘણુંકરીને ઉંચી દુકાનો અથવા બેઠકો ઉપર વેચવાને મુકેછે તેમ હૈદરાબાદમાં નથી મુકતા. સહવારમાંજનું તરકારી બજાર ઘણુકરીને રસ્તાની બધે બાજુએ ભોંય ઉપર પીછોડી પાંથરી તે ઉપર માલ ગોઠવેલું ભરાયછે. આ પાંથરેલી દુકાનો વચ્ચેથી હાથીઓ એવી તો સફાઈ અને સભાળથી ચાલી જાયછે કે કોઈ પણ જીનસ તેમનાં પગતળે ચંપાતી નથી. આમપામ વેરાએલી જીનસો રખેને તેમના ભારી પગતળે છુંદાઈ અથવા કચડાઈ જાય તેનો અટકાવ કરવાને આ જાનવરો તેમની પ્રેરણા બુધ્ધિથી સંભાળ રાખીને પોતાના કદમો મુકેછે, તે ઘણું જોવાલાયક છે.

હાથી ઉપર બેસનારને એક વાતની સભાળ રાખવાની ઘણીજ જરૂર છે, તે એ છે જે જારે હાથી જંગલોમાંથી અથવા ઝાડોની હેઠળથી ચાલી જતો હોય ત્યારે ઘણીવાર એવુ બનેછે કે સામા આવતાં ઝાડોની ડાળીઓ ગફલતીમાં બેસી રેહેનારને માથાંમાં વાગીયા અથવા અથડયા સીવાએ નથી રેહેતી, માટે એ વીરો બેસનારે પોતે સાઉચેતી રાખી દુરથી જોવું જોઇએછ. માર્ગમાં ઝાડો નમેલા દેખાય અને માથાં માથે અથડવાની ધાસ્તી હોયતો ઘણી વખ્તતો માહાવત પોતે હાથીને વટાવી બાજુએથી ચલાવેછે, પણ કોઈવાર તેમ નથી થઈ શકતું, તારે બેહતર એ છે, કે તેવી જગા ઉપરથી જતા વાંકા વળવું અથવા અબાડી અંદર ચપકુ બેસી જવુ, પણ હાથી ઉપર અબાડી બાંધેલી નહી હોય અને હોદ્દો બાંધેલો હોય તો તે ઓલી બેઠક ઉપર બેસનારોએ એવી ઝાડ ઝાંખડની કફોરી જગાએથી કુચ કરતી ચોખી સભાળ રાખવી અગત્ય છે. હાથી ઉપર બેસવામા અબાડી જેવી સલામત બેઠક બીજી કોઈ નથી. હોદ્દાની બેઠક બેસનારોને માત્ર દમામ અને દેખાવ

કરવાને તથા શેહેરના લોકને અને તેની રચના જોવા તથા ધુરવા ઘણીજ લાયક અને પસંદ છે. અંબાડી શીકાર કરવાને અને એવી બીજી સખત મુશાફરી કરવાને અથવા મંજલ મારવાને લાયકની બેઠક છે. સારી ચાલવાળા હાથીઓ ઉપર, બેસનારને કંઈજ આંચકો લાગતો નથી, પણ ભાર અથવા બોજો ઉંચકનાર એવાં જનાવરો ઉપર, બેસનારને આગળ પાછળ જબરો આંચકો લાગ્યાજ કરેછે, જેથી તેની કંમર ઘણી વખત હોદરી થઈ જાયછે. ગોલકંડાથી સહવારના ૯ વાગે નીકળેલા બપોરના ૧૨ વાગે પાછા શેઠ બાપુજી વીકાજીના મુકામ ઉપર આવી પોંહોંચ્યા.

એજ દીને પાછલા પોહોરના ૩ા સવા ત્રણ વાગે નીજામના વજીર નવાબ સર સાલારજંગ, મુખતીયાર-ઉલ-મુલ્કની ભેટ લેવાને ગયા. આ ભેટ નીજામ દરબારનાં કાયદા કાનુનો મુજબ કેમ લેવી આ વીશે આગમચથી ગોઠવણ કરવાને શેઠ બાપુજી વીકાજી તથા નવાબના તે વખતના એક વીશ્વાસુ કારભારી, અને ખાસ દોસ્ત શેઠ જમશેદજી ખુરશેદજી સુરતી, જેવણને હૈદરાબાદમાં મુનશીના એલકાબથી બોલતા હતા, તેવણ સાથે વાતચીત થઈ હતી, તે ઉપરથી હમને એવું જણાવામાં આવ્યું કે નીજામ દરબારમાં મોહોટી પાગડી બાંધીને જવું નાપસંદ છે. આ નાપસંદગીનું શું કારણ હશે એ વીશે કોઇથી પણ મનમાનતો અથવા ખરો ખુલાસો નહી મળ્યો હતો. કોઇથી એવું સાંભળ્યું હતું કે સર સાલારજંગ પોતાનાં માથાંઉપર નાહાનો સરપોશ અથવા પાગડી પેહેરેછે તે કતીં કોઇ બીજાએ વધારે મોહોટી પાગડી પેહેરીને તેની સાંમે જવું નહી, પણ આ બીના ખરી હોય એવું હમે માનતા નથી, તથા એનો જોખમ હમારે માથે લેતા નથી. હમાએ આવો પોશાક પેહેરવો અથવા નહી એ વીશે લાંબો વીચાર કીધો, તેનું પરીણામ એટલુંજ નીકળ્યું કે કોઈ રાજદરબારનો રૈવેયો કેવો છે, એ જો જોવાની ઇચ્છા થઈ હોય તો તે ઇચ્છા પુરી પાડવા સારૂ તે રાજદરબારના રૈવેયા તથા કાયદા કાનુનો પ્રમાણે ચાલવું તો જોઇયે. અગર તે પ્રમાણે નહી ચાલીયા તો તેવીશે આપણી ઉપર કોઇની જબરદસ્તી નથી, પણ એટલુંજ કે જે આપણે જોવા માગીએછ તે મળી નથી શકવાનું. સર સાલારજંગને મળવાની ઇચ્છા હમારી થઈ હતી તેથી તેને મળવા જતાં જેમ તેની દરબારના કાનુનો હોય તે મુજબ ચાલવાની હમારી ઉપર એક ફરજ થઇ. તે કબુલ રાખવી કે નહી તે હમારે સ્વાધીન હતું.

કબુલ ગખતાં તે વજીરની મુલાકાત લેવાઈ શકાતી હતી અને તેની દરબારનો શાહાઘાટ જોવાની તક મળી શકતી હતી. નહી કબુલ રાખવાથી સર સાલારજંગ કેવા વજીર છે, નીજામની દરબારનો શાહાઘાટ કેવા છે, તેની દરબારનો રવૈયો અને બીજો આદરસતકાર કેવી રીતે તીહાં ચાલેછે, તે જોવાની અથવા જાણવાની તક નહી મળી શકે એવું નકી હતું. નાહાની પાગડી બાંધવી આ એક નિર્દોષ રેવાજ છે, એમાં કાંઇ પણ અનીતી અથવા અઘટીત રવૈયાને તાબે થયલું નથી ખોલાવાનું, માટે નાહાની પાગડી બાંધીને મોહોટી ખુશીથી તે વજીરની મુલાકાત લેવાનો હમોએ નિશ્ચય કીધો. શેઠ બાપુજીને તીહાંથી તુરત હમારે સારૂ એવી નાહાની પાગડીઓ બાંધેલી તૈયાર મળી આવી. આ નાહાની પાગડીનું કદ વાંચનાર જાણવાને આતુર હશે. હમો તે તુરત કહી દઇએ છૈએ કે તે પાગડીનું કદ આપણા પારસીઓના અમલી ખરા શેઠીઆઓની નાહાની બચુકલી ઠુમકી પાગડીઓના જેટલું હતું. વાંચનારોમાં ઘણા સાહેબોએ મરહુમ દાદી શેઠ, હોરમજી શેઠ, શેઠ જીહાંગીર વાહાડીયા, શેઠ ફરામજી કાવશજી, શેઠ જીજીભાઇ દાદાભાઇ જેવા નામવર શેઠીઆઓને જોયા હશે, તે સાહેબોનાં માથાં ઉપર જે અરધી વેહેંત જેટલી ઉંચાઇમાં અને ઘેરાવામાં પણ તેટલીજ, પાગડી નજર આવતી હતી અને જેને વીરા હવડાં ઇશકી ઓખાં પેહેરનારો અને ઉભા પેચની જીહીણાદાર ધપની પાગડી બાંધનારો ટીકા કરેછે, તેવા કદની પાગડી હમોને પેહેરવી પડી હતી અને તે હમોએ મોટી ખુશીથી પેહેરી હતી. એવી પાગડી અને તેની સાથે જામો પેહેરવાથી હમારો દેખાવ હસવા જેવો થઇ પડયો હતો, અને હમો એક બીજાને જોઇને ખુબ હસીયા હતા. હમારી એવી મરજી થઇ હતી કે એવા પોશાક સાથે હમારો સઘળાનો ફોટોગ્રાફ તે વખતે ઉતરાવીએ, પણ તે જગાએ એ વિદ્યાનો કોઈ હુંનરી નહી હતો માટે હમારાથી એ કામ થઇ શક્યું નહી હતું. ટુકમાં બોલીએ તો ખરેખર હમારો આ દેખાવ ચીત્રવીચીત્ર થઈ પડયો હતો, તેના મુખ્ય કારણો એ હતાં કે જામાના ઘેરાવાથી હમારા શરીરનું કદ જેટલું ખીલ્યું હતું તેટલું કદ હમારા ચેહેરાનું ગોલી બેઠી, બચુકલી, ઠુમકી પાગડીથી નાહાનું થઈ ગયલું દેખાતું હતું. હમારા મીત્ર ડાકતર ભાઉ દાજીની પાગડી પણ ઘેરાવમાં નાહાની કરવી પડી હતી. હિંદુ રાજવંશીઓની મોહોટાઇ તેમની પાગડીના મોહોટા ઘેરાવથી માલુમ પડેછે. એથી ત્રણ અથવા ચાર ફુટના ઘેરાવની પાગડીઓ તેઓ માથે

પેહેરેછે, તડકામાં તેઓને છતરીની તો ત્યારે જરૂર નહી, એવી મોહોટી પાગડીને ઠેકાણે ડાકતર સાહેબને માત્ર બે ત્રણ વેહેંતના ઘેરાવાની પાગડી પેહેરવી પડી હતી, તેથી તેમનાં શરીરના કદ સાથે સરખાવતાં માથે એક ઘણીજ નાહાની સરખી ટોપી જેટલી તે દેખાતી હતી.

માથાંઉપર આવો બેડોલ શીણગાર પેહેરીને પાછલા પોહોરના ૪ વાગે ગાડીમાં બેસી શેઠ બાપુજી વીક્રજીની સાથે હમારી સ્વારી નવાબના મેહેલ તરફ ચાલી. મેહેલમાં દાખલ થતાંજ હમને જોવાસારૂ તમાસગીરોની ઠઠ મળી. મુસલમીન જાતના આળસુ તમાસો જોનારાઓને કલ્પના કરવા શીખાડવાની કંઇ જરૂર નથી. ગમે એવી ડંફાસ મારવાના વીચાર ઘણીજ સેહેલાઇથી તેમના મગજમાં ઉત્પન્ન થઈ શકેછે, તે મુજબ હમારે વીશે જોનાર લોકમાં તુરત તરેવાર વાતો ચાલી. બહાદુર સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું બુલંદ નામ જેવું આશકાર થયલું છે તેવુંજ એ નામથી આપણા પારશી ટોલાને ખરેખર એક મોટું માન થયલું છે. હીંદુસ્થાનનાં અંદરનાં પ્રાંતોમાં ઘણે ઠેકાણે આ હાતમ નામવરનું નામ આશકારાં છે તેથી કોઇબી તવંગર પારશીને તીહાંના લોક વગર અચકવે સર જમશેદજીના ખાનદાન સાથે જોડી નાખેછે. એજ કારણ ઉપરથી હમો જારે સર સાલારજંગને મળવા ગયા, તારે હમો સઘળાને નામદાર સર જમશેદજીના ખાનદાનનાં અમીરજાદા ગોઠવી બેસાડીયા હતા, અને કેટલાકો બોલવા લાગા કે "મુંબઈકે બાટલીવાલે સેઠકે અમીરજાદે હએ." કેટલાકોએ હમને મુંબઇના કરોડપતી સેઠ સાહુકારો ગણીયા હતા, અને આવી રીતે આખી ભીડમાં હમારે વીશે ઘણાએક કલ્પીત વીચારો ચાલીયા હતા તથા બાંકે મીરજાંના જેવા તરેવાર એલકાબો હમને મળ્યા હતા, તેનું તો દાસ્તાન થઇ શકતું નથી.

મેહેલમાં જતાં પેહેલી મોલાકાત મીરજા અલીમોહામદ શુસતરી જેવણ સર સાલારજંગના એક માનીતા દોસ્ત છે, તેવણ સાથે થઇ. મીરજા અલીમોહામદ તે મુંબઇમાં થોડાંક વરસ ઉપર મજગાંમમાં જે પ્રખ્યાત નવાબ રેહેતા હતા તેવણના છોકરા થાયછે, અને જારે મુંબઇમાં આ જુવાન ગૃહસ્થ રેહેતા હતા ત્યારે ઇંગ્રેજોમાં અને પારસીઓમાં તેમને સારી મીત્રાચારી અને ઘરોબો હતો. મીરજાં સાથે થોડીઘણી વાત કરવા પછી હમારી મુલાકાત થવા વીશે સર સાલાર-જંગને પુછવા ગયા, અને તીહાંથી આવીને હમને એવો જબાબ કહયો કે નવાબ

બીમોજમાં મશગુલ છે તેમાંથી ફારગ થાય તેની આગમચ નવાબે પોતાની ખુશી એવી જણાવી છે કે તેનો બારાદારીનો (એટલે બાર દરવાજાનો મેહેલ) તથા બીજા તેવાણના જોવાલાયક મકાનો છે તે હમને દેખાડવવાં. એવું કહી મીરજાં હમને નવાબનો મેહેલ દેખાડવા લઇ ગયા. પેહેલા મકાનનું નામ આઇના મેહેલ એટલે-આરસીનો મેહેલ હતો. આ મેહેલની તે વખતની રચના તેનાં નાંમને શોભા આપનારી અથવા લાયક નહી હતી. નામ મોહોટું છે પણ તેનું બયાન તેના નામને ઝાંખ લગાડે એવું છે. એક મોહોટું દીવાનખાનું છે તેમાં સઘળી તરફ દેવાલ ઉપર, થાંમલાઓ ઉપર, મીલીંગ ઉપર અને દરખુણે ખાંચે આરસીઓના નાહાના મોહોટા તખતા જડી લીધેલા છે. જીહાં જોઇયે તીહાં આરસીજ આરસી; અને વળી તે એક તરેહની નહી. જેમ અને જેવી ડોલ મેળ મળી આવી હોય તેમ અને તેવીજ આ ઠેકાણે જડી લીધેલી છે. તેમાં કોઇની કલાઈ નીકળી ગયલી, કેટલીએકોની ફરેમ ભાગેલી, તેમની ઉપરનો સોનેરી ઢોળ નીકળી ગયલો, નકસી કામ ભાગી ગયલું, અને કેટલેએક ઠેકાણે આરસીનાં કાચોમાં તડ પડેલી; એવી હાલતમાં આ આઇના મેહેલ હમારા જોવામાં આવીયો હતો. તેમાં વળી જગો જગોએ ઝુંમર ટાંગેલાં તથા વાલરોડ જડેલાં હતાં. તે ઝુંમરો પણ અસલી તરેહનાં હતાં, ધાતુકામ ઉપર કાટ ચેઢેલો, કોઈનાં રોડ ભાગેલાં, કોઇના લાલકો ગેપ થઈ ગયલાં, એવી વગર સંભાળ ભરેલી હાલતમાં આઇના મેહેલ જાણે ઘરમીનગારનાં સામાનનું સંગ્રહસ્થાન હતું. આઇના મેહેલનો ખેયાલ કદાચ વાંચનાર પોતાના મનમાં લાવવા માંગે તો તેણે દીવાળીનાં તેહેવાર ઉપર મુંબઇમાં કેટલીક દુકાનો ઉપર પરચુરણ હાંડી, આરસી અને ઝુંમરોનો, કચુંબર જેવો જમાવ થાયછે તે ઊપરથી થોડોક ખેયાલ આવી શકશે. આઇના મેહેલ વીશે હમારા સાંભળવામાં આવીયું છે કે સર સાલારજંગે હવડાં તેની શોભા અને રચનામાં ઘણોજ સારો વધારો કીધો છે, જે હાલ ખરેખર તારીફ લાયક થઈ પડીયો છે.

આઇનાં મેહેલમાંથી નીકળી બીજા ઓરડામાં ગયા, તે મકાનનું નામ "પીયાલી મેહેલ" એટલે પીયાલાંનો મેહેલ હતું. આ મેહેલની રચનામાં એવું જોયામાં આવ્યું કે ભીત ઉપર અને બારણાં ઉપર, અને બારી ઉપર અને સઘળે ઠેકાણે એકેકો ચીનાઈ પીયાલાં જડી લીધેલાં છે. પીયાલાં તરેવાર જાતનાં સુનેરી રૂપેરી

ઘેરવાળાં રંગબેરંગી છે, જેથી રચના ઘણીજ સુંદર દેખાયછે. કેટલાંએક પ્યાલાં લાખથી વળગાવેલાં હતાં, કેટલાંએકને તળીએ સુગમ્ય પાડી મખ્ખથી જડી લીધેલાં હતાં. નાહાનામાં નાહાની પીયાલી આગા લોક કાફી પીએછે, એટલા કદની હતી. મોહોટામાં મોહોટાં પીયાલાં ચાહાનાં કપ જેટલાં અથવા ચપુ જેટલાં કદનાં હતાં, તેની સાથે ગાળે ગાળે નાહાની નાહાની કોડીની રકાબીઓ પણ જડી લીધેલી હતી. આ રચનાં એક નવીજ જોયામાં આવી હતી અને તે જોવા લાયક હતી. એમાં ઘણું નવાઈ જેવું કઈ નહી હતું, તોપણ જે શખ્મે એ રચના વીશે પેહેલો વીચાર કીધો હશે તે શખ્સની મનશકતી, રોનક અને શોભાયમાન રચના વીશે ઘણી ઉંચે દરજ્જેની કઉઆત ધગવતી હશે. હીયાંથી નીકળીને ગાડીમાં બેસી થોડેક દુર મીરનગર જીહાં નવાબનો બાગદારીનો મેહેલ તથા એક નવુંજ સંગ્રહસ્થાન અને શીકારગાહ બનાવી છે તે જોવા ગયા. આ સંગ્રહસ્થાન તે વખ્તે આમ લોકને જોવા સારૂ ખોલ્લું મુકયું નહી હતું, માત્ર પરવાનગી મલ્યાથીજ આ મકાન જોવા જવાનું બની શકતું હતું. જે વખ્તે હમો જોવા ગયા તે વખ્તે ખુદરતી પદાર્થોને તેમના જુદા જુદા વર્ગોમાં વેહેંચીને કબાટોમાં ગોઠવવાનું કામ ચાલતું હતું. હીયાં એક "મ્યુઝીઅમ" બનાવવાની શીરૂઆત થયલી હતી, પણ તેની ગોઠવણનું કામ કોઈ પણ વીદ્વાન શખ્સને સોંપેલું નહી હતું. માત્ર એક બે ઇંડોબ્રિટન ટોપીવાળાને હસ્તક એ કામ ચાલતું હતું. તેઓ ઉજડ ગામમાં એરંડ પ્રધાનની પદવી ભોગવતા હતા. સર સાલારજંગ પોતે એવાં ખુદરતી સંગ્રહસ્થાનો કરવાને ઘણો શોખી અને ખંતી છે, અને એના ફાયદા ઇંગ્રેજી રેસિડંટોની સગતમાં રહયાથી તે માર્ગેપિઠે સમજવા લાગ્યો છે, તોપણ એવાં કામો સંપૂર્ણ રીતે બજાવાને કેવા પુરૂશોને તે સોંપવું જોઇએ, એ બાબદમાં નવાબે દુરંદેશી કીધી હોય એવું હમે નથી જાણતા. જેવા શખ્સોને તે સોંપીયામાં આવ્યું હતું, તેઓ તે પુરૂં અને જેવું જોઇયે એવું કરશે અને તેનો ફાયદો રૈયત ભોગવી શકશે એવું હમારા વીચારમાં ખરેખર નહી આવીયું હતું. એવાં કામો દેશી શીખેલા વિદ્યાર્થીઓને સોંપવાં જોઇતાં હતાં. તેઓ જેવી ઇમાનદારી, સંપુર્ણતા અને મનમાનતી રીતે એવાં કામો કરી શકશે તેટલા વગર ભણેલા, અને ઇંગ્રેજોમાં ફક્ત નામ ચલાવનારા લેભાગુ પોરટુગીસો, અને યુરેશીઅનોથી કદી નથી થઈ શકવાનું. ખરચ કેમ કરાવવો, અને

પોતે માહેબી અને સુખ કેમ ભોગવવું એટલુજ તેઓ જાણેછે. હા, જો કોઈ પરોજ ધુંની ઇંગ્રેજ વિદ્યાર્થી એવાં કામ ઉપર ગયો હોય તો તેના જેવો બીજો લાયક અમલદાર મળવો મુશકિલ છે, પણ અમસ્તા સાહેબની જાતમાં ખપનાગ ટોપસાંઓને રાખી જે પૈસો તેમના ઉપર ખરચાએ તે વીશે સઘળા દેશી રાજા અને નવાબોએ ખુબ સારીપેઠે વીચાર કરવો જોઇયેછે.

આ સંગ્રહસ્થાન જોઈ ઇંગરેજોને જાફ્‌ત આપવાનો મેહેલ તથા બાગ જોયો. આ મકાનની રચના પણ ઘણી અચ્છી બનેલી જોયામાં આવી છે. નવાઇ જેવા ફુલપાનનાં કયારા ઘણીજ સારી માવજત અને શોભ ભરેલા બનાવેલા છે, અને બાગમાં ફરવા હરવાની ગોઠવણ ઘણી સારી કરેલી છે. બાગ અંદર નદીનો એક ભાગ ખેંચી, પાણીનો જે પ્રવાહ ચાલુ કીધો છે તે મેહેલની બારી ઉપરથી જોવાને ઘણોજ દીલપસંદ છે શીકાર કરવાની જગા ઘણી અચ્છી બનાવેલી છે. એ લત્તા તરફ શીકારીઓનાં શોભ લાયક ઘણી તરેહનાં જાનવરો મળી શકેછે. તેમાં ઘણું કરીને આ દેશનો જગલી ગોધો, વાઘ, ચીતો, રીછ, વરૂ, તરસ અને રાની ડુકર, નીલગાવ અને ચાર શીગડાવાળા સાંબર, કસતુરી બીલાડી, કોહોલાં, ફાલુ, સાહુડી, સસા, અને ઉડતી મોહોટી ખલેડી પુષ્કળ મળેછે. રાની મુરગો પણ ઘણી જાતનાં મળી આવેછે, અને વાંદરા પણ તેટલાજ છે. કેહેછે કે હેદરાબાદ તરફ જેટલો શીકાર છે તેટલો તે જણાયલો નથી.* અને હિંદુસ્થાનમાં મઇસોર મુલક સીવાય બીજે કોઈ ઠેકાણે એટલો બધો શીકાર નથી * એ બાગમાં કેટલાંક જગલી જાનવરોનો સગ્રહ કીધેલા હમાગ જોયામાં આવ્યો હતો. મર માલારજંગ જેવા દેશી દીવાને ઇંગ્રેજી ગજા તથા ઇંગ્રેજોની સાથે જેવી મીત્રાચારી, અને ખરૂં

ત્યાંથી રૂખસદ લઈ પાછા નવાબનાં મેહેલમાં ગયા, જે વખતે નવાબ પોતાની સાંજની નીમાજથી ફારેગ થયલા હતા. નવાબની મુલાકાત લેવામાં નાહાની પાગડી પેહેરી જવાનો રૈવેયો જેવો હમોને અખત્યાર કરવો પડયો હતો, તેમજ જોડા કાહાડીને તેની હજુરમાં જવાનો બીજો રૈવેયો હતો તે પ્રમાણે પણ ચાલવાની હમોને જરૂર થઈ પડી હતી; અને એ રવઈયા મુજબ નવાબ પોતે એવી તો બાહોશીથી ચાલીયો હતો કે તે પોતે પણ દીવાનખાનામાં જોડા કાહાડીને આવ્યો હતો, એટલે બંધે બાજુવાળાને એકસરખી પદવી ઉપર તેણે લાવી મુકયા હતા. બીજી ઝડફે તે અમીરે વળી એવી તો બતલાવી દીધી હતી કે જેવો તે દીવાનખાનામાં આવ્યો અને હમારી મુલાકાત સલામ અલેકુમથી લીધી કે લાગલોજ પોતે જમીન ઉપર ગાલીચો પાથરેલો હતો તે ઉપર બેસી ગયો, અને જારે હમને બેસવાને ફરમાવ્યું ત્યારે આસપાસ ખુરશી, કોચ વગેરે બેઠકનો બીજો સરસરંજામ હોયા છતાં નવાબ જારે પોતે નમનતાઈ ભરેલી તાજીમથી જમીન ઉપર બેઠો તારે હમને ખુરશી અથવા કોચ ઉપર બેસવું નાસજાવાર લાગાથી હમને પણ તેની સાંમે પગ વાળી મોગલાઈ દરબારનાં કાનુન પ્રમાણે અથવા આપણા વડીલ ઇગીનીઓ જે ઢબથી બેસતા હતા તે ઢબે જમીન ઉપર બેસવું પડયું હતું. આવો બનાવ બનશે એ હમારા કોઈનાં સ્વપ્નામાં પણ નહીં હતું, પણ આવા બાહોશ નવાબ, જેની ચાલાકી, હીમત અને મનરાકતીની વખાણ થયલી છે, અને જેનામાં સમયસુચકતા અતીશય છે, તેની સામે એવા બનાવો બને એ વીશે હવે પછી હમને નવાઈ જેવું નથી લાગવાનું. એની મુલાકાત કરવા જનાર ગૃહસ્થોને આ ચંચલ નવાબ પોતાની મુલાકાતમાં એવી તો તાજીમ તવાજો દેખાડવેછે કે તેઓ સઘળાને મોગલાઈ દરબારનાં કાયદા કાનુનો અને રેવાજો પ્રમાણે ચાલવાની ફરજ પાડતાં, સંભા તેમને રાજી ખુશીથી પાછા રવાનાં કરેછે.

બેઠા પછી તરેહવાર બાબતોની વાંતચીત થઈ જેમાં નવાબે ઘણી સારી વાકેફગારી બતલાવી હતી. તેણે ઇંગ્રેજી રાજ વીશે તથા તેનાં બળ વીશે ઘણુંજ સારૂં મત જણાવ્યું હતું, અને કેળવણીનાં ફાયદા વીશે તે સારીપેઠે જાણીતો થયલો હતો, એટલું છતાં પોતાનાં રાજમાં કેળવણીનાં પ્રસાર વીશે તે કંઈ ઘણું કરી શકયો નહી હતો તેથી તેણે પોતાની દીલગીરી જણાવી હતી; અને એ બાબદ ઉપર જે ગફલતી જણાઈ હતી તેનું કારણ તેની રૈયતની જનુની અને ધરમની તાસુબી ઉપર લાગુ

પાડયું હતું. તોપણ કેળવણીનો ફેલાવો કરવા વીશે તેનાથી જે કંઈ હળવે હળવે થઈ શકવા જોગ હતું તે ઉપર તેણે પોતાનું ધ્યાન પોહોંચાડેલું હતું, અને તેને આગળ વધારવાને તે કોશેસમાંજ હતો. હીયાં તીહાંની થોડી ઘણી વાત કીધા પછી નવાબે હમેને મુસાફરી કરવાની મકસદ પુછી જેનો ઉત્તર હમોએ એટલોજ આપ્યો કે હમારો સ્વદેશ કેવો છે અને દેશીઓ કેવી હાલતમાં છે, તે વીશે થોડું ઘણું નજરે નજર જોઈ વાકેફ થવું, અને તેથી જે જ્ઞાનસંપાદન થાય તે હમારા મીત્રો અને દેશીઓને કહી સંભળાવવું અથવા પુસ્તકની મારફતે જાહેર કરવું. આ સાંભળીને તે હમારી મતલબથી ઘણો ખુશી થયો હતો, અને હમારી રૂડી મતલબે તેનાં મન ઉપર મારી અસર કીધી હતી. તે બોલ્યો કે, તમારા ભાઈબેહેનોનાં ફાયદાને સારૂ તમોએ ગીરેનાં પૈસા ખરચી મુસાફરી જેવી સખત મેહનત અને રંજ તમે તમારી ઉપર ખેંચી લીધી છે તેથી તમને ઘણી શાબાસી ઘટેછે; અને હેવી તરેહની મુસાફરી કરવાની તરફેણમાં તેણે પોતાનું મત આપ્યું હતું, પણ એક વાતની તેણે હમને ચેતવણી આપી હતી. તે બોલીયો કે, હરેક જગાની વસ્તીની હાલત વીશે કોઈ પણ મુસાફરને એક બે અથવા ચાર દિવસમાં પુરતી અને ખરી વાકેફગારી નથી મળી શકનાર અને જો બેરોબર અને પુરતીજ વાકેફગારી મેળવવી હોય તો લાંબા વખત સુધી તે રૈયત સાથે અને તેઓમાંજ વસવું તથા રેહેવું જોઈયેછ, લેવડ દેવડ કરવી જોઈયેછ, તોજ ખરો એહવાલ રૈયતની હાલત વીશેનો મેળવી શકાશે, અને એટલા ઉપરથી તેણે વધારે વીચાર જણાવ્યો કે તેના હૈદરાબાદ શેહેર વીશે અને તેની રૈયત વીશે હમોએ બેચાર દીવસની મેહેલગા ઉપરથી જે વીચારો બાંધ્યા હશે તે ખરેખર અધુરા હોવા જોઈયે, માટે જો પુસ્તક લખવું હોય તો સારીપેઠે તલાસ કરીને અને વધારે દીવસ હીયાં રહીને પુરતી રીતે ખોળ કરવી વાજબી છે. એ ઉપરથી હમોએ નવાબને જણાવ્યું કે હમારી મતલબ એવી બારીકી ભરેલી બાબદનું પુસ્તક લખવાની નથી. ફકત હમો કહે રસ્તેથી અને કેહેવી કેહેવી જગાઓપરથી કુચ કરીએછ તેનું બયાન તથા જે જે જગાઓ રસ્તામાં આવે તેની આબોહવા અને લોકની રેહેવાની રીતભાત તથા તેમની હાલત વીશે જેટલું નજરે પડે તથા પુછપરછ કરતાં વિશ્વાસુ માણસોને મોહોડેથી જેટલી ખબરઅંતર મળે તેટલીજ બાબદ માત્ર જણાવવાની હમારી મતલબ છે, અને તે ઉપરથી નવાબે બેશીકર રેહેવું કે તેનાં પ્રાંત વિશે અથવા તેની

રૈયતની હાલત વીશે અથવા કોઈબી બીજા શખ્સો વીશે જે કાંઈ હમારા જાણવામાં આવશે અને તે ખરેખરૂં ઠરશે તેટલુંજ હમો જાહેર કરશું. કાંઈપણ ખોટી અને વગર આધારની બાબદ લોકને ભુલાવામાં નાખવાની મતલબે કદી પણ હમારાથી લખાવાની નથી. કોઈ જગા અથવા વસ્તીની હાલત જોવાની જો હમને બરોબર ફુરસદ નહી મલી હશે, તો તેમને વીશે અમરથી કલ્પનાથી લખવા કરતાં હમો તદન મુંગા રેહેવું વધારે માન ભરેલું જાણશું. આ જવાબથી નવાબ સંતોશ પામીયો હતો. બીજી કેટલીએક વાતચીત થયા પછી રૂખશદ લેવાનો વખત નજદીક આવ્યો, તેથી જેમ હમને આગળથી જણાવી રાખ્યું હતું તેમ દરબારી રવેશ મુજબ હમો દરેક જણે સફેત ઘડીબંધ એક રૂમાલ ઉપર રૂ ૫) પાંચ મુકીને જમણે હાથે તે રૂમાલ હથેલી ઉપર ધરીને નવાબ આગળ એક નાહાના સરખાં નજરાણાં દાખલ ધરયો, તે ધરતાંજ નવાબે હમતે મોહોડે દરેક જણના હાથમાંથી તડોતડ તે રૂપીઆ ઉઠાવી લઈ પોતાની પાસે બેઠક ઉપર એકઠા કીધા, અને એવું કરતી વખતે તેણે હેવી તો તાજીમ તવાજે હમને દેખડાવ્યો હતો કે જો કે તે હમારી પાસે પોતાના રવેશ પ્રમાણે સાંભો એક પોતાનો હક લેતો હતો, તોએપણ જે તવાજે અને ખુશરોએ તેણે તે લીધો હતો તેથી સાંખું હમને આપવાને ગમ્યું હતું, અને એવું લાગતું હતું કે જાણે તે લીધાથી નવાબનો હમારી ઉપર સાંભો ઉપકાર થયો હોય. માન અને આદરમત્કાર જો બરોબર રીતે થયો હોય તો તેથી કહ્યું કામ નહી બની શકે એ કેહેવાઈ શકતું નથી. નવાબની તરફથી એક ઈશારત થતાં, પેલા રૂપીઆની ઢગલી એક અમલદાર આવી ઉંચકી લઈ ગયો અને તેને ઠેકાણે ફુલના તોગ, પાન અને અત્તર લાવી મુકયું. જેવા હસતા ચેહેરાથી અને આદરસતકારથી હમારૂં નાહાનું સરખું નજરાણું નવાબે લઈ લીધું હતું તેવેજ હસતે ચેહેરે અને આદરસતકારે હમને દરેક જણને અત્તરની એકેક ભોનામાં મઢેલી ગીમી, તથા અત્તરની સળી અને તુરા તથા ગુલાબ, નવાબે પોતાને હાથે આપ્યો હતો; આ મધળી ખીતા બનતાં એક કલાકનો વખત મુલાકાતમાં ગયો હતો. સાંજે, છને અમલે હમોએ નવાબથી રૂખમદ આહી હતી.

છુટા પડતી વખતે નવાબે પોતાની ખુશી બતલાવી કે હીયાંના એક ઉમરાવને તીહાં તે રાત્રે શાદી હતી અને સાંજના છ વાગતે શાદીનું સાજન નવાબનાં મ્હેલ ઉપર થઈ પસાર થવાનું હતું. આ રચના નવાબે જોવા લાયક જાણીને હમને જો-

વાને ભલાંમણ કીધી; અને તે સારીપેઠે જોવાને બની આવવા સારૂ પોતાના મેહેલનાં એક દીવાનખાનામાં બારી આગળ હમને બેઠક કરાવી આપી. રજવાડામાં અને નવાબી હાકમીમાં શાદીનાં સાજન અથવા સરઘસો તથા તેવાજ મેલાવડા કેવા થાયછે, આ જોવા લાયક જાણીને નવાબની ઈચ્છા હમોએ એકદમ ખુશીથી કબુલ રાખી, અને દીવાનખાનામાં જઈ બેઠા. શાદીનાં સરઘસનો પેહલો દેખાવ સાડાછ વાગે શીરૂ થયો તે છેક રાત્રે આઠ વાગે પુરો થયો હતો. એટલા લાંબા વખતમાં પેદલ માણસો, તેમની પછવાડે ઘોડસ્વારો, તેમની પછવાડે હાથીસ્વારોની અલગાર લાગટ ચાલુ રહેલી હતી. આ સરઘસમાં એક નોંધવા જોગ દેખાવ આ જાણીયામાં આવીયો કે જે જે અમીર ઉમરાવને સાજનમાં બીરાજવાને નોતરૂં દેછે તે દરેક અમીર ઉમરાવ તેનાં હાલી મવાલીઓ સાથે પોતપોતાના દરજ્જાસર એકબીજાની પછવાડે, છુટા છુટા હાથી, ઘોડા અને ઉંટ સ્વારો તથા પેદલો સાથે બીરાજેછે. એ મુજબ જો ફકત પાંચ અમીરનું એવાં સાજનમાં બીરાજવું થયું તો જેવી જેની મવસર મુજબ દીવા, મસાલો, આતશબાજી, ઢોલ, તાસા, કરનાય, નગારા, ઇંગ્રેજી વાજાં અને એવી બીજી ભપકા, દમામ અને ધાંધલ ભરેલી રચના સાથે પાંચ જુદાં જુદાં સરઘસ એકબીજાની પાછળ પસાર થાયછે. હમોએ જે સાજન જોયુ હતું તેમાં હમો ચુકતા નહી હોઇયે તો ૧૦ એવા મોહોટી પદવી ધરાવનારા ઉમરાવો બીરાજ્યા હતા. તેમના દેખાવ અને દમદમામનું સું બયાન કરીએ! કોઈ ઘોડા ઉપર, કોઈ હાથી ઉપર સ્વાર થઈ પસાર થયા હતા, તેમાં તેમની આગળ પાછળ ઢોલ, તાસા, ઉંટ ઉપર ચઢાવેલા નગારાં, મૃદંગ, છમછમીયાં, ધ્રુધારી, રણશીંગડાં, કરનાએ, ઇંગ્રેજી વાજા વાગતાં હતાં, તેમની જોડે ઘોડા અને હાથી, પેદલ લસ્કર, અને તેમની વચ્ચે ગાલે ગાલે બાંડ, બપોરીયા, પેટીને પેટીઓ બંધ ફટાકાં, અને એવીજ બીજી ગડબડાટ ભરેલી આતશબાજી છુટતી હતી. આ તમાસો જોવાને, સાથે ચાલતા તમાસગીરોની ભીડમાં જે કલોર અને ઘોંગાટ તથા ધુમ મચી રહી હતી તેથી એ સરઘસનો દેખાવ જેવો લઢાઈની ધામધુમ અને ધબરાટ ભરેલો તેવોજ દીલપસંદ રચના ભરેલો, થઈ રહેલો હતો. આ મગધમની આખી સ્વારી નવાબનાં મેહેલ ઉપર રહીને પસાર થઈ હતી, અને જો કે તેનો છેડો રાત્રે આઠ વાગે આવીયો તોએપણ હમને એવું ગમીયું કે તે હજુર વધારે લાંબો વાર ટકીયો હતે તો ઠીક.

રૈયતની હાલત વીશે અથવા કોઈબી બીજા શખસો વીશે જે કાંઈ હમારા જાણવામાં આવશે અને તે ખરેખરૂં હશે તેટલુંજ હમો જાહેર કરશું. કાંઈપણ ખોટી અને વગર આધારની બાબદ લોકને ભુલાવામાં નાખવાની મતલબે કદી પણ હમારાથી લખાવાની નથી. કોઈ જગા અથવા વસ્તીની હાલત જોવાની જો હમને બરોબર ફુરસદ નહી મલી હશે, તો તેમને વીશે અમસ્થી કલ્પનાથી લખવા કરતાં હમો તદન મુંગા રેહેવું વધારે માન ભરેલું જાણશું. આ જવાબથી નવાબ સંતોશ પામીયો હતો. બીજી કેટલીએક વાતચીત થયા પછી રૂખશદ લેવાનો વખત નજદીક આવ્યો, તેથી જેમ હમને આગળથી જણાવી રાખ્યું હતું તેમ દરબારી રવૈયા મુજબ હમો દરેક જણે સફેત ઘડીબંધ એક રૂમાલ ઉપર રૂ ૫) પાંચ મુકીને જમણે હાથે તે રૂમાલ હથેલી ઉપર ધરીને નવાબ આગળ એક નાહાના સરખાં નજરાણાં દાખલ ધરયા, તે ધરતાંજ નવાબે હમતે મોહોડે દરેક જણના હાથમાંથી તડાતડ તે રૂપીઆ ઉઠાવી લઈ પોતાની પાસે બેઠક ઉપર એકઠા કીધા, અને એવું કરતી વખતે તેણે હેવી તો તાજીમ તવાજો હમને દેખડાવ્યો હતો કે જો કે તે હમારી પાસે પોતાના રવૈયા પ્રમાણે સાંભો એક પોતાનો હક લેતો હતો, તોએપણ જે તવાજો અને ખુશરીએ તેણે તે લીધા હતા તેથી સાંભું હમને આપવાને ગમ્યું હતું, અને એવું લાગતું હતું કે જાણે તે લીધાથી નવાબનો હમારી ઉપર સાંભો ઉપકાર થયો હોય. માન અને આદરસતકાર જો બરોબર રીતે થયો હોય તો તેથી કહયું કામ નહી બની શકે એમ કેહેવાઈ શકતું નથી. નવાબની તરફથી એક ઈશારત થતાં, પેલા રૂપીઆની ઢગલી એક અમલદાર આવી ઉંચકી લઈ ગયો અને તેને ઠેકાણે ફુલના તોરા, પાન અને અત્તર લાવી મુકયું. જેવા હસતા ચેહેરાથી અને આદરસતકારથી હમારૂં નાહાનું સરખું નજરાણું નવાબે લઈ લીધું હતું તેવેજ હસતે ચેહેરે અને આદરસતકારે હમને દરેક જણને અત્તરની એકેક સોનામાં મહેલી સીસી, તથા અત્તરની સળી અને તુરા તથા ગુલાબ, નવાબે પોતાને હાથે આપ્યો હતો; આ સઘળી બીના બનતાં એક કલાકનો વખત મુલાકાતમાં ગયો હતો. સાંજે, છને અમલે હમોએ નવાબથી રૂખસદ ચાહી હતી.

છુટા પડતી વખતે નવાબે પોતાની ખુશી બતલાવી કે હીયાંના એક ઉમરાવને તીહાં તે રાત્રે શાદી હતી અને સાંજના છ વાગતે શાદીનું સાજન નવાબનાં મેહેલ ઉપર થઈ પસાર થવાનું હતું. આ રચના નવાબે જોવા લાયક જાણીને હમને જો-

વાને બલાંમણ કીધી; અને તે સારીપેઠે જોવાને બની આવવા સારૂ પોતાના મેહેલના એક દીવાનખાનામાં બારી આગળ હમને બેઠક કરવી આપી. રજવાડમાં અને નવાબી હાકમીમાં શાદીનાં સાજન અથવા સરઘસો તથા તેવાજ મેલાવડા કેલા થાયછે, આ જોવા લાયક જાણીને નવાબની ઈજ્જત હમોએ એકદમ ખુશીથી કબુલ રાખી, અને દીવાનખાનામાં જઈ બેઠા. શાદીનાં સરઘસનો પેહલો દેખાવ સાડાછ વાગે શીરૂ થયો તે છેક રાત્રે આઠ વાગે પુરો થયો હતો. એટલા લાંબા વખતમાં પેદલ માણસો, તેમની પછવાડે ઘોડસ્વારો, તેમની પછવાડે હાથીસ્વારોની અલગાર લાગટ ચાલુ રહેલી હતી. આ સરઘસમાં એક નોંધવા જોગ દેખાવ આ જાણીયામાં આવીયો કે જે જે અમીર ઉમરાવને સાજનમાં બીરાજવાને નોતરૂ દેછે તે દરેક અમીર ઉમરાવ તેનાં હાલી મવાલીઓ સાથે પોતપોતાના દરજ્જાસર એકબીજાની પછવાડે, છુટા છુટા હાથી, ઘોડા અને ઉંટ સ્વારે તથા પેદલો સાથે બીરાજેછે. એ મુજબ જો ફકત પાંચ અમીરનું એવાં સાજનમાં બીરાજવું થયુ તો જેવી જેની મવસર મુજબ દીવા, મસાલો, આતશબાજી, ઢોલ, તાસા, કરનાય, નગારા, ઇંગ્રેજી વાજાં અને એવી બીજી ભપકા, દમામ અને ધાંધલ બરેલી રચના સાથે પાંચ જુદાં જુદાં સરઘસ એકબીજાની પાછલ પસાર થાયછે. હમોએ જે સાજન જોયુ હતું તેમાં હમો ચુકતા નહી હોઈયે તો ૧૦ એવા મોહોટી પદવી ધરાવનારા ઉમરાવો બીરાજ્યા હતા. તેમના દેખાવ અને દમદમામનું સુ બયાન કરીએ! કોઈ ઘોડા ઉપર, કોઈ હાથી ઉપર સ્વાર થઈ પસાર થયા હતા, તેમાં તેમની આગલ પાછળ ઢોલ, તાસા, ઉંટ ઉપર ચઢાવેલા નગારાં, મૃદંગ, છમછમીયાં, ધુધારી, રણશીંગડાં, કરનાએ, ઇંગ્રેજી વાજા વાગતાં હતાં, તેમની જોડે ઘોડા અને હાથી, પેદલ લસ્કર, અને તેમની વચે ગાલે ગાલે ભાંડ, બપોરીયા, પેટીને પેટીઓ બંધ ફટાકાં, અને એવીજ બીજી ગડબગાટ ભરેલી આતશબાજી છુટતી હતી. આ તમાસો જોવાને, સાથે ચાલતા તમાસગીરોની ભીડમાં જે કલાર અને ઘોંગાટ તથા ધુમ મચી રહી હતી તેથી એ સરઘસનો દેખાવ જેવો લડાઈની ધામધુમ અને ધબરાટ ભરેલો તેવોજ દીલપસંદ રચના ભરેલો, થઈ રહેલો હતો. આ સરઘસની આખી સ્વારી નવાબનાં મેહેલ ઉપર રહીને પસાર થઈ હતી, અને જો કે તેનો છેડો રાત્રે આઠ વાગે આવીયો તોએપણ હમને એવુ ગમીયુ કે તે હજુર વધારે લાંબો વાર ટકીયો હોતે તો ઠીક.

હીયાથી રૂખસત લઈ નીકળ્યા તે રાતે સવા આઠ કલાકે પાછા શેઠ બાપુજી ચીકાજીના મુકામ ઉપર આવી પોહોચ્યા. એજ રાતે હમને શેઠ ખરશેદજી બહમજી પથકીની પેહેડીવાળા સાહેબોએ જીયાફત આપી હતી માટે નવાબની દરબારમા બીગજનાને હમોએ પેહેરેલા હગના જેવો બેડોલ પોશાક તુરત ઉતારી પાછો હમારો મુંબઈનો શોભીતો પાઘડી અને ડગલીનો પોશાક પેહેરી તેમને તીહા ગયા. અંધારૂ થઈ ગયુ હતુ અને વળી છેક ૪ થી ૫ માઈલ શીકંદરાબાદ સુધી દુર જવુ હતુ તે સબબથી તીહા પોહોચતા છેક રાતના નવ અથવા સવા નવ વાગાનો સુમાર થઈ ગયો હતો આ ઠેકાણે હમારી મેહેમાનદારી ઘણીજ દીલભર રીતે કરીયામા આવી હતી તથા સઘળી વાતે ખાણા પીણાની અને બીજી બાબદની તે સાહેબોએ ઘણીજ તજુમલ કરી હતી તેથી તેમનો મોટો ઉપરકાર હમારી ઉપર થયો હતો, જે વીશે ઘટતુ જાણી તેની હમો આ ઠેકાણે એક નોંધ કરીએછ. આ મેલાવડામા સીકંદ્રાબાદ અને હૈદરાબાદના ઘણાખરા જાણીતા રેહેવાસીઓની મુલાકાત કરવાનો અને સાથે બેસી જમવાનો આ એક સારો સંજોગ હમને મળી આવીયો હતો તેથી હમો ઘણા ખુશી થયા હતા. મીજલસમા આવેલા ઘણાખરા સાહેબો ઉલટ અને તંદુરસ્તી ભરેલા નજર આવ્યા હતા, અને તેવણના મોંહોડા ઉપર સખત ઉદ્યોગ તથા મેહેનતની અને પરદેશ રેહેવાથી મળતી હીંમત અને આપઅખતીયારીની નીશાનો માર્શીપે દેખાતી હતી એ ઉપરથી હમો આ બીજીવાર નોંધ કરીએછ કે મુંબઈમા ઘણોખરો પારસી જેટલો એક-બીજાના પંજામા દબાએલો, ઓશીયાલો, નાહીંમત, તેનીસાથે એકલપેટો અને આળસુ, બની આવે તીહાસુધી બેઠા ખાવાની હોંસ ધરાવનાર જેવો નજરે પડેછે, તેટલો તે બાહાર ગામ અથવા પરદેશમા આપઅખતીયાર, શુર ભરેલો, ઉદ્યોગી અને એક બીજાને મદદ કરનારો થઈ પડેછે હમારૂ મત એઉપરથી એવુ બંધાયલુ છે કે પારસીઓએ એકજ ઠેકાણે અને એકજ ખુણે પડી રહી એકના એકજ ધંધામા રોકાય ના નહી રેહેવુ જોઈયે, પણ જેમ જેની મનશકતી તેને અંદરખાનેથી હુનર આપે અને સુજ પાડે તેવો ધંધો આપઅખતીયારીથી, પછી હરકોઈ જગાએ અથવા દેશમા ફાવે તીહા ચલાવી, તીહાના રેહેવાસી થઈ પડવુ જોઈએછ અને તે જગા ઉપર પગભર થવાની કોશેશ કરવી જોઈએછ આથી આપણા લોકાની હાલત ખચીતજ બેહેતર થવાની, અને આ જેવો માર્ગ મોકળો, સેહેલો

એને ખરો બીજો કોઈ નથી. અગર એથી ઉલટું થયું તો આપણી હાલત હળવે હળવે પડતી જયા વગર નથી રેહેનાર.

આ મેજબાનીમાં એક બનાવ જાણવા જોગ બનેલો જાણી તે વીશે અત્રે બે સુખન લખી જણાવવાની જરૂર જોઇ છે. મેજબાનીની મીજલસમાં હેદરાબાદનાં વડા દસ્તુરજી સાહેબ હોરમજજી જામાસ્પજી બીરાજયા હતા. દસ્તુરજી જેવા મોહોટી પદવીવાળા ગૃહસ્થનાં બીરાજવાથી આખી મીજલસને મોહોટું માન થયલું આપણને સમજવું જોઇયેછે. પણ જેવું માન બેહેદીનોએ દસ્તુરજીને આપ્યું હતું તેવું પ્રતિમાન મીજલસના તમામ બેહેદીનોને દસ્તુરજીની તરફથી હમારા વીચાર પ્રમાણે નહી મળ્યું હતું. તે એ સબબથી કે દસ્તુરજી સાહેબે પોતાના બેહેદીનો સાથે એક ટેબલ ઉપર બેસી જમવું ના રવા ગણ્યું હતું, અને એ માટે તેમને સારૂ એલાહેદી જુદી એક ટેબલ માંડી હતી. આ જુદી માડેલી ટેબલ ઉપર જારે હમારી પેહેલ વેહેલી નજર પડી ત્યારે હમો એમ સમજ્યા કે હમારી સાથે મી॰ એડવર્ડ ટીહીઆસટીક નામનો જે યુરોપિયન ગૃહસ્થ હતો તેને જુદદીનનો ગણીને છુટો જમાડવાની ગોઠવણ કરી હશે; પણ થોડીવારમાં એ વીશે ખુલાસો થઇ ગયો હતો. તે ગૃહસ્થને સારૂ તો વળી એક ત્રીજી ટેબલ જુદી માંડેલી હતી. દસ્તુરજીને એવો ફરક પોતાના બેહેદીનો સાથે રાખવાનું સું કારણ હશે તે કાંઈ સમજ પડે એવું નહી હતું. પેલો યુરોપિયન જુદદીનનો હોવાથી એકવાર તેને સાથે નહી જમાડવાની કોઈએ અડચણ લીધી હોય અથવા એ વીશે કોઇનો જીવ કચવાયો હોય તો એકવાર તેને જુદો બેસાડવા આપણે કબુલ રાખીએ, પણ દસ્તુરજી અને તેઓના બેહેદીનો એકજ જરથોસ્તી દીનના થઈ જુદા બેસીને જમે એનું કારણ ધ્યાનમાં આવી શકતું નથી. નોહોણવાલા મોબેદો જુદા બેસી જમવાનો જે રવઇયો ચલાવેછે તે ધરમનાં ફરમાન મુજબ ચાલેછે કે ફકત એક રેવાજ પડી ગયાથી તેમ તેઓ ચાલેછે, એ વીશે કોઈતરફથી મનપતીજી ભરેલો ખુલાસો થયો નથી. ખેર, પણ વળી હમોએ તાજુબીથી જોયું કે દસ્તુરજી સાહેબ જોકે જમવાને જુદા બેઠા હતા ખરા પણ જે જે ગળ્યાં ગળ્યાં પકવાનો અને લેહેજતદાર દારૂ બેહેદીનો જમતા અને નોશ કરતા હતા, તેજ પકવાનો અને દારૂ વીગરે પીજી જીનગો તેવણ પણ શુકરાંના કરીને જમતા હતા. ફરક માત્રે એટલોજ હતો કે બેહેદીનો ભલાં માણસો ટેબલ ઉપર જમતાં જમતાં બોલતા અને વાતચીત અને કોઇવાર ગડબડ

કરતા હતા, પણ દસ્તુરજી સાહેબ આ મેજબાનીનાં સઘળાં પકવાન અને રચનાની મજા ઠંડે પેટે અને મુંગે મોહોડે બાજ ધરીને પુરા મીજાજથી લેતા અને ભોગવતા હતા. હમને આ બાબદની અગત કરીને નોંધ કરવાની જરૂર એ-બાજ ઉપરથી થઈ છે, કે એજ દસ્તુરજી સાહેબનાં ભાઈ દસ્તુરજી દુરાંગજી જામાસપજી જેઓ મહુ શેહરનાં પંથકનાં વડા દસ્તુર છે, તેઓ પોતે પોતાના બેહેદીનો સાથે બેસીને જમવું રવા ગણેછે અને જારે હમો થોડા દીવસ મહુ શેહરમાં રહેલા હતા તારે હમારી સાથે એકજ ટેબલ ઉપર બેસીને સઘળી મીલનસારી સાથે જમવાનું આ લાયકીભરેલા અને વીદ્યામાં પ્રવીણ થયલા દસ્તુરે વાજબી જાણ્યું હતું.

શેઠ પંથકીને તીહાંથી સઘળાઓને મળી બેઠીને મોડી રાત્રિ રૂખસદ લેતી વખતે ,આ ઠેકાણે ભેગા થયલા સઘળા ભાઇઓની ઇચ્છા ઉપરથી બીજે દીને સહવારનાં ધંબારની ચાસણી કરવા સારૂ શેઠ નુરારવાંનજી શેરાબજી ચીનાઈનાં મકાન ઉપર સામેલ થવાની હમોએ કબુલાત આપી હતી.

**તા૦ ૩ જી જાનેવારી**—એ દીને સહવારનાં ૧૧ વાગે શેઠ નુરારવાનજી શેરાબજી ચીનાઇનાં બાગમાં ધંબારની ચાસણી કરવાને હેદ્રાબાદનાં જરથોસ્તી રેહેવાસીઓ સાથે હમો સઘળા સામેલ થયા હતા. ખાણું લેહેજતદાર હતું, અને જમીન ઉપર પાત્રાં માંડવાંને બદલે સફાઈથી ખાવાને બની આવવા સારૂ ટેબલ ઉપર પાત્રાં માંડેલાં હતાં. આ રેવાજ તીહાંના સઘળા સાહેબોને પસંદ પડેલા અને ચાલુ હતો. આ રેવાજ સાથે મુંબઈ શેહેરના પારસીઓ જેઓ સુધરાઈમાં પેહેલા ગણાવા માંગેછે, તેઓનાં ધંબારનાં જમણો જે ખરડાયલી ભોંય અને મેલાં ગલીચ પાથરણાં ઉપર થાયછે તે સાથે સરખાવીએ તો શું મુંબઈના લોકને એ વીશે કાંઈ અંદેશો નહીં ઉત્પન્ન થશે? અને ઉપર જણાવેલીજ રીતે સફાઈથી જમાડવાની શું એઓ ગોઠવણ નહી કરી શકશે.

ઉપલાં ઠેકાણેથી નીકળી હેદ્રાબાદનાં આદરીઆનનું મકાન જોવા ગયા તીહાં સેજ્જો કરીને દસ્તુરજી સાહેબની મુલાકાત લીધી. દસ્તુરજી સાહેબ હમને પોતાના પુસ્તકખાતામાં લઈ ગયા હતા, તીહાં તેમની સાથે કેટલીક વાતચીત થઈ હતી. સેતારા અને આકારાનાં ગ્રહોની ચાલથી આપણી પૃથિવના રેહેવાસીઓ ઉપર અને અગત કરીને બીમાર માણસો ઉપર જે કેટલીક અસરો થાયછે, તે વિશયનાં અભ્યાસ ઉપર દસ્તુરજી સાહેબનું ધીયાન વધારે લાગેલું તેમની વાતચીત

ઉપરથી જણાયું હતું. બીમાર હાલતમાં દવાદારૂ લેવાની જરૂર અલબતાં તેઓ જાણતા હતા, તોપણ ગ્રહોની ચાલની અસર વીશે તેઓનાં મનમાં દવાદારૂ કરતા વધારે કાળજી હોય, એવો સાર તેમના બોલવા ઉપરથી હમોએ ઉપજાવીયો હતો. એવી તરેહનાં મત ધરાવનારા આજે મધળે ઠેકાણે મળી આવશે, જેવા આપણા દેશમા તેવાજ યુરોપ અને બીજાં ખંડોમા પણ છે; પણ એવીશે એટલુંજ જણાવવાનું છે કે હાલના વૈદક શાસ્ત્રીઓના વિચારો પ્રમાણે સેતારા અને ગ્રહોની ચાલથી માણસ જાતની તંદરેસ્તી ઉપર જેટલી થોડી અમસે થતી માલુમ પડી છે, તેના કરતાં વધારે અમરો, માણસ જાતની રેહેવાની હાલતની સફાઈ તથા તેને લગતી બીજી તજુમલ અથવા તેના ફુમ્બડપણાથી નીપજતી જણાયલી છે. માણસનાં ખાવા પીવાની ચીજો કેહેવી હોવી જોઈએ, તે ઉપર, તેમની ખાવા-પીવાની રીતભાત ઉપર, તેમની શરીર તથા મન કેળવણી ઉપર, તથા જે ઠેકાણે તેઓ રેહેતા હોય તે ઠેકાણાની આબોહવા ઉપર, અને છેલ્લું તેમના ધધા રોજગાર અને પેશા ઉપર, તેમની તંદરોસ્તીનો જેટલો ઘણેએક દરજે આધાર રહેલો છે તેટલો ઓછે દરજે સીતારા અને ગ્રહોની ચાલની અસર ઉપર રહેલો છે હાલ જમાનાનાં વૈદકશાસ્ત્રથી આ હકીકત સાબેત થયલી છે.

હૈદરાબાદના આદરીઆન સાહેબના એબાદતખાનાંમાં હમને બંદગી કરવાને મુંબઈનાં એબાદતખાના કરતા વધારે ગમ્યું હતું. તેના કારણો વીશે એકદમ વીચાર આવી શકતા નથી, પણ આટલું ખુલે ખુલ્લુ કેહેવાઈ શકાયછે કે બંદગી કરતી વખતે જે મુજબ મુંબઈમા અને બીજે કેટલેએક ઠેકાણે જેમ બંદગી કરનારની આસપાસ મોબેદોની ભીડ થાયછે અને તેમની શોખાઈથી બદગી કરનારને કટાળો ઉપજેછે તેમ આ એબાદતગાહમા હમને નહી માલુમ પડયુ હતુ. એબાદતની વખતે ગભીરાઈ અને એકાંતપણાની જેવી જરૂર છે તેવી આ ઠેકાણે જોવામા આવી હતી. મોબેદો અંદર આવ્યા હતા પણ પોતપોતાને ઠેકાણે અને દરજાસર ઉભા હતા, અને તેમની તે વખતની સઘળી ચાલચલગત અને મલુકાઈ, વખત અને ઠેકાણાંસરની ગભીરાઇને મળવાર હતી, તેથી તીહાંનો દેખાવ દીલપસંદ થઈ પડયો હતો. આવી સારી તરબીએત અને મોબેદી દરજાની જાલવણી કરવાની તર્ફે હૈદ્રાબાદના મોબેદોમાં જોવામા આવી હતી, આ ખુશાલીની વાત છે. એ તરબીએત તીહાંનાં દસ્તુરજી સાહેબ તરફથી

આપીયામાં આવી હતી જે વીશે દસ્તુરજીને ઘણુંજ માન ઘટેછે, અને તેની આ ઠેકાણે મોટી ખુશી સાથે હમો નોંધ કરીએછે.

**તા૦ ૪ થી જાનેવારી**—આ દીને હેદરાબાદથી આગળ કુચ કરવાનો ઠરાવ કરેલો હતો અને તે પ્રમાણે નીકળવાની સઘળી તૈયારી પણ થઈ હતી. પણ હેદરાબાદથી મદ્રાઝ જવાને નજદીકનો અને મેહેલો રસ્તો કયો લેવો આ વીશે ભરોસો ગણવા જોગ અને ચોકસાઈ ભરેલી ખબર કોઈ આપી નહી શકયું હતું. કેટલાએકોથી એવી ભલામણ થઈ હતી કે હેદરાબાદથી મછલીપટણ જવું, અને તીહાંથી તરીને માર્ગે મદ્રાઝ જવું. પણ એ રસ્તો ઘણોજ લાંબો, બીકટ અને પુષ્કળ દિવસ હેજગારી ભોગવવી પડે એવો હતો, માટે તે રસ્તે જવાનું નહી વાજબી ધારીને બીજા ટુંકા રસ્તાની ખબર કહડાવી. આ બીજો રસ્તો "કરનુલ" અને "કડાપા" થઇને જવાનો હતો, અને તે ટુંકો હતો ખરો તોએપણ તે આડ રસ્તો હતો, અને મુસાફરીનો સાધારણ જવા આવવાનો તે ધોરી માર્ગ નહી હતો, તથા વળી તેનો કેટલોએક ભાગ ઘણોજ બીકટ જણાવ્યામાં આવ્યો હતો. આવો આડ રસ્તો, તે સાથે વળી શકતી ભરેલો છતાં પણ તે માર્ગ ટુંકો હતો એવું સાંભળ્યાથી અને મદ્રાઝ જલદી જઈ પોહોંચવાની ઉમેદથી, એજ રસ્તે થઇ જવાનો હમો સઘળાએ નિશ્ચય કીધો. તેની સાથે કડાપાથી બે ત્રણ દિવસના રસ્તા પછી, નજદીકમાં ત્રીપટી આગળથી મદ્રાઝના મોહોટા રેલવેની એક શાખાનુ મથક આવેલુંછે, એવુ હમારા જાણીયામાં આવેલાથી, આગગાડી હમારી મુસાફરીમાં કામ લાગશે એવું વીચારીને, આ રસ્તે જવાની હમને વધારે હીંમત થઈ હતી.

શોલાપુરથી જે બળદની શીગરામ ભાડે લીધેલી હતી તેની મુસાફરીનો ટપ્પો હેદરાબાદમાં પુરો થયો હતો, અને હેદરાબાદથી તેવી ગાડીનો ડાક આગળની મંજલ કાપવાને નહી હોવાથી, હમારી હવે પછીની રસ્તાની હેજગારીનું ભવિષ્ય હમને થયું હતું. કોશાદ અને સગવડથી બેસાએ આવી ગાડીઓની ઘણી તલાશ કરાવી પણ હેદરાબાદમા એકુ પણ ગાડી તેવી મળી શકી નહી હતી. અતે સાકડાં ગાડાં કરવાની ફરજ પડી. તે ગાડીઓ જ્યારે બગલાના ચોકમાં આવી ઉભી ત્યારે તે જોઇને હમને સઘળાને ઘણુજ હસવું આવ્યુ, તે એ વીચારથી કે બે દિવસની વાત ઉપર હમો જે હાથીના હોદા ઉપર બેસીને હેદરાબાદમાં તોજ્જરની મીમાલે ફરયા હતા, તેને ઠેકાણે હવે હમારે વખત, સાંકડી ગાડીમાં બેસી અકળાવા ત્રીખાવા અને હાડકાં

દોદગં કરવાનો આવ્યો  આ ગાડીઓની હાલત જોઇને હમારો યુરોપીયન મિત્ર કેહેવા લાગો કે આવી જોખમ ભરેલી ગાડીમાં જાણી જોઇને બેસી મદ્રાસ પોહોંચવાની આગમચ અકળાયા ઝીખાયાથી મારૂં શરીર છુંદાઇને વગર હાડકાંનું કરી નાખવા કરતાં, હું મુંબઈ પાછો જેવો છઉં તેવો જાઉ તો તે બેહેતર છે. હમારો એક બીજો મિત્ર બોલ્યો કે, અરે, હું તો આ ગાડાંમાં માઈ શકતોજ નથી, અને જીહાં ફરછું, હીલુ છઉં, તીહાં ગાડાં સાથે માર શરીર ઘસાયછે. આવુ સંકટ કેમ ખમારો! આ વીરો પુરા મશ્કરી ચાલેછે તેવામાં એક બીજી નવી મુશ્કેલી નજર સામણે આવી ઉભી. જેટલા ગાડીવાનો હતા તેટલા સઘળા તૈલગી અથવા મદ્રાઝી ભાષા સિવાય બીજી કોઇપણ ભાષા સમજી અથવા બોલી શકતા નહી હતા. હિંદુસ્થાની જબાન થોડી ઘણી તો ગમે હેવો હેદરબાદી હોય તે સમજી અથવા બોલી શકેછે, પણ હમારી પાંતીએ જે ૧૨) ગાડીવાનો મળ્યા તેઓ પોતાની મદ્રાઝી તેપણ કોઈ ચોકસ પ્રગણાની બોલી સિવાય બીજી કોઈપણ ભાષા જાણતા નહી હતા તેથી તેમની સાથે રસ્તાની મંજલ કાપતાં શી શી અડચણો ખમવી પડશે તેનો એક મોહોટો વિચાર ઉત્પન થયો હતો. ઇશારતથી વાત કરવાની ફરજ થઈ અને તે થોડીવાર અજમાવી જોયાથી જે ગડબડાટ અને સમજણમાં ફેર પડતો હતો તેથી એક ઘણીજ રમુજ થઈ પડી હતી.

શેઠ બાપુજી વીકાજીએ પેહલાથી હમો સઘળાની જેવી રીતે બરદાસ્ત કીધી તેવી છેક છેલ્લી ઘડી સુધી હમને સગવડ અને સુખ કરી આપવા પાછળ તેવણે તસદી લીધી હતી. તેવણે કેટલાએક પેદલ સીપાઈઓ હમારી સાથે કેટલીએક મંજલ સુધી આપ્યા હતા. તેઓ ગાડીવાનોને સમજાવવાને દુભાસીયા પ્રમાણે કામે લાગા હતા. નવાબ સર સાલારજંગે પણ હમારી રખેવાળી કરવાને અને નીજામની હદ સુધી સહી સલામત પોહોંચાડવાને તથા રસ્તામાં કોઈ તરેહેનો અટકાવ, હરકત, અડચણ નહી પડવા તથા તેનો આગળથી બંદોબસ્ત કરી રાખવાને પોતાના લશ્કરનાં ૧૨) ઘોડસ્વારો હમારી સાથે આપ્યા હતા. તેઓ એક બે દીવસ તો ઠીક ચાલ્યા પણ પછવાડેથી તેઓ એક પછી એક દાંધાખાંમાં થવા લગા અને તેઓ બીન કવાયદ તથા બીન તરબીએતવાળા હોયાથી, હમને કામજોગ થઈ પડવાને બદલે, ઉલટા કંટાળો આપનારા અને અડચણ ભરેલા થઈ પડયા હતા, તે એટલા સુધી કે તેમની

હદ પુરી થાય તેની આગમચ, બાર સ્વારીમાંથી હમોને બરોબર યાદ નથી, પણ ભાયેગે ત્રણ સ્વાર ઠેઠ સુધી હમારી સાથે રહ્યા હોય.

પેલા અજાડી ગાડીવાનોની ગડબડાટ અને ગંદકીથી તથા તેમની ગાડીઓમાં ઘાંસ પંથરાવવાની, અને તરેહવાર બીજી બનતી સગવડો કરતાં તથા જે કહીયે તે દુભાસીયાની મારફતે સમજાવતાં તથા કેટલીએક આગતની બાબદો વીશે તેમની સાથે વાતચીત કેમ કરવી, તે સારૂ કેટલાએક શબ્દો અને વાકયો દુભાસીયાની મારફતે અમારામાંથી કેટલાએક જણને લખીલેતાં પુષ્કળ વખત નીકળી ગયો હતો. જારે જમી ખાઈ હૈદરાબાદથી કુચ કીધી તારે રાત્રે ૧૨॥ વાગાનો અમલ થયો હતો. બાર ગાડી હારબંધ, એકક પાછળ ચાલતી, અમારી સ્વારી નીકળી હતી, તથા તેની સાથે ઘોડસ્વાર અને પેદલ સીપાઇઓ, આગળ પાછળ સઘળા દબદબા સાથે ચાલતા હતા, પણ રાત્રે ૧૨॥ વાગે હૈદરાબાદમાં કોઈ જાગતું નહી હતું કે તેઓ આ સ્વારીનો દેખાવ જુએ. હમારો આ સુકો દમામ, માત્ર ચંદ્રમાં જે તેજ વખતે નીકળેલો હતો, તે જોઇને એક તરફથી હસતો હતો, અને બીજી તરફથી હમો ગાડીમાં આંચકા ઉપરી ખમતા હસતા હતા.

હૈદરાબાદ શેહરની વસ્તી બરોબર કાયદાસર ગણાઈ નથી, તોએપણ તે આસરે ૨,૫૦,૦૦૦ અઢીલાખ માણસોની ધારીયામાંઆવેછે, જેમાં ૧,૫૦,૦૦૦ દોડલાખ લોક શેહરની અંદર વસેછે અને બાકીના લાખ માણસો શેહર બાહેર વશેછે. વસ્તીનો મોટો ભાગ મુસલમાન લોકનો છે; શેહરમાં આસરે ૪૦,૦૦૦ ચાળીસ હજાર હિંદુઓ વશેછે, પણ શેહર બાહેર નજદીક ૬૦,૦૦૦ સાઠ હજાર હિંદુઓની વસ્તી છે. નીઝામ સરકારની આખી વસ્તી ૨૫,૦૦,૦૦૦ પચીસ લાખ માણસની ગણતાં, તેના મુખ્ય શેહેરની વસ્તી આખી વસ્તીનો દસમો ભાગ માત્ર ગણાયછે; આ વસ્તીમાં જમીન ખેડનારા મુખ્ય કરીને મરાઠા લોક, તેલંગી, કાનડી અને બીજી જાતનાં હિંદુઓ છે.

જમીન ઘણીજ ઉત્તમ, ફળવંત, અને રસાળ છે, અને ઘણે ઠેકાણે જીહાં પુરતું પાણી મળી શકેછે, તીહાં વરસમાં બે પાક થઈ શકેછે

નીઝામના દેશમાં વેપાર ઘણોજ થોડો ચાલેછે, અને જેબી થોડો ઘણો ચાલેછે તેથી દેશને સાંભી ખોટ થાયછે. આસપાસના શેહેરોમાંથી નીઝામના લોક જોઇતી જીનસો લાવેછે, જેવું કે ત્રાંબું, સકલાત, મખમલ, રેશમ, છીટ અને

સણનું તથા તરેવાર રંગબેરંગી કપડ; તેની સાથે ખાંડ, કરીયાણું, મસાલાની જીનસો, મુખ્ખડ, કાશમીરથી શાળ, માલવાથી અફીમ, મારવાડથી બનડુમ અને ઉંટ, અને કોકણ ઝીલ્લામાંથી નીમક, આવતું છે. હીયાંથી નીકાસની જીનસોમાં ઘઉં, ૨, ઉંચી કીસમનું સાગલી લાકડું, જે ગોદાવરી નદીના કીનારા ઉપરથી લાવે- છે, અને તીખું લોહોડું છે. હેદરાબદમાં નાણાનું વીયાજ દર માસે સેંકડે બેથી ત્રણ ટકાનું છે. ઓછામાં ઓછું વીયાજ જે સરકાર આપેછે તે વરસ દાહાડે સેંકડે ૧૨) ટકાનું છે.*

**તા૦ ૫ મી** જાનેવારી—હેદરાબાદથી ગત્રનાં ૧૨ાા વાગે નીકળેલા આખી રાત્ર મંજલ કીધા પછી એ દીને સહવારનાં સાડાસાત વાગે "શામશાબાદ" નાં મુસાફરી બંગલાંમાં જઇ પોહોંચ્યા. નીજામ તાલુકામાં ઇંગ્રેજી મુસાફરોને સારૂ એ સરકારે ટપે ટપે મુસાફરી બંગલાં રાખેલા છે, તેમાંના કેટલાએક સારી હાલત- માં છે; પણ જે લત્તા ઉપર યુરોપીઅન મુશાફરનું જવું આવવું ઘણું થતું નથી, તેવા લત્તા ઉપરનાં મુસાફરી બંગલાંની હાલત નીજામ તાલુકામાં ઘણીજ હાલહવાલ જણાઈ હતી. નીજામનાં આ લત્તા તરફનું જંગલ ઘણુંજ ખુશનુમાં અને રળી- આંમણું અને પક્ષીનાં શીકારીઓનો શોખ પુરો પાડે એવું છે. તળાવોનાં પાણીથી ખેતી ઠેકાણે ઠેકાણે ઘણીજ સારી કરવામાં આવેછે, અને ખાવા પીવાની જીનસો પૈસા ખરચતાં સારીપેઠે મળી શકેછે. આ ઠેકાણેથી બપોરનાં ૧ાા વાગે કુચ કીધી, તે છેક રાત્રે સાડાદશ વાગે "ફરક્કાપોર" નાં મુસાફરી બંગલાંમાં જઈ પોહોં- ચ્યા. જમીને રાત્રે ગાડાંમાંજ સુતા, કેમકે એ લત્તા ઉપરના બંગલાઓમાં કોઈ પણ તરેહની સુવા બેસાવાની સારી ગોઠવણ નહી હતી. કેટલએક ઠેકાણે તો સાધારણ ખુરશી, ટેબલ, અથવા એકુ કોચ પણ નથી. ગત્રે થડે પોહોરે બે વાગે, આ ઠેકાણેથી આગળ ચાલ્યા, તે બીજે દીને,

**તા૦ ૬ ઠી** જાનેવારીએ બપોરનાં સાડાબાર વાગે "કારમેપેઠા" નાં બંગલામાં જઈ પોહોંચ્યા. એ જગાનું બીજું નામ "જરતોલા" કરીને પણ કેહેછે. હીયાંથી જમીને સાંજના ૭ વાગે નીકળ્યા. આ ઠેકાણે કાંઈ પણ જાણવા અથવા નોંધ કરવા લાયકનું માલુમ પડયું નહી હતું.

---

* બ્રીગ્સ નિઝામ, વાલમ ૨ જો, પાનું ૨૩૯.

તા૦ ૭ મી જાનેવારીને દીને સહવારનાં ૯ ને ૨૦ મીનીટે શીયાપુરનું નાણું વટાવ્યું. નદીનાં પાણીથી આસપાસની જગા મધે એતી સારી કીધેલી હતી. નીજામ તાલુકામાં જીહાં જીહાં હમારી નજર પડી છે તીહાં રૈયત જોકે મુશ્કલીસ હાલતમાં નજરે પડતી હતી તોએપણ જમીનની એતી તો સારી થતી માલુમ પડી છે, અને અગત કરીને જે તાલુકો રોઠ રૂસ્તમજી વીકાજીનાં જમાબંધીનાં અમલ હેઠળ નીજામ તરફથી આવેલો છે તે તાલુકાની એતીની આબાદી તો ઘણીજ સારી જોવામાં આવી હતી, અને તીહાંના લોકને પુછતાં તેમનાં અમલ વીશે લોકનું ઘણુંજ સારૂં મત આ રોઠ વીશે સંભળાયું હતું. બપોરનાં ૧૨ા વાગે "કોટાકોટા" નાં મુસાફરી બંગલામાં જઇ પોહોચ્યા. એ બંગલામાં બેસવા ઉઠવાનું કંઈજ નહી હતું તેથી ભોંયપટાઈની બેઠક કરીયા વગર છુટકો નહી હતો, અને બંગલો પણ એટલી ભાગી તુટી અને ગેરસાલ હાલતમાં હતો કે રાત્રે તીહાં રેહેવું સલામતી ભરેલું નહી જાણીને રાત્રેજ નવ વાગામાં હીયાંથી આગળ કુચ કીધી. આ ઠેકાણેથી ઇંગ્રેજ સરકારના સીક્કા (દોહોડીયાં તથા અરધી એટલે પૈ) નું ચલણ જારી થાયછે. હીયાં સુધી નીજામ સરકારનાં સેવશાઈ કરીને ત્રાંબાનાં જાડા પાતળા ઢબુ જેવા પૈસાજ માત્ર ચાલેછે, અને ઇંગ્રેજી સીક્કાવાળાં દોહોડીયાં અથવા અરધીને કોઈ લેવડદેવડમાં વાપરતા નથી. આ ઠેકાણે ખાવા પીવાની અડચણને લીધે તથા ખોરાકની જીનસો જલદી નહી મળ્યાથી હીયાંથી પાછી કુચ કરતાં છેક રાત્ર થઈગઈ હતી. હીયાંથી નીકળતી વેળા એવું સાંભળવામાં આવ્યું હતું કે આગળ જતાં "પેબેર" નામનું એક ગામડું આવશે, તીહાંનો રાજા એક ઘણોજ ચાલાક, હોશીયાર, અને સુધરેલા ખુલ્લા વિચારવાળો તથા ઇંગ્રેજી જબાન સારીપેઠે જાણનારો છે; તેની સાથે તે ઘણોજ મીલનસાર છે, અને રૈયત ઉપર દયાલુપણે અને તેમને પસંદ પડતી રીતે તે હકુમત ચલાવેછે. આવા ચંચલ અને વખાણવાળા રાજાનું આવાં દુરદેશી ગામડામાં રેહેવું સાંભળીને હમને તેની મુલાકાત કરવાની ઘણીજ ઇછા થઇ હતી, અને ખરેખર તેની મુલાકાત થયાથી ઉપર જણાવેલા સગળા સદગુણો હમોએ આ રાજામાં જોયા હતા, જેથી હમને ઘણોજ આનંદ ઉપજીયો હતો.

તા૦ ૮ મી જાનેવારી—એ દીને સહવારના ૬ા વાગે "પેબેર" ગામ આગળ હમો જઇ પોહોચ્યા તીહાં આગળથી ગોઠવણ કરી રાખેલી હતી તે પ્રમાણે ઉતરી

હાથ મોહોડું ધોઇ કપડાં પેહેરી રાજાની મુલાકાત લેવાનો સંદેસો મોકલ્યો, અને તે સંદેસાનો જવાબ આવ્યો કે રાજા મોહોટી ખુશીથી હમને મળશે, એવું સાંભળીને હમો તેના મકાન ઉપર ગયા. આ રાજા વનપતીનો રાજા પણ કેહેવાયછે. વનપતી આ શબ્દનો અર્થ સંસ્કૃત ભાષામાં જંગલનો પતી એટલે ધણી અથવા રાજા એવો થાયછે, અને ખરેખર જે ગામમાતે રાજા રેહેતો હતો તે ગામની આસપાસ મોહોટુ જંગલ લાગેલું છે અને તે સઘળી જગાનો ધણી તેજ હતો. આ રાજાનુ નામ તથા એલકાબ HIS HIGHNESS RAJA RAMESHWAR RAO BEHARY BAHADHUR એટલે આલીજાહા રાજા રામેશ્વર રાવ બેહારી બાહદુર છે. જારે હમારી મુલાકત થઇ તારે તેણે ઇંગ્રેજી લશ્કરના કરનલની પદવીનો પોશાક પેહેરેલો હતો. તેણે હમારી સાથે ઇંગ્રેજીમા ઘણીજ સેહેલાઇથી અને સારી પેરે વાતચીત કીધી હતી. હિંદુસ્થાની ભાષા પણ ઘણીજ સારી અલકાબથી બોલતો સભળાયો હતો અને તેલગી ભાષા તો તેની પોતાનીજ ભાષા હતી. પણ હજી કેહેવાનુ વધારે છે. હિંદુસ્થાની જબાનના જે શબ્દો લફજો તેના મોહોડામાથી નીકળતા હતા તે ઉપરથી હમારા યુરોપિયન મિત્ર મી॰ એડવર્ડે તુરત પીછાન્યું કે રાજા ફારસી જબાન બોલી શકતો હોવો જોઇએ, અને એ વીચાર ઉપરથી ફારસી જબાનમા રાજાને કેહેવામાં આવ્યું કે તમે સાહેબ ફારસી જબાન જાણોછો, એવુ માલુમ પડેછે. તે સાભળીને રાજાએ ફારસી જબાનમાજ કહી જણાવ્યું કે હા, હું ફારસી જાણુંછું, અને તેની સાથે મહને જુદી જુદી જબાનો જાણવાનો ઘણોજ શોખ છે, તેથી તે વખતે પોતાના અભ્યાસના જોરથી તે સઘળી મલીને ૧૦ જબાન બોલી શકતો હતો. ફારસી ભાષા સાથે અરબી ભાષા પણ બોલી શકતો હતો અને તે વળી હમારા મીત્ર મી॰ એડવર્ડના મત પ્રમાણે ઘણીજ સારી રીતે બોલી શકતો હતો. બીજી ભાશામા તેલંગી, કાનડી, સીંધી, અફગાની, વીગેરે ભાષાની પણ તેને માહીતગારી હતી. આ સઘળી ભાષા બોલવાનો મારીપેરે માહાવરો રાખવાને, આ જુદી જુદી ભાષા બોલનારાં માણસોને આ રાજાએ પોતાની પાસે લશ્કરી સીપાઇઓ અને અમલદારોની પદવી ઉપર રાખેલા હતા. તે પોતે હિંદુ છે, તોપણ હિંદુ ન્યાત જાતની છીત તેનામા બીલકુલ જોવામા આવી નહી હતી, અને એ વીશે તેણે પોતાનુ મત ખુલ્લુ આ છીતની વીરૂદ્ધ કહી સંભળાવ્યુ હતુ. મુલાકાત થતાં, તેણે હમારી ભેટ એક ઇંગ્રેજ ગૃહસ્થની રીતભાત અને તજીમ તવાજા

સાથે લીધી હતી. એકબીજાની ખેગેઆફીએત પુછયા પછી તેણે ઘણીજ ઇતેજા-રીથી હમારી મુસાફરી વીગે પુછપરછ કરી, અને હમારી ઇયાદદાસ્ત જો ભુલાવે દેતી નહી હોય તો, હમે ધારીએ છેએ કે વર્તમાનપત્રો અને પોતાની ખાનગી જાસૂસોથી, તેણે ખબર મેળવી રાખેલી હતી કે કેટલાએક હિંદી ગૃહસ્થો મુમઇથી મુસાફરી કરવાને નીકળેલા છે, તે કોણ હશે એ જાણવાને તે ઘણોજ ઉમેદવાર હતો, અને હમારી મોલાકાત થવાથી તેની ઇચ્છા એકાએક પુરી પડી હતી તેથી તેને વધારે ખુશાલી ઉત્પન્ન થઇ હતી. થોડીવાર વાતચીત થયા પછી, તેણે મહાજા આ-દરમાન સાથે હમો સઘળાને એક કપ કાફી અથવા ચાહ પીવાને પુછીઉં. આવી તેની ઇચ્છા જણાયાથી હમોએ તે મોહોટી ખુશીથી કબુલ રાખી હતી, પણ હમારા મીત્ર ડાકતર ભાઉ દાજીએ જારે એ વીશે ના પાડી ત્યારે રાજા ઘણોજ અજબ થઈ બોલવા લાગો કે અરે! આ સુ અજાએબ વાત છે, કે ડાકતર ભાઉ જેવા પ્રખ્યાત ડાકતર અને વિદ્વાને, હિંદુઓની આવી નજીવી છીત હજુર સુધી પોતાના વીચા-રમા રાખી મુકી છે! રાજાએ કહ્યુ કે જારે તમારા જેવા સુધરેલા વીચાર અને મતવાળા ગૃહસ્થો જો પોતાની તરફથી આવુ સાફ્ક મન દેખાડવે અને હીંમત રાખીને આવી નજીવી છીતોને ખુલ્લી રીતે છોડી નહી દે, તો હિંદુસ્થાનના લોકનુ સુધારામા જલદી આગળ વધવુ કદી પણ આપણે નથી જોઈ રાહવાના. તેણે લાંબો વીચાર કરીને પોતાની છીતો એકદમ છોડી દીધી હતી, પણ એવુ કરીને તે હિંદુ-પણામાથી વટલી નહી ગયો હતો. રાજા એવુ બોલીયો કે જેટલા પ્રાચીનકાળના હિંદુઓ એવી છીત વગરના હતા, જેટલા તેઓ ખરા લડાએક અને બાહાદુર તથા વિદ્વાન હતા, તેટલા હાલના વખતના હિંદુઓ છીત ભરેલા, બીહીકણ અને અગ્નાની થઈ પડયા છે. રાજાએ હીંમત રાખીને સઘળી છીતો છોડી દીધી છે, તોએપણ પોતાની રૈયતને એ વીશે જેમ જેની નજરમા નેક આવે તેમ ચાલ-વાની છુટ આપી છે રાજાએ પોતાના વિચાર, વગર ભય રાખ્યવે રૈયતને ખુલ્લા જણાવીયા છે. ઇંગ્રેજી રાજ વીશે તેનુ મત ઘણુંજ સારૂ છે, અને પોતાના રાજમા ઘણુકરીને ઇંગ્રેજી રાજના કાયદા કાનુનો તેણે દાખલ કીધા છે રાજાએ હમને કહ્યુ કે તેણે બાળપણથી સઘળી કેળવણી તથા લશ્કરી અને ગજદરબારી તાલીમ જનરલ વાહાબ વી સી સીંકલેરના હાથ તળે લીધી છે. રાજા પોતે જાતે હીંમતવાન અને લડાએક મરદ છે, અને નીજામ હૈદરાબાદના રાજ સાથે એને કઈ એકવાર

ગેરમમજુતી થતાં, નીજામ સાથે એણે પોતે ખુદ તલવાર ખેંચી છે, જેમાં ઘણીવાર એને શીકસ્ત ખમવી પડી છે, તેમ કોઈવાર રાજાએ પણ મારી ફતેહ નીજામ ઉપર મેળવી છે. નીજામ હૈદરાબાદનો, આ રાજા એક અચ્છો હમનબરદ એક વાર ગણાયો હતો.* કાફી પીધા પછી, રાજા હમને પોતાનાં દીવાનખાનામાં તેડી લઈ ગયો, અને થોડી વારમાં હમારી સાથે ઘણોજ મીલનસાર થઈ ગયો હતો. તેણે પોતાના ફોટોગ્રાફ હમને આપ્યા, અને હમારી પાસે તેણે હમારા ફોટોગ્રાફ માંગ્યા, પણ હમારી પાસે તે વખતે હમારા ફોટોગ્રાફ હાજર નહીં હતા તેથી હમોએ તે વીશે દીલગીરી જણાવી, પણ રાજાએ કહ્યું કે કંઈ ફીકર નહીં, મુંબઈ જઇને તે મોકલી દેવા. ત્યાર પછી હમારી પાસથી હમારા નામનાં કાર્ડ માંગી લીધા. હમારા નામ નીશાન મબળાં વીગતવાર પુછી લીધાં ને તે પોતાની યાદદાસ્ત ચોપડીમાં નોંધી લીધાં. ત્યાર પછી તેણે પોતાની મા બેહેન તથા કુટુંબનાં બીજા માણસોની છબી હમને દેખાડાવી. આ રાજા પોતાની બેહેન તથા કુટુંબના છોકરાંઓને સારી કેળવણી આપતો હતો, તથા સારી કેળવણી આપવાની જરૂર તે સારીપેઠે જાણતો હતો અને તે પ્રમાણે તે કરતો પણ હતો એવું તેણે હમને કહી જણાવ્યું હતું.

આસરે ૧॥ કલાક સુધી રાજા સાથે, જાણે કેટલાક વરસની મીત્રાચારી હોય એવી રીતે વાતચીત થઈ હતી, તેમાં તેણે મુસાફરી કરવાની અગત વીશેના ફાયદા કહી જણાવ્યા અને યુરોપ ખંડની મુસાફરી અગત કરીને હીંદુસ્થાનનાં રાજવંશીઓ અને શક્તિવાન ગૃહસ્થોએ કરવી કેટલી જરૂર છે, એ વીશે કહી જણાવ્યું, અને પોતાની ઇચ્છા આવી મુસાફરી કરવાની ઘણીજ છે. પણ તે ક્યારે પુરી પડશે, એ વીશે તેણે ઘણી ઇન્તેજારી જણાવી હતી.

સહવારનાં સાડાસાત કલાકે તડકો વધવા લાગ્યો. રાજા શીકાર કરવા જનાર હતો તેથી તેણે હમને સાથે લઈ જવાને ઇચ્છા જણાવી, પણ પુરતો વખત હમારા હાતમાં નહીં હોવાનાં સબબથી, હમને ના પાડવાની જરૂર થઈ. જતી વખતે હમે પુછ્યુ કે તે શાનો શીકાર કરવાને જાઓછો. જવાબ મળ્યો કે રાની મરઘાનો. આ પક્ષીનો રાજાને ઘણોજ શોખ હતો. તેણે બીજું એવુ કહ્યું કે શીકાર જવાને તે તૈયાર થઈ રહેલો હતો, એવામાં હમારી મુલાકાત વીશે તેને સંદેસો પોહોંચ્યાથી, તેણે તીહાં જવાનું મુલતવી રાખ્યું હતું.

રાજાની હિંમત અને તેના કેટલાએક ખુલ્લા વીચારો હમારા હિંદુ ભાઈબંધોને ધ્યાન પોહોંચાડવા લાયક છે. જંગલ વચ્ચે એકલા, પોતે એવા વીચાર સાથે મુસ્તકીમ રહી, હિંદુ રૈયતને પસંદ પડતી રીતે એ રાજા પોતાનો અંમલ ચલાવેછે, એજ હકીકત તેની કીરતી બોલવાને બસ છે. અગર એવી રીતે આપણા કેટલાક નામાંકીત દેશી વિદ્વાનો, આવી હિંમતથી અને ખુલ્લાં દીલથી જો પોતાનાં મત પોતાના ભાઈબંધોને જાણીતાં કરે અને તે મુજબ પોતે ખુદ અમલ કરે તો, તેથી આપણા દેશના સુધારાનો પ્રસારો વધારે મુસ્તકીમ પાયા ઉપર અને જલદીથી થઈ શકે એમાં સંદેહ નથી. પણ બોલવું અને તે મુજબ કરવું નહીં, આ ચાલ એટલી તો મુંબઈમાં સુધારો કરનારાઓએ અખતીયાર કરી છે, કે હમો નહી ધારતા કે આવી રીતેજ જો તેઓ ચાલતો આવતી પા સદીમાં પણ કંઈ ખરેખરો સુધારો થાય.

રાજા પાસથી સહવારના ૭ા વાગે હમે રૂખસદ લીધી અને તીહાંથી ૧૦ા વાગે વેંકટાપુર ગામડાં આગળ આવી પુગા. એ ઠેકાણે જરા લાંબો વખત વીસામો લીધો, કેમકે લાંબી લાગટ કરેલી મંજલથી થાક વધારે લાગ્યો હતો. રાત્રે ૧૦ વાગે હીંયાંથી આગળ કુચ કીધી, અને હવેતો મુસાફરી બંગલા નહીં મલી આવીયાથી, ગાડામાંજ હુંગાવું બેહતર જાણીયું હતું, અને એવી આસરંભ પણ પડી ગઈ હતી.

તા૦ ૯ મી જાનેવારીને દીને સહવારનાં પરોઢીયામાં ૪ વાગે કૃષ્ણા નદીને કીનારે આવી પુગા. આગળથી સ્વારો મોકલ્યા હતા કે નદી પાર ઉતરવાને સઘળા બંદોબસ્તો અને જોઈતી ચીજો તૈયાર કરી રખાવે, પણ આ સ્વારોની બેપરવાઈ અને સુસ્તીથી કંઈપણ ગોઠવણ થયલી નહીં હતી, તેથી નદી કીનારે જ્યારે પાછલી રાત્રે ૪) વાગે આવી પુગા તારે કોઈ સ્વાર અથવા કોઈ કાળું કુત્રું પણ હાજર નહીં હતું. છેક સહવારનું અજવાળુ પડે તીહાંસુધી હમને ખોટી થઈ રેહેવું પડયું હતું. પણ એવી રીતે ખોટી થતાં એક ફાયદો એ થયો હતો કે નદી ઉતરવાને જે જાતના મછવા એ લગા તરફ વપરાયછે, તે જોવાને અને તપાસવાને, સહવારનાં અજવાળાંથી હમને બરોબર તક મલી શકી હતી. નદી ઉતરવાને ઘણેએક ઠેકાણે લાકડાંના નાહાનાં મોહોટા મછવા અથવા હોડીઓ હોયછે, તેવું એ તરફ જોવામાં આવ્યું નહીં હતું. હોડીને ઠેકાણે એ તરફ મોહોટા ગોલ ટોપલા વાપરેછે. આ ટોપલા, મજબુત જાડ બાંબુના બનાવેછે, અને તેની આસપાસ ચાંમડું શીવી લીધેલું હોયછે. ટોપલાનો આકાર લોહોડાંની મોહોટી કડા અથવા હંડી જાપ જેવો હોયછે, અને તેમાં

*

માણસો બેસીને હલેસાએ કરીને એ ટોપલાને ગોલ ફેરવતા ફેરવતા પાણીમા તરવેછે  એ ટોપલામા બળદની ગાડી અને તેવીજ બીજી ભારી સામાન પણ એક પારથી બીજે પાર લઈ જવાઈ શકાયછે  એકેક ટોપલામા ૧૫ થી ૨૦ માણસો બેસીને પાર ઉતરી શકેછે  એવા ટોપલા જળમાર્ગે મુસાફરી કરવાને ઘણાજ જોખમ ભરેલા પેહેલવેહેલા જોતા માલુમ પડેછે  જારે હમારી નજર પેહેલ વેહેલી એના ટોપ ના ઉપર પડી ત્યારે હમોએ એકાએક એવુ માન્યુ નહીં હતુ કે એમા માણસો અથવા ગાડીઓ એક પારથી બીજે પાર જઈ શકશે, પણ જારે હમો તેમા બેઠા ત્યારે હમારી ખાતરી થઈ કે એવા ટોપલા પણ હોડીને ઠેકાણે નદી ઉતરવાને વપરાઈ શકાયછે  પુછપરછ કરતા એવુ માલુમ પડ્યુ કે એ લત્તા તરફ નદી નાળાઓ ઉતરવાને એવીજ જાતના ટોપલા વપરાયછે અને હોડી અથવા મછવા જેવી ચીજ તેઓ વાપરતા નથી

કૃષ્ણા નદીનુ પાણી, પાહાડી જગાઓમાથી એટલાતો જોરથી વહેછે કે તેના જોર આગળ લાકડાની હોડી અથવા મછવાનો આસરો રહી શકતો નથી  નદીનો કીનારો એ તરફ જબરો ખડકવાળો છે, તેથી જેટલી ધાસ્તી હોડી અથવા મછવો ઘસડાઇ અને અફળાઈ ભાગવાની છે તેટલી ધાસ્તી એ ટોપલાઓ વીશે નથી આ અસલી ટોપલા, નદીના પાણી ઉપર ગોલ ચકર ફરતા, અજાએબ તરેથી તરતા રેહેછે, આ ટોપલા એણીગમથી પેલીગમ વાકા ટીકા થતા, ઝોકા ખાતા, ધામટ કરતા, અને કોઈવાર કીનારાને અથડતા અથડતા પણ ઘણીજ ઝડપથી દોડતા, નદી તરી શકેછે  એઓની ભાર ખમવાની મજબુતી વીશે એવુ જણાવવામા આવ્યુછે કે તોપખાનાનો સામાન પણ પાર ઉતરવામા તેમને ઉપયોગમા લાવીયાછે, તેની સાથે બીજી સગવડ એ ટોપલાઓથી એ થાયછે કે નદીના જુદા જુદા પાટો પાર કરતા, વચમા જમીન આવી હોય તો તે ટોપલાને સેહેલાઇથી માથા ઉપર ઊચકીને એક ઠેકણેથી નદીના બીજા પાટ ઉપર લઈ જવાઈ શકાયછે. આવે ઠેકાણે જો હોડી અથવા મછવો હોયતો તેમ કરવાને મોટી અડચણ થઈ પડેછે  તુંગભદ્રા, પાનેર વીગેરે નદીઓ કૃષ્ણા નદીને મળેછે, તે નદીઓ પાર ઊતરવાને સારૂ પણ એવાજ ટોપલા ઊપલાજ સબબોને લીધે વપરાયછે

કૃષ્ણાં નદીને પેલે પાર ઉતરયા બાદ પૈટરનુ ગામડુ કાડેજ આવેલુ છે તે જોવાને ગયા  આ ગામડુ ઉજડ હાલતમા પડેલુછે, પણ એની ઊજડ હાલતમા જે જે

નીશાનો હમારી નજરે પડી હતી તે ઊપરથી એવું માલમ પડયું હતું કે અમલનાં વખતમાં તે એક ઘણુંજ સુંદર અને મોહોટું ગામ હશે. હિંદુઓનાં દેહેરાં પુશ્કળ જોયામાં આવ્યાં હતાં, પણ તે સઘળાં ખીસમાર હાલતમાં હતાં. ઘણાંએક દેહેરાં ઉપર નકસી અને કોતરકામ ઘણુંજ સારૂં કરેલુ નજરે પડયું હતું. ગામનું એક દેહેરૂં જોયામાં આવ્યું હતું, તેનાં દરવાજા ઉપર રામચંદ્રજીની સભાનો ચીતાર એક આખા પથરમાં દરવાજાની બારશાખઉપર કોતરેલા છે, તે સભાનો ચીતાર જાણે આજેજ કોતરેલા હોય એવી મહીસલામત હાલતમાં જોયામાં આવીયો હતો. તેના પથર ઊપરનાં નકસીકામને જગ પણ અલવાર પોહોંચેલી નહી હતી. તે ઓછામાં ઓછી ૨૦૦થી ૨૫૦ વરસની જુની માલુમ પડી હતી. પોટર ગામડાંની મમજીદનાં ઓટલા ઊપરજ તુરત ઊતારો કીધો, કેમકે સહવારનાં નદી ઉતરતાં અને પેલા ટોપલાઓમાં સામાન, ગાડાં ઈત્યાદિ અહવની પાછાં ઊતારતાં ભારી થાક લાગી હતી અને તેમજ વખત પણ થઇ ગયો હતો. ખાણું તઈયાર થાય તીહાંસુધી મમજીદનાં ખુલ્લા ઓટલા ઊપર બેસીને આસપાસનાં ઝાડો તથા જંગલની રચના જોતા હતા અને પેલા ટોપલા વીશે વાત કરતા હતા કે ખરેખર આ જાતની હોડી એક નમુના દાખલ ઇંગલંડ મોકલવા લાયક છે, તેનામાં દુરથી એક બે માણસ ૧૦ થી ૧૫ ગધેડાં, પખાલ લાદીને લઈ જતાં માલુમ પડયાં. હમે સમજયા કે નદીએથી પાણી ભરીને ગામમાં પોંહોંચાડવા તે પખાલીઓ પાણી લઈ જતા હશે, અને તે ઊપરથી તેમની પાસે પાણી માંગ્યું, ત્યારે તેઓએ ઊત્તર વાળ્યો કે પખાલમાં પાણી નથી પણ "સીંદીછે." તાડીને આ લોક સીંદી કેહેછે, અને તે પખાલોમાં તાડી ભરીને, ગામનાં દારૂનાં ગુત્તાવાળા તે લઇજતા હતા. તાડીની પખાલો ગધેડાંઉપર લાદીને ગામમાં એવી રીતે દીવસમાં બે ત્રણ ખેપ જાયછે, એવું સમજીને વાંચનાર વીચારમાં પડશે કે ગામડામાં અને તેની આસપાસની વસ્તીમાં તાડીનો કેટલો ખપ હશે. પુછપરછ કરતાં માલુમ પડયું કે એ લગાં તરફ લોક, તાડી જબરાં પીનાર છે. સહવાર, સાંજ, બપોર અને વખત બેવખત, નાહાનાથી તે મોહોટાં સુધી, સઘળાં તાડીથી ભીનેલાં રેહેછે. એ બાબદમાં પારસી લોકનાં બેહેદોને એઓ શરમમાં નાખે, એટલાં તાડી પીનારાં છે. વળી આટલી તાડી પીને મારામારી કરનાર પણ તેટલાંજ જબરાં છે. જેટલા તાડીનો દારૂ પીવાયછે તેના કરતા ફકત તાડી (ખાટી અથવા મીઠીનો ફરક તો કોઈ રાખતું હોય એવું તો જાણીયામાં આવીયુ નથી) દશગણી વધારે જબરી પીવાયછે.

મુસલમાન અને હિંદુલોકમાં એનું વ્યસન એ લત્તા તરફ અતીશય થઈ પડેલુંછે. તાડીની કેફથી લોકમાં મારામારી હેવી તો થાયછે કે તેમાં ખુન વટીક પણ ખાલી નથી. તાડી કંઈ ખજુરાંનીજ નરદમ હોતી નથી, એમાં બજારણટુની, માહાડની, તાડની એવી પંચભેળ હોયછે, અને તેમાં વળી વેચનારો બીજી કેફી વસ્તુ મીશ્રીત કરતા હશે તે જુદી. એ લત્તા તરફ મહુડાંનાં ઝાડ ઘણા નથી તેથી તેનો દારૂ તેમને મળી શકતો નથી. હમો ધારીએ છેએ કે મહુડાંનાં ઝાડ નહી હોવાથી ખરેખર તેમનાં ઉપર ઈશ્વરની એક મોટી કૃપા થઇ છે.

મસજીદમાં નાસ્તો લઈ રહ્યા પછી હમારી સાથે આવેલા નીજામનાં ઘોડસ્વારોને કહી જણાવ્યું કે તેઓએ નદી કીનારે આગળથી આવીને ટોપલા વીગેરેની ગોઠવણ નહી કરવામાં મોહોટી ભુલ કીધી હતી અને તેથી હમને ઘણી ખોટી થઈ હતી તથા કેટલીક અડચણો ખમવી પડી હતી માટે ફરીને એવી ગફલતી નહી થાય એટલા સારૂ ખુબ ચોકાશી રાખવી, અને હવે તે દીવસે "કરનુલ" ના મુસાફરી બંગલામાં પોહોંચતાં કદાચને રાત્ર પડે, માટે થોડાક સ્વારોએ આગળથી જઇને બંગલામાં ઉતારો કરવાની ગોઠવણ કરી રખાવવી, અને રસ્તો બરોબર દેખાડવાને કેટલાએક સ્વારોએ હમારી સાથે રેહેવું. કૃષ્ણા નદી પાર ઉતરીયા પછી, કરનુલ તરફ આગળ ચાલતાં જમીન નીચી ઢલાવવાળી આવેછે અને રસ્તો બરોબર નથી; તથા તેમાં પુષ્કળ પથરા તથા ખાડા ખબોચીયા છે, તોએપણ જેટલો ખડક કૃષ્ણા નદી મુકયા પછી તુરત રસ્તામાં લાગેછે તેટલો કરનુલ તરફ વધતાં ઓછો થતો જાયછે. આટલું સઘું સમજાવીને કહ્યું તોપણ આ સ્વારોથી કંઈ બરોબર કામ થઈ શકયું નહી હતું; અને તેઓ કામ કરવામાં ઘણાજ બેદીલ માલુમ પડયા હતા. પુછપરછ કરતાં માલુમ પડયું કે હમારી સાથે મુસાફરી કરતાં નીજામ સરકારનાં ખરચથી ખાવાંને બદલે તેઓ પોતાનું ગાંઠનું નાણું ખરચી ખાતાં હતા, અને ખાવા પીવાની તેઓ ઉપર જબરી વેહેલા પડતી હતી. ઘોડાઓઉપર પણ ઘાસ દાણાની એવીજ તંગી પડતી હતી, તેથી સ્વારો જલદી પાછા ફરવાની વધારે ઇંતેજારીમાં હતા. હમને આ વાતની ખબર પડી ત્યારે તે સ્વારોને ખાવા પીવાની અને ઘાસ દાણાની જોગવાઈ કરી અપાવી હતી; અને સઘળાને, કરનુલ પોહોંચ્યા પછી પાછા રવાના કરવાનો વીચાર કરી મુકયો હતો.

મોટર ગામડામાંથી ૧॥ વાગે સહવારનાં નીકળ્યા હતા અને જો કે રસ્તો બરો-

ખર દેખડાવનારની આગળથી ચેતવણી આપી રાખેલી હતી તોએપણ તેમા અતે ભુલ થઈ. સાંજ સુધી સઘળુ કામ બરાબર ચાલ્યુ પણ જરા અંધાર થતા, પેના સવારો દાયબાર થવા લાગ્યા. બે જણ દેખાય તો બે જણ નહી દેખાય, અને આપણે પુછીએ ત્યારે કહે કે જરા પાણી પીવા ગયા છે, રસાલો સ્વાર જરા ખુદરતી હાજતને લીધે પછવાડે રહ્યો છે. પણ મુખ્ય કારણ થોડી વારમા એવુ જણાવા લાગ્યુ કે સાંજ પડતા, પેલી પઠાણોની ભેટ લેવાની તલપ આ સ્વારોને થતી હતી. ભુખ લાગવાથી જેવુ ખાતા નહી હોય તેવુ પીઈને બીચારાઓ પોતાની ભુખને શાંત અથવા નરમ પાડતા હોએ એવુ જણાતુ હતુ સ્વારોની આવી ગફલતીથી ગાડીવાળાઓ રસ્તો ભુલ્યા, અને તેમનાથી આડ રસ્તો લેવાયો, જેનો ખુલાસો છેક રાતે ૧૨॥ વાગે થયો, તે એ પ્રમાણે કે "કરનુલ" ગામ પોહોચ્યા પછી મુસાફરી બંગલામા જવાને બદલે, ગાડીવાળો, બે હડી માઈલ આઘા, ગામમા ગાડી ચલાવી ગયા અગર હમારી સાથે એકુ પણ સ્વાર રહ્યો હતે તો આવુ નહી બનતે ગામમા ગયા ત્યારે તે વખતે એક પણ માણસ જાગતુ નહી હતુ, અને જો આ વખતે ચંદ્રની રોશની નીકળી નહી હતે તો તે રાતે ખચીત ઘણાજ હાડમાર થતે. કોઈ મળ્યુ નહી, ત્યારે પુછપરછ કરવાનુ પણ નહી બનીયુ હાક મારી ઘરના બારણા ઠોકીને પુછીએ તો ઘરમાથી પાછો જવાબ મળવો મુશકેલ હતો, અને કદી કોઈ ઉઠીને બાહેર આવ્યો તો તેના મોહોડામાથી એવો જવાબ નીકળતો હતો કે "મને કઈ ખબર નથી" ગામડાના લોક તરફની બેપરવાઈ જોઈને અનુભવના કોઈને પણ ઘણો ગુસ્સો આવે તેમા નવાઈ જેવુ નથી, પણ બીજી તરફથી વીચાર કરતા અમે આગળ કહ્યુ તેમ ગામડાના લોકને વેઠે પકડીને તેમની પાસે જુલમથી કામ કરાવવાની અણઘટતી ચાલ અહીંના પ્રાંતોમા કેટલાએક હલકા અને અણસમજુ અમલદારો ચલાવેછે, તેથી આવી તરેહની હજા અથવા સફર ઘણાએક મુસાફરોને ખમવી પડે એમા પણ નવાઈ જેવુ નહી જાણીને, એવી વખતે બની બલાઈથી કામ લેવુ કાય। ભરેલુ સમજ્યા હતા એગણી-ગમ પેલીગમ ઘણા રખડ્યા પછી, અતે ઈનામની આશા આપીને તથા નરમાશ ભરેલી રીતે કહ્યાથી, ગામમાથી એક જણ હમને મળી આવ્યો તેણે હમારી ભુલ ભાગી કે મુસાફરી બંગલામા જવાનો જે રસ્તો છે તે જુદોજ છે,

અને હમે નજદીક બે હડી માઈલ આડા આલી આવ્યા હતા, એવું કહીને તે પોતે હમારી સાથે ભોમીયા દાખલ આવ્યો અને હમને પાછા વાળીને બરોબર રસ્તાઉપર લઈ આવ્યો. હીયાંથી મુસાફરી બંગલામાં હમે રાત્રે સાડાબાર અથવા એક વાગે પુગા. તીહાં જઈને જોઈએ છૈએ તો જે સ્વારોને આગળથી મોકલેલા હતા તેઓ તીહાં આવીને પોતાનાં ઘોડાઓને બાંધીને પોતે મજેથી ઉંઘમાં પડેલા હતા. તેઓએ હમારે સારૂ કંઈજ કીધું નહી હતું. બંગલાનાં મેસમેનને ખાણા પીણા વીશે, અથવા હમો આવવાનાં છૈએ તે વીશેની તૈયારી રાખવાને એક શબ્દ વટીક પણ કહ્યો નહી હતો; અથવા બંગલો ઉઘડાવી એક કોચ મજાત તૈયાર કરાવ્યો નહી હતો. તેથી જારે હમે પુગા ત્યારે હમારે સારૂ એક કપ ચાહે અથવા એક કળસની પાણીએ તૈયાર નહી હતું. એક તો આખા દીવસના ભુખ્યા, બીજું, આડ રસ્તે ભુલા પડયાથી હલાક થયલા, ત્રીજું, ભોમીયો સોધતાં નજદીક એક કલાક પગે રખડેલા, અને છેલ્લું મુસાફરી બંગલાનો ઓરડો આગળથી જઈને આપણા સ્વાધીનમાં લેઇ રાખવાને ખાસુખા જે સીપાહી લોકને મોકલીયા હતા તેમની બેપરવાઈથી અને હમારી આગમચ કોઈ ઇંગ્રેજ આવીને તુરતનોજ ઉતરેલો હતો, તેથી હમારે સારૂ ઉતારની જગા પણ બંગલામાં પુરતી નહી રહેલી, આ સઘળા કંટાળા ભરેલા બનાવોથી હમોને ભારી ગુસ્સો ચડીયો હતો. અતે એક નાહાંના ઓરડામાં જેમ તેમ રાત્રનો બાકીનો વખત કાહાડતાં હમારી ધીરજની પરીક્ષા સારીપેઠે થઈ હતી. જો આગળથી જઈ પુગેલા સ્વારોએ તેમને ફરમાવ્યા પ્રમાણે બંદોબસ્ત કીધો હોત તો આ સઘળી ખીકટ નહી ખમવી પડતે, અને તે પડી તો પડી, પણ આટલું તો ખચીત થતે કે હમારે સારૂ મુસાફરી બંગલાનો મોહોટો ઓરડો તો આસાએસ લેવાને હાથ લાગતે. પણ તેવું નહીજ થયું, હમારી ઉપર આ ખીકટ એકંદર આવી પડી તે સઘળી પેલા નીમકનાં આળશુ, બેપરવા સ્વારોથી થઈ હતી. ખેર, રાત્ર તો જેમ તેમ કરીને કાહાડી. ભુખનો આધાર સહવારનાં નાસ્તા ઉપર સઘળો હતો બપોર તો રોજા ખોલવા વગર કાહાડી હતી, અને હવે રાત્રે ૧ વાગે માત્ર ચાહે અને બીસકોટ ઉપરજ શુકરાનાં કરવાની હમારી ફરજ થઈ પડી. સુવાની જગાનાં પણ વાંખા હોવાથી, જે નાહાનો ઓરડો હમને કેટલી મેહેનતથી મળ્યો હતો તેમાં એક જણ અને બાકીના સઘળા ગાડીમાંજ સુતા હતા.

તા૦ ૧૦ મી જાનેવારી—એ દીને શાહવારનાં કરનુલના ડેપ્યુટી કલેકટર તથા તેના ભાઈ, આ બંધે ગૃહસ્થો તીહાનાં દેશી અમલદારો હતા તેમને ખબર પડ્યાથી, તેઓ હમારી મુલાકાત લેવાને આવ્યા, તેમની આગળ આગલી રાત્રે રસ્તામાં પડેલી અડચણો વીરો કહી જણાવીયુ. વાતચીત કરતાં તેમનાં મત પ્રમાણે હમાએ જે વીચાર હેદરાબાદથી નીકળતી વખ્તે કીધો હતો કે કડાપા અને કરનુલને રસ્તે થઈ મદ્રાજ જઈશું તો જલદી જવાશે, તે વીચારને આ ઠેકાણે, આ અમલદારોની મસલહતથી ટેકો મળીયો અને તેથી તે પાકો અને વધારે મજબુત થયો. આ ઠેકાણેથી, પેલા નકામાં અને બેદીલ સ્વારોને હેદરાબાદ પાછા રવાના થવાને ફરમાવ્યું. હેદરાબાદથી કરેલા ગાડાંવાળાઓને પણ આ ઠેકાણેથી, હમે રૂખસદ આપી. તેઓ કડાપાને રસ્તે મદ્રાજ જવા નાખુશ જણાયા, જેનુ કારણ એ કે તેઓ એ રસ્તાથી તદન અજાણ્યા હતા, અને આગલી રાત્રે રસ્તો ભુલ્યાથી તેમની ઊપર જે મકટ અને અડચણો ગુજરી હતી તેથી તેઓ ઘબરાઈ ગયા હતા! અને તદન નાહીંમત થઈ ગયા હતા.

કરનુલ શેહેર દેખાડવાને પાછલા પોહોરનાં ચાર વાગે ડેપ્યુટી કલેકટર તથા તેમના ભાઈ, એક શીગરામ લઈને ઠગવ પ્રમાણે આવ્યા. શેહેરમાં હમો ફરવા ગયા. શેહેરનો દેખાવ જેમ ઘણો તવંગરી ભરેલો નહીં તેમ ઘણો ગરીબી ભરેલો પણ નહી દેખાયો હતો. લોક ચંચલ, ઉદ્યોગી તથા ઝડપવાળાં માલુમ પડયાં હતાં. ઉદ્યોગની નીશાનો, કપડ બજારમાં મારી નજરે પડી હતી. લોક કાનડી ભાષા ઘણું કરીને બોલછે. બીજાં ગામો અથવા ગામડાં તથા શેહેરો કરતાં હીયાંના રસ્તા સારી હાલતમાં દેખાયા હતા, તેનું મુખ્ય કારણ એટલુજ હતું કે કરનુલ શેહેરમાં ઇંગ્રેજોની વસ્તી તથા બગલા છે, તથા લસ્કરની તુકડીઓ વખ્તે વખત આવજાવ કરતાં આ ઠેકાણે થોડીવાર છાવણી કરેછે. ફકત શેહેરની વસ્તી ૨૫૦૦૦ થી ૩૦૦૦૦ માણસની આશરે ગણાયલી છે

નીજામ હેદરાબાદથી કરનુલ શેહેર ૧૩૦ માઈલની મુસાફરીને છેટે છે. કરનુલ શેહેર અને તેને લગતાં ગામો, બાલાઘાટ પ્રગણાંનો એક ભાગ છે. ઈસવી સન ૧૮૦૦ નાં સાલમાં ઇંગ્રેજ અને નીજામ સરકાર વચ્ચે જે કરારનામું થયું હતું તેની શરતો મુજબ નીજામ સરકારે બાલાઘાટ પ્રગણાં ઇંગ્રેજ સરકારને સ્વાધીન કરયાં હતાં બાલાઘાટ પ્રગણાંની ૮૬ કૃષ્ણા અને તુગભદ્રા નદીઓની દક્ષીણ

દીશાએથી સીરૂં થાયછે, અને એ સઘળાં પ્રગણાં પાહાડી જગાને મથાળે આવેલાં છે તેથી તેમને બાલાઘાટનું નામ આપ્યામાં આવ્યું છે. "બાલાઘાટ" શબ્દનો અર્થ "ઘાટની ઉપરની જગા" એવો થાયછે અને તેનાથી ઉલટો શબ્દ "પેયનઘાટ" કરીને બોલાયછે, તેનો અર્થ "ઘાટની નીચેની અથવા પાયા આગળની જગા" એવો થાયછે.

આગલા દેશી રાજાઓનાં વખતમાં બાલાઘાટ પ્રાંત ઘણાં પ્રગણામાં વેંહેચાયલું હતું. તેમાં કરનુલ, કડપા અને બેલારી વીગરે બીજાં દશ પ્રગણાં મુખ્ય હતાં. ઇંગ્રેજને સ્વાધીન થયા પછી, બાલાઘાટ પ્રાંતના બે ભાગ કરવામાં આવ્યા છે, એક ભાગને કડાપા જીલ્લામાં દાખલ કીધો છે અને બીજો બેલરી કલેકટરેટમાં છે.

તવારીખ અને દસ્તાવેજો ઉપરથી એવું માલુમ પડેલું છે કે આ બાલાઘાટ પ્રાંત ઇંગ્રેજ સરકારને સ્વાધીન થયા આગમચ, જ્યારે નીજામ સરકારનાં તાબામાં હતો ત્યારે તીહાંની રૈયતની અવસ્થા અતીશય માઠી અને તેમનો જીવ સટોસટ હાલતમાં હતો. જમીન તો ઘણીજ સારી અને ફલવંત છે. ઘણું કરીને કાળી મટોડીવાળી જમીન વીશે એવું અનુભવ ઉપરથી માલુમ પડેલું છે કે જો એવી જમીનને એક વખત સાફ કરીને હોલથી બરોબર ખેડી હોય તો પછી વીશ વરશ સુધી ફરીને તેને ખેડવાની કાંઈજ જરૂર પડતી નથી, માત્ર જમીનને ઉપર ઉપરથી ફેરવી નાખેલી બસ છે. કનેરા અને મલબાર પ્રાંત તરફની જમીન કરતાં આ પ્રાંતની જમીન વધારે ફળવાન છે. ફકત બે અથવા ત્રણ રાત્નો વરસાદ એ જમીન ઉપર પડેલો કાનેરાની જમીનનાં વીસ્તાર સાથે સરખાવતાં વધારે પાક ઉપજાવી શકેછે; પણ તેની ખેડણી કરી તેમાંથી નીપજતી આએપત સહી મલાંમતીથી ખાવાની, રૈયત બીલકુલ આશા નહી રાખતી હતી. રૈયત હંમેશ લુટાતી હતી, અને તેમને લુટનાર કોણ હતા? નીજામ સરકાર તરફથી જે જમાબંદી કરનાર અમલદારો ઠરાવેલા તેજ! તથા જે કોઈ એવા અમલદારોને જમણપ્રમાદ આપી શકે એવા શ્રાવત આપનાર મગળાં લોક! નીજામનું લશ્કર જાયુક જમાબંધીનાં કામમાં લડાઈ કરવાને ગેંકાયલુંજ રહેતું હતું, અને ગામ ગામડાંવાળા હંમેશ એકબીજા સાથે નબળા ઉપર જોરાવર ફાવવાને લડાઈ કરવામાં ગુંતાયલાજ રેહેતા હતા. દરેક ગામ ગામડાંના શેઠીઆઓએ પોતાનું લશ્કર રાખેલું હતું, અને જમાબંધી કરનારા અમલદારો

સાથે તેમને હંમેશા લડાઈ અથવા તપાસની થયાજ કરતી હતી. કેહેછે કે નીજામ સરકાર એવી લડાઇ કરતી કરતી પૈજાર થઈ ગઈ હતી, અને આવી લડાઈ કરતા તેને જમાબંધીની ઉપજ આવા મોહોટા પ્રાંતમાથી કઈ જુજવીજ થતી હતી.*

એક દાખલા પ્રમાણે આ ઠેકાણે હમે જણાવવાની જરૂર જોઈએ છીએ કે દેશની જમાબંધી જો બરોબર અને રૈયતના ખરા સુખની મતલબ ધ્યાનમા રાખીને બાંધી હોયતો બેશક તેની રૈયત અને સરકાર એ બંનેને ફાએદો થયા વીના રેહેનાર નથી, અને તેની સાથે દેશની જમીનની હાલત પણ બેહેતર થતી જવાની. ઇંગ્રેજ સરકારની જમાબંધી કરવાની રીત અને કાયદા ખરેખર ઘણાજ વાજબી અને રૈયતની તથા સરકારની અને જમીનની હાલત બેહેતર કરવાને લાયકનાજ છે, અને એની સાબેતી હિંદુસ્થાનમા જીહા જીહા ઇંગ્રેજ સરકારની જમાબંધી ચાલુ થઈછે, તીહા તીહા રૈયતની હાલત તથા જમીન, બંને બેહેતર થયની માલુમ પડી છે; અને જીહા જીહા એ સરકારની રીત ચાલુ થઇ નથી, તીહાંની રૈયત, જમીન અને તે સરકાર પોતે સાથે ત્રણે જણો માઠી અવસ્થામા ગોતા ખાયા કરેછે. * આ ખરી બીના આપણે નજરે નજર જોઇએછ જીહા જમાંબધી વીશે આવા બંદોબસ્તો નથી તીહા વગર ખેડણીએ જમીન જંગલી હાલતમા પડી રહેલી છે, રૈયત ગરીબ અને નાઉમેદીમા જેમ તેમ પોતાના દીવસો ગુજારેછે, અને સરકાર પણ તેવીજ લાઇલાજ અને ગુચવાડામા પોતાનુ કામ ચલાવ્યા કરેછે કદાચ ઉપર જણાવેલી બાબદની વિરૂદ્ધ એવુ કેહેવામા આવે કે ઇંગ્રેજ સરકારની જમાબંધીમા પણ રૈયત ઉપર જુલુમ ગુજરેછે, તેઓની હાલત બેહેતર થતી નથી, દુકાળ પડેછે, લોકમા ભુખમરો ચાલેછે, અને એ વીગેરે બીજી ફરીઆદો થાયછે, પણ એનો ખુલાસો તુરત થઈ શકે એવો છે ઉપર કહેલી ફરીઆદ ઇંગ્રેજ સરકારની જમાબંધીની રીતો અથવા કાયદાને લાગુ પડતી નથી. તે રીતો અને કાયદા તો ઘણાજ હકવાજબી અને લાયક છે, પણ એવા કાયદા ચલાવવામા અને તે ઉપર અમલ કરવામા કેટલાએક અણસમજુ અમલદારો ભુલ કરેછે, કેટલાએક બીલકુલ સુસ્થાઈ ચલાવેછે તેથી એવી ફરીઆદ ઉઠે પણ જો અમલદારો

*હામીલટન ગેજેટીયર, બીજી આવૃતી, વાલમ ૧, પાનુ ૧૧૩-૧૧૭.

લાયક અને પ્રમાણિક હોયા તો એ સરકારની જમાબંધીની રીતો અને કાયદા ખરેખર રૈયતની હાલત બેહેતર કરે તેવાજ છે. તો જુઓ, આજે ગાયકવાડી જમીનની તથા બીજા દેશી રજવાડા હસ્તકની જમીનની શી હાલત છે? હવે જેટલા ભાગ ઇંગ્રેજ સરકારની જમાબંધી તળે આવેલા છે તેની હાલત સરખાવી જુઓ. હમે હીમતથી તથા વગર શકે બોલીએ છૈએ કે આ ગજની જમાબંધીની રીત અને કાયદા જો દેશી રાજાઓ તેવા લાયક અને હોશીયાર અંમલદારો રાખીને પોતાના હસ્તકનાં પ્રગણાંઓમાં દાખલ કરે તો આખાં હિંદુસ્તાનની હાલતમાં થોડાં વરસમાં ઘણોજ બેહેતર ફેરફાર થઈ જાય, એ નિશ્ચય જાણવું.

આ બાબદ વીશે લંબાણ તકરાર કરવાની જરૂર નથી. આપણી આંખ સાંમે દાખલા તઈયાર છે, જેમાં આપણને દેખાયછે કે જમાબંધી કરવા ઇંગ્રેજી સરકારના કાયદા કાનુનો ઘણાજ ઉપયોગી અને ફાયદા ભરેલા છે, અને તેમની ખુબી પીછાની તેમને દેશી ગજાઓએ પોતાની હકુમતમાં દાખલ કરીયા છે અને કરતા જાયછે. આવી રીતની જમાબંધીની ખુબી પીછાનવાનું પેહેલું માન નીજામના બાહોશ અને દુરંદેશી વજીરસર સાલારજંગને ઘટેછે. આ ચંચલ અને ભારી અનુભવ ધરાવનાર વજીરે એકદમ એ કાયદા પોતાની હકુમતમાં દાખલ કીધા અને તે સારી પેઠે અંમલમાં લાવવાને અને તેના ફાયદા દેખડાવાને, લાયક અમલદારોને આ અગતનું કામ સોંપીઉં. રાજદરબારી ખાતાંમાં સારીપેઠે પરોવાયલાં વીકાજી તથા પેસ્તનજી મેહરજીના ખાનદાનમાંથી તેણે આ અગતના ઓધાઓ ઉપર, કેટલાક ગૃહસ્થોને ચુંટી કાહાડી તેમની નેમણુક કીધી, અને જે ઉમેદથી તેણે આ નેમણુકો કીધી, તે ઉમેદ આ ચંચલ અને હોશીયાર અમલદારોએ અછી રીતે પુરી પાડી છે. હવડાં આ અમલદારો, નીજામ સરકારના કામ કારભારમાં સારો ભાગ લીએછે અને એ સરકારની ઘણી તારીફ લાયક ચાકરી બજાવેછે. શેઠ બાપુજી વીકાજી મેહરજી દક્ષીણ હૈદરાબાદની સઘળી તાલુકદારીનું કામ ચલાવે છે. શેઠ જીવણજી પેસ્તનજી, સર સાલારજંગની દરબારમાં એક મજલસી છે, જે દરજો કાઉનસીલના ઓધેદારને મળતો આવેછે. શેઠ બરજોરજી વીકાજી પણ તાલુકદારીનાં કાંમ ઉપર હતા, પણ એ બીચાગની ઉમર લાંબી ટકી નહી. એવણની જગા ઉપર શેઠ ખુરશેદજી બાપુજી વીકાજીની નેમણુક થયલી છે. શેઠ રૂસ્તમજી વીકાજીએવણ આગળ ગઓચુર જીલ્લામાં આસીસટંટ કમીશનરના ઓધા ઉપર હતા,

તેમને નીજામ સરકારે ત્રણ મોટા જીલ્લાની તાલુકદારીનું કામ સોંપીયું છે. શેઠ જીવણ રતનજી, તે શેઠ વીકાજીની છોકરીના છોકરા, એવણ હસ્તક પણ સાત તાલુકાનું કામ સોંપેલું છે. તેમજ આ ખાનદાનના સારી પેઠે જણાયલા બે ચાર ગૃહસ્થો મુંબઈમાં પણ સરકારી ખાતામાં અને વેપારી ખાતાંમાં ઘણી સારી આબરૂ ઇજ્જતથી પોતાનો ઓધો ચલાવેછે, એ ઉપરથી શેઠ વીકાજી મેહેરજીના ખાનદાન વીશે શું સરકારમાં કે શું ખાંનગી મંડળીમાં, સઘળી આબરૂ સાથે જોવામાં આવેછે, અને આથી આપણા પારસી ટોલાને મોટું માન છે. ઇંગ્રેજી સરકારની જમાંબધી કરવાના કાયદા કાનુનોથી નીપજતા ફાએદાનો એક બીજો દાખલો આપી એ બાબદ પુરી કરીએછ.

બાલાઘાટનાં પ્રગણાં ઇંગ્રેજ સરકારને સ્વાધીન ઇસિવી સન ૧૮૦૦ ના અકટોબર મહીનાની ૧૨મી તારીએ થયાં, ત્યારપછી એ પ્રગણાં કરનલ ટામસ મનરોને હસ્તક આપીયાં હતાં. એ કલેક્ટરે તુરત રૈયત ઉપરથી નીજામ સરકાર જે મેહેસુલ લેતી હતી તે ઓછી કરી નાખી, અને જેમ જેમ ખેડુતની આપવાની શકતી વધતી ગઈ તથા જમીનની હાલત બેહતર થતી ગઈ તિમ તેમ તે મેહેસુલમાં વધારો કરતો ગયો.

આ નામાંકીત અમલદારના હાથ તળે સાત વરસની મુદતમાં એ પ્રગણાંઓની એખલી જમીનની મેહેસુલ ૧૦,૦૬,૫૯૩ સ્ટાર પગોડાથી* વધીને ૧૫,૧૭,૨૭૨ પગોડા થઈ ગઈ હતી, અને તીહાંની રૈયત જે આગળ લુચ્ચી, લુટારૂઓની માફક બેકાયદાસર વીખરાએલી પડેલી હતી, તે સુધરીને કાયદાને માન આપનાર અને અમલદારોને તાબેદાર એટલી થઈ ગઈ હતી કે, મદ્રાજ ઇલાકાનાં તાબા તળેની એક લાયક રૈયત જેવી આ પ્રગણાંઓની રૈયત ગણાવા લાગી. ઇસિવી સન ૧૮૧૭ ના સાલમાં એટલે ઇંગ્રેજ સરકારને સ્વાધીન થયા પછી ૧૭ વરસે એ પ્રગણાઓની કુલ મેહેસુલ વધીને છેક ૧૭,૪૦,૩૦૪ સ્ટાર પગોડા થઈ હતી.†

એ પ્રગણાંઓમાં ગુળીનો પાક ઘણોજ થાયછે, અને તેની સાથે હળદી

---

*સ્ટાર પગોડા એક જાતનો સોનાનો શીક્કોછે જે કિંમતમાં રૂ ૩-૧૨-૨, પૈ બરોબર છે.
† હામીલટન ગેજેટીઅર, બીજી આવૃતી, વાલમ ૧ લો, પાનું ૧૧૮.

જાતની ખાંડ તથા ગોળ પણ તીહાં બનાવેછે. રૂનો પાક પણ થાયછે, અને તે પેહેલાં પડતી હાલતમાં હતો, પણ હમણાં આ વેપારની એક અગતની જીનસનાં પાકમાં વધારો થતો જાયછે. સન ૧૮૬૩ નાં સાલની સરૂઆતમાં જારે હમારૂં તીહાં જવું થયું હતું ત્યારે તે માલમાં હમારી પુછપરછ પ્રમાણે ફકત કરનુલને લગતાં પ્રગણાંમાથી તે સાલના રૂના પાકની એક લાખ ગાંસડી ઉતરવાની ગણત્ર થયલી હતી.

એ તરફથી નીકળતો રૂ સઘળો મદ્રાજને માર્ગે થઈ બીજા દેશાવરોમાં જાયછે. કરનુલ લગા તરફથી માલ મદ્રાજ પુગતાં નજદીક એક માંમની મુદત, બળદના ગાડાંની મુસાફરીથી થાયછે. એવી રીતે માલ પોહોંચાડતાં ઘણામાં ઘણો ખરચ ૩ કનટલમ રૂ પછવાડે (એટલે ૪૫ મણ રૂ પછવાડે રૂ ૪૦) થાયછે, અને દરેક કનટલમ (એટલે ૧૫ મણ) પછવાડે ગાંસડી બધામણ અને રસ્તાની મંજલમાં હાર, ધુમસ અને તેવી બીજી નુકસાનીનાં કારણોથી બચાવ કરવાને રૂ ૪) નો બીજો ખરચ થાયછે. પણ હવે ઉપની સઘળી અડચણો રેલવે થયાથી નીકળતી જાયછે, અને રૂ વધારે સારી હાલતમાં અને મસ્તે ભાવે ઠેકાણાસર જઈ પોહોંચવાની દરરોજ ઉમેદ વધતી જાયછે.

ગાદી ઉપર ચઢી બેઠો, તે વેળા ઇંગ્રેજ સરકારને વચમાં પડવાની ફરજ થઈ હતી, અને પોતાનાં લશ્કરનાં બળથી મુજફ્ફરખાનને ઉઠાડીને મનવરખાન ગાદીનો ખરો વારસ હતો તેને તખત ઉપર બેસાડ્યો હતો, ત્યારથી એ તાલુકા ઉપર ઇંગ્રેજી હકુમત ચાલેછે.

દખણી રાજનું પટન રાજ, કરનુલ અને કડાપા પ્રગણાંઓમાં ઘણાં વરસ સુધી ચાલેલું હતું, અને આજે એ લશ્કર તરફ એ પટન રાજનાં જુના કુટુંબીઓ વસેલા છે તેમનાં મોહોડેથી હિંદુસ્થાની ભાષા હજુ ઘણીજ ચોખી અને સફાઈ ભરેલી બોલાયછે.

કરનુલ અને તેને લગતાં પ્રગણાંઓનાં તોલનું કોષ્ટક નીચે પ્રમાણેછે.

| | | |
|---|---|---|
| ૩૪ તોલાનો | ૧ | સેર. |
| ૪૮ સેરનો | ૧ | મણ. |
| ૧૫ મણનો | ૧ | કનટલમ. |
| ૨ કનટલમ | ૧ | ખાંડી. |

કરનુલ શેહેરમાં ફરતાં તેનો દેખાવ અને હવા હમને પસંદ આવી હતી; આપણી મુંબઈમાં પરેલનાં અને ભાએખળાનાં બજાર તરફ આપણે ફરતા હોઇએ એવો દેખાવ અને રચનાં નજરે પડતી હતી. બળદની ગાડીમાં હમો ફરવા નીકળ્યાં હતા, પણ રસ્તા સારા હોવાથી અને તેમજ આસપાસનો દેખાવ પણ દીલપસંદ હતો તેથી હમને કંટાળો ઉપજ્યો નહી હતો.

રસ્તામાં જતાં ઘણે ઠેકાણે હમે માણસનાં ટોળાં થઇને ઉભેલાં જોયાં, અને તે વીશે હમારી સાથે આવેલા મીત્રોને પુછ્યાથી એવું માલુમ પડ્યું કે તીહાંના લોક ગરીબ અને તવંગર સઘળા તાડી પીવાનો જબરો શોખ રાખેછે; તે શોખ એટલાતો છે કે જાહેર મકાનો ઉપર ઘણુંકરીને સાંજના ૪॥ અથવા ૫) વાગે દોસ્તોની નાહાની નાહાની ટોલી અથવા મંડળી થઈ, જે ઠેકાણે તાડીની દુકાનો માંડેલી હોય તીહાંથી તાડી વેચાતી લઇને પીએછે, અને એક બીજાને જાહેર રીતે પાયછે. એવું તીહાં દરરોજ થાયછે, અને આ મોજ સાધારણ જે પ્રમાણે મુંબઈમાં દરરોજ મેદાન ઉપર સાંજના હવા ખાવાને લોક ફરવા જાયછે, અને તીહાંથી લટાર મારી હોટેલોમાં આઇસ ક્રીમ ચાખવાની મોજ મારવાને કેટલાકો જાયછે, તે પ્રમાણે આ શેહેરમાં તેઓ તાડીની મોજભોગવેછે.

એ તરફની જમીન સારી અને ફળવંત તથા રૂના પાકને લાયકની કાળી મટોડી-વાળી છે, પણ પાણી પુરૂં નહી મળી આવ્યાના સબબથી તીહાં મનમાનતી રોપણી અથવા ખેતી થઈ શકતી નથી. આ ઉપરથી નેહેર બાંધીને તીહાંની નદીનું પાણી લાવી જમીન ખેડવાનું કામ ચલાવવા સારૂ ખાંનગી કંપનીઓ ઊભી થઇ છે. તે-ઓએ થાપણ એકઠી કરી નેહેર બાંધવાનુ કામ શીરૂ કરયું હતું, તેને સારૂ પુલો બંધાતા હમારા જોવામાં આવ્યા હતા. નેહરની ખોદણીનું કામ તે વખત સુધીમાં ઘણું ચાલેલું હમારા સાંભળવામાં આવ્યું હતું. જે ખોદણી હમારા જોવામાં આવી હતી તે ફરનુલ શેહેરની એક બાજુએથી ચાલેલી હતી. એવી બીજી ઘણી જગા હિંદુસ્થાનનાં પ્રાંતોમાં છે તીહાંની જમીનને જો પુરતું પાણી પોહોંચતું થાય તો તે જમી-નમાંથી વરસનાં બે પાક ઉતરે તેવી તે જમીન છે, અને પાણી પોહોચતું કરવાનો ઉ-પાય એજ છે કે નેહેરો બાંધીને પાણીને અંદર આવતું કરવું. પણ એ મહાભારત કામ ખાનગી કંપનીઓનું નથી. એ કામ સરકારનાં જાહેર કામોમાંનું એક અગ-તનું કામ છે, અને એ ઊપર સરકાર અગત કરીને ધ્યાન આપે તો તેથી ખચીત રૈયત તથા સરકાર, બંધેને ફાયદો થાય એમાં શક નથી. નેહેરો બાંધ્યાથી ફાયદા થશે એ સાબેત કરવાની કંઈ જરૂર રહી નથી. ફકત એક નાહાનો કકડો એવી નેહેર-નો, ગંગા નદીમાંથી વેહેતો કીધો છે જે GANGES CANAL "ગેનજીસ કનાલ"ને નામે ઓળખાય છે, તે ચાલુ થયાથી, તેની આસપાસની ઉજડ જમીન બાગેબાગ જેવી થઈ ગઇ છે, એટલુંજ નહી પણ જેમ નદી કીનારે ગામડાંની વસ્તી શીરૂ થાય છે તેમ એ નેહેરની આસપાસ વસ્તી અને ખેતીવાડી થોડા વખતમાં જાણે ઊભરી નીકળેલી છે. જેમ જેમ નેહેર આગળ વધે છે, તેમ તેમ તેનાં પાણી સાથે વસ્તી અને ખેતી આગળ ચાલે છે, એ વીશે હમે આગળ ઘટતે ઠેકાણે વધારે બો-લશું, પણ અત્રે ઇશારો માત્ર એટલોજ કરેલો બસ છે કે હિંદુસ્થાનના ઘણા પ્રાંતોની જમીનના ફળવતપણાંમાં જે સુખ અને પુષ્કળ ધન દબાયલું છે, તેને મોકળું કરવાનો ઉપાય એજ છે કે નેહેરો અને રસ્તા બાંધી, પાણીની આવગ અને જાગને ખોલી કરી આપવી. આથી જે દોલત છુટી થઈ પડશે તેના ફાયદા ભોગવનાર ઇંગ્રેજ સરકાર પોતેજ છે. હિંદુસ્થાનની રૈયત જેવી તાબેદાર અને નીમકહલાલ રૈયત, પૃથ્વી ઉપર બીજાં થોડાંજ રાજ્યોની હશે. હિંદુસ્થાનની રૈયતને સુખ થયાથી તે રૈયત એકલપેટા-પણાંથી એ સુખ ભોગવશે, એવું કદાચીત બનવાનું નથી. રૈયતનાં સુખથી તેની

ઊપર રાજ કરનારાઓનું સુખ કાયમજ છે, માટે એવાં કામ ઊપર જો સરકાર મેહ-નત અને પુરતું ધીયાન આપે તો હિંદુસ્થાન, ઇંગ્રેજી ગજના ખજાનાનો એક અખુટ ભંડાર થાય એમાં કંઈ શક જેવુ નથી.

હમને જે આગળ ખબર મળી હતી તે મુજબ કરનુલનાં ડેપ્યુટી કલેકટર તરફથી પણ આ ઠેકાણે એવીજ ખબર મળી કે મદ્રાજથી નીકળેલા રેલવેનાં રસ્તાની એક શાખા "ત્રીપટી" ગાંમડાં સુધી ચાલુ થયલી છે. માટે હમારે એ ગાંમડાં સુધીજ ગાડાંમાં જવુ પડશે, અને તીહાંથી રેલવેની મારફતે મદ્રાજ જવાઈ શકાશે.

કરનુલથી જે નવા ગાડાં કીધા તે હૈદરાબાદથી કરેલાં ગાડા કરતાં વધારે માંકડાં હતાં, અને તેમાં બે જણથી તો કદી પણ બેસી અથવા લાંબા થઇને સુવાઈ શકાયજ નહી. એવા ગાડાનુ ચિત્ર પાસે આપેલું છે. એ ચિત્રમાં મુસાફરી બંગલાની પાસે એવાં ગાડા છોડીલાં અને બળદોએ આમાએસ લીધેલી દેખ્ખડાવેલી છે. ગાડાંની ઊપર ખપેડો બાધી લીધેલા હોયછે, અને અંદરથી ઘાંસ સારીપેઠે પાથરીને ઉપર ગોદડું મુકયું હોય તો બે ચાર દીવસ આંચકા ખાવાનો મહાવરો પડયા પછી એવી ગાડી લાંબી મુસાફરી કરવાને પસંદ અને સવલ પડેછે. એમવાનો મહાવરો પડયા પછી ગમે તેવુ ખાઇને એવી ગાડીમાં હમે બેઠા હતા પણ તેથી હમને કશી તરેહની અડચણ કે ઇજા થઈ નહી હતી, થોડી વારમાં ખાધેલું હજમ થઈ જતું હતું, ઊંઘ ઘણી સારીપેઠે આવતી હતી; અને સહવારના તંદરોસ્તી ભરેલા, સારી ભુક સાથે, જાણે આપણા પોતાનાં ઘરના બીછાનાં ઉપરથી ઉઠીએ તેમ હમે સઘળા એ ગાડાં-માંથી ઊઠતા હતા. આગળ બે જણ વચ્ચે એક ગાડી હતી, તે હવે એક એક જણ વચ્ચે અકેક થતા ગાડીની સખ્યા વધી ગઈ હતી. જારે હમે કરનુલથી રાત્રે નીકળ્યા ત્યારે ૨૦ ગાડીની એક લાંબી હાર થઈ હતી, તે દેખાવ જાણે એક મોહોટાં લશ્કરી અથવા સોદાગરી કાફલાના જેવા દમામ ભરેલા લાગતો હતો. આ ગાડીવાળાઓ પણ કાનડી ભાષાજ બોલતા હતા, પણ તેઓ થોડું ઘણું હિંદુસ્થાની સમજતા હતા

**તા૦ ૧૧ મી** જાનેવારી—કરનુલથી આગળી રાત્રે ૧૦ા વાગે નીકળેલા એ દીને "કટવાના પાહાડ" અથવા જે ઠેકાણાનું બીજુ નામ "બગા" ગાંમ કરી કેહેછે તીહાના મુસાફરી બંગલામાં જઈ પુગા મુસાફરી બંગલો આ ઠેકાણે એક ટેકરીનાં મથાલે એક ઘણીજ સારી હવાની જગા ઉપર આવેલા છે. ટેકરીની હેઠળની



BULLOCK BANDILS FOR LONG TRAVELLING MADRAS

૧. લાંબી મુસાફરીની બળદની ગાડી.

ઊપર ગજ કરનારાઓનું સુખ કાયમજ છે, માટે એવાં કામ ઊપર જો સરકાર મેહનત અને પુરતું ધીયાન આપે તો હિંદુસ્થાન, ઇંગ્રેજી રાજના ખજાનાનો એક અખુટ ભંડાર થાય એમાં કંઈ શક જેવું નથી.

હમને જે આગળ ખબર મળી હતી તે મુજબ કરનુલનાં ડેપ્યુટી કલેકટર તરફથી પણ આ ઠેકાણે એવીજ ખબર મળી કે મદ્રાજથી નીકળેલા રેલવેનાં રસ્તાની એક શાખા "ત્રીપટી" ગાંમડાં સુધી ચાલુ થયલી છે. માટે હમારે એ ગાંમડાં સુધીજ ગાડાંમાં જવુ પડશે, અને તીહાંથી રેલવેની મારફતે મદ્રાજ જવાઈ શકાશે.

કરનુલથી જે નવાં ગાડાં કીધાં તે હૈદરાબાદથી કરેલાં ગાડાં કરતાં વધારે સાંકડાં હતાં, અને તેમાં બે જણથી તો કદી પણ બેસી અથવા લાંબા થઇને સુવાઈ શકાયજ નહી. એવાં ગાડાંનુ ચિત્ર પાસે આપેલું છે. એ ચિત્રમાં મુસાફરી બંગલાની પાસે એવાં ગાડાં છોડીલાં અને બળદોએ અસાએમ લીધેલી દેખાડાવેલી છે. ગાડાંની ઊપર ખપેડો બાંધી લીધેલા હોયછે, અને અંદરથી ઘાંસ માર્ગીપો પાંથરીને ઉપર ગોદડું મુકલું હોય તો બે ચાર દીવસ આંચકા ખાવાનો મહાવરો પડયા પછી એવી ગાડી લાંબી મુસાફરી કરવાને પસંદ અને સવલ પડેછે. બેસવાનો મહાવરો પડયા પછી ગમે તેવુ ખાઇને એવી ગાડીમાં હમે બેઠા હતા પણ તેથી હમને કશી તરેહની અડચણ કે ઈજા થઈ નહી હતી; થોડી વારમાં ખાધેલું હજમ થઈ જતું હતું, ઉંઘ ઘણી સારીપેઠે આવતી હતી; અને સહવારનાં તંદરોસ્તી ભરેલા, સારી ભુક સાથે, જાણે આપણા પોતાનાં ઘરનાં ખીછાનાં ઉપરથી ઉઠીએ તેમ હમે સઘળા એ ગાડાંમાથી ઊઠતા હતા. આગળ બે જણ વચ્ચે એક ગાડી હતી, તે હવે એક એક જણ વચ્ચે એકેક થતાં ગાડીની સંખ્યા વધી ગઈ હતી. જારે હમે કરનુલથી રાત્રે નીકળ્યા ત્યારે ૨૦ ગાડીની એક લાંબી હાર થઈ હતી, તે દેખાવ જાણે એક મોહોટાં લશ્કરી અથવા સોદાગરી કાફલાનાં જેવો દમામ ભરેલો લાગતો હતો. આ ગાડીવાળાઓ પણ કાનડી ભાષાજ બોલતા હતા, પણ તેઓ થોડું ઘણું હિંદુસ્થાની સમજતા હતા

**તા૦ ૧૧ મી જાનેવારી**—કરનુલથી આગળી રાત્રે ૧૦ા વાગે નીકળેલા એ દીને "કટવાના પાહાડ" અથવા જે ઠેકાણાનું બીજું નામ "બગા" ગાંમ કરી કેહેછે તીહાંના મુસાફરી બંગલામાં જઈ પુગા મુસાફરી બંગલો આ ઠેકાણે એક ટેકરીના મથાલે એક ઘણીજ સારી હવાની જગા ઉપર આવેલો છે. ટેકરીની હેઠળની

કોરથી એક સુંદર નાળું વેહેછે તેનું પાણી ઘણુંજ થડું ગાર જેવું અને લેહેજત-દારછે. એ નાળું છેક નંદીયાલ ગામ સુધી જઈ પોહોંચેલું છે, તેનું છેટું છેક ૪૦ માઇલ સુધી ગણાયછે. આ ઠેકાણે જુવાર, કુલથી, તુઅર, અને મગનો પાક સારો થાયછે. એ લશ્ના તરફ ૬) ગાઉ ઉપર લોઢાંની ખાંણ લાગેલી છે, એવું હમારા સાંભળવામાં આવીયું હતું. એ ખાંણમાંથી બનાવેલાં લોઢાંના કેટલાએક નમુંના, એ જગાનો તેહેસીલદાર હમને મળવા આવ્યો હતો, તેણે હમુને દેખડાવીયા હતા. જો કે ગાળી કાહાડેલાં લોઢાંનાં નમુના સારા દેખાતા હતા, તોએપણ જમીન-માંથી ખોદી કાહાડેલો લોઢાંનો "ઓર"(મીટ્ટી સાથે મળેલું લોઢું) કંઈઘણીઉંચી અને ચોખી જાતનું નહી હતું. આ ગામડાંની પડોસમાં હીરાની ખાંણ લાગેલી સંભળાઈ હતી તેને ગોલકંડાની હીરાની ખાંણ કેહેતા હતા. ગોલકંડાની હીરાની ખાંણ વીશે એવું જણાયલું છે કે તે ખાંણ ખરેખરી ગોલકંડામાં નહી હતી, પણ તે આ ઠેકાણે હતી, અને એ સઘળા પ્રાંતો એકવાર નીજામનેજ તાબે હતાં, અને તે વખતે ગોલકંડા શેહેરનું નામ વખણાયલું હતું, તેથી આ ઠેકાણેથી મળતા હીરાને ગોલકંડાની ખાંણ-માંથી નીકળતા હીરા કેહેતા હતા. બરોબર બોલીએ તો ગોલકંડામાંથી હીરાની એકુ કગરમ વટીક મળી નથી, પણ આસપાસનાં પ્રગણાઓમાંથી જે હીરા હાત લાગતા હતા તેમને સાફ કરવાને તથા કાપીને રોનકદાર કરવાને ગોલકંડામાં લાવવા પડતા હતાં, તે ઉપરથી તે હીરા જાણે ગોલકંડાની ખાણમાંથી મળી આવીયા હોય એવું કેહે-વાતું હતું. ઉપર જણાવેલા તેહેસીલદાર જાતનો કાયત હિંદુ હતો, જેની વાતચીત ઉપરથી તે ચપળક અને ખબર રાખનાર અમલદાર માલુમ પડયો હતો. એનું નામ લાલા રામાનંદપ્રસાદ કરીને હતું. હમોએ માંગ્યા ઉપરથી એ અમલદારે લોઢાંની ખાંણમાંથી નીકળતા પથરો તથા હીરાની ખાંણની જગા ઉપરના કેટલાક પથરો નાં નમુનાં હમારા મિત્ર ડાકતર ભાઉ દાજીને આણી આપ્યા હતા, પણ તેમાં એકુ પણ હીરા સાથેનો પથર નહી હતો, જો હતે તો હમો સઘળા ખચીત ઘણા ખુશી થતે, આ ઠેકાણેથી હમે પાછલા પોહોરનાં ૩ા વાગે નીકળ્યા. તેહેસીલદાર હમને થોડેક દુર સુધી મુકવાને આવ્યો હતો. રસ્તામાં હમને એક ફ્રેંચ મુસાફર મળ્યો, જે પાલખીથી મુસાફરી કરતો મદ્રાજ જતો હતો. ગાડાંએ મુસાફરી કરતાં પાલખી-એ જલદી જવાઈ શકાયછે, પણ તેનો ખરચ એક માણસ પાછળ ઘણોજ વધારે થઈ પડેછે. ટપ્પે ટપ્પે હમાલો રાખવા પડેછે, અને એવી રીતે મુસાફરી કરતાં, આ-

સપાસ જોવા તપાસવાની અવકાશ પુરતી મળી શકતી નથી. ચૌલુ પાલખી સાથે આઠ હમાલો હોયછે, એક હમાલ એક કાવડમાં ઉંચકાય એટલો મુસાફરનો બોજો ઉંચકીને સાથે દોડેછે, અને રાત્રે બે હમાલ મશાલો લઈ આગળ દોડેછે. આવી તરેહની મુસાફરી જે ઘણાને ઉતાવળથી દોડી જવું હોય તેને સવલ પડેછે.

આ લત્તા ઉપર પાહાડી જગો આવીયાથી જેમ સાંજ પડતી ગઈ તેમ આસપાસનાં જંગલનો દેખાવ ઘણોજ ઘટો અને પસંદ પડતો થવા માંડયો હતો. રસ્તો સીધો અને પોહોળો હતો, માત્ર ધુળ સફેદ રંગની પુષ્કળ હતી. આસપાસ, ઝાડિની ઘટા ઘણીજ સુંદર દેખાતી હતી; તરેહવાર જાતનાં પક્ષીઓ તથા ઝાડપાનો અને ફુલો નજરે પડતાં હતાં. ખરેખર ઝાડપાનના વિદ્યાર્થીને સારૂ તો આ ઠેકાણે એક મોહોટો ખજાનોજ હતો. પાહાડની કઠણે અને કોરે કોરે રસ્તો ગોલ ચકર જેવો કરતો હતો. જંગલમાંથી સુગંધ ભરેલી લપટ એવીતો આવતી હતી કે હમને ગાડીમાંથી ઉતરીને ચાલવા ગમ્યું હતું, અને અંધારૂં થયું નહી હોત તો ખચીત લાંબા વખત સુધી હમને તીહાંની મઝા ભોગવવાને તથા તેનું બયાન કરવાને બની શકતે. હમો દિલગીર થયા કે આવી જોવાલાયક જગા એ હમારે રાત્રે આવવું થયું; અને વધારે દીલગીર એથી થયા કે પુરતો વખત હાતમાં નહી રેહાથી, આવા ખુશનુમાં દેખાવ, અંધારામાં વગર જોવે વટાવી જવાની હમને ફરજ થઈ પડી હતી

**તા૦ ૧૨ મી જાનેવારી**— એ દીને સહવારનાં ૧૦ વાગે નંદીયાલ ગામમાં આવી પુગાં. આ ઠેકાણે મુસાફરી બંગલામાં ઉતરવાને બદલે ગામનાં તળાવના બંધ ઉપર હમે ઉતારો કીધો, કેમકે તે ઠેકાણું ઘણુંજ હવાદાર અને ગામની નજદીક હતું, અને મુસાફરી બંગલો ગામથી ઘણો દુર હતો. એ તળાવમાં નદીનું પાણી આવતું કરીયું છે. તળાવનો ઘેરાવો ૨ થી ૩ માઇલનો કીધેલો છે તેથી જોનારને મોહોટી ખાડી અથવા દરીયા જેવો તે દેખાયછે. તળાવનું પાણી પીવામાં ઘણુંજ સારૂં છે. પણ તેને જરા ઠરવા દેવું અને ગાળવું પડેછે. જીહાંથી તળાવનું પાણી વહીને બાહાર જાયછે તીહાંજ માત્ર હીંદુ લોકો નાહેછે, તેથી પીવાનું પાણી ખરાબ થતું નથી. તળાવમાં નાહાવા ધોવાથી પાણી ખચીત બીગડેછે, એવીરો હમોએ, તીહાં આવનાર લોકને સારી પેઠે સમજ પાડી હતી. એ દિવસે હિંદુ લોકનો કંઈ તેહેવાર હતો તેથી પુષ્કળ પુરૂષો અને સ્ત્રીઓ તળાવ ઉપર નાહાવાને આવ્યાં હતાં. પવન ઘણોજ જોરમાં હતો તેથી તળાવનું પાણી દરીયાનાં મોજા માફે એમ

બંધના ઢોળાવ ઉપર અફળાતું હતું. આગળ મંજલ મારૂ ગામમાંથી ઓગ-ફી સાથે સેવાની હતી તેથી આ ઠેકાણે જરા વધારે વખત કાહાડવો પડયો એ અરસામાં નંદીયાલ ગામના મોટા ગવઈયા હમારી મુલાકાતે આવીયા હતા, અને તેઓએ ગાયન ગાઈ સંભળાવવાની ઇચ્છા દેખાડીયા ઉપરથી, તે હમોએ ખુશી સાથે કબુલ રખી હતી. થોડા વખતમા એક અચ્છી રચના બની ગઈ હતી. એક તરફથી તળાવના પાણીનો અફળાવાનો અવાજ, બીજી તરફથી પવનનો ઘોંઘાટ અને આ બધે વચે તંબુરા, સારંગી, મૃદંગ, અને ડફ ઉપર પડતી થાપ અને ચાલતું બજાયન, તથા વળી એ મધળામાં ગવૈયા-ઓએ ઉલટમા આવી જે પચમના સુરે તાંન અને અલાપ લીધી હતી તેથી થોડી વારમાં તળાવના કીનારા ઉપર બહુ અચ્છી રચના અને ધુમ મચી રહી હતી. તેમાંવળી ગામનાં લોક આવી હમારી નાહાની મજલીસમાં સામેલ થઈ ગયાથી, તે ઠેકાણે એક મોહોટી પંચભેળ મંડળી બની રહી હતી. ગાયન જો કે ઘણી ઉંચી કીમતનું નહી હતું તો પણ ગવૈયાઓએ તેમની શકતી મુજબ જે દીલભર રીતે ગાયું હતું તથા જે ગામડાંના તેઓ રેહેવાસી હતા તે ગામડાની હાલત જોતા, હમો ધારીયેછે કે ગાયન તે વખતસર ઘણુંજ સારૂ સાંભળ્યામાં આવ્યુ હતુ, અને સારાં ગાયનનુ જે સાધારણ પરીણામ છે કે ગાયન કરનાર અને સાંભળનાર બધે એક બીજાથી રાજી ખુશી થઈ ઉઠેછે, તેજ પરીણામ આ ગાયનથી નીપજ્યું હતું.

નદીયાલથી એક મંજલ આગળ ગયાપછી, રસ્તો ઘણોજ ખરાબ અને વાંકો-ટીકો આવશે એવી ખબર પડયાથી, આ ઠેકાણેથી ગાડીયોસાથે મસાલો લઈ જવાની ગોઠવણ કરી લીધી. સાંજના સાડા૭ વાગે નંદીયાલથી કુચ કીધી

**તા૦ ૨૩** જાનેવારીને દીને સહવારનાં ૯ વાગે શીરવાલ ગામ આગળ આવી પોહોં-ચ્યા તીહા જમીને પાછલા પોહોરના ૩ા વાગે પાછી કુચ કીધી, કારણ જેમ દીવ-સના ઉજડમા ભાગેલા રસ્તાની મજલ કપાય તેમ સારૂ તે રસ્તો ઘણોજ ભાગેલો હોવાથી, ગાડીયો વાંકીટીકી બહુ થતી હતી, તો પણ સાજના સાડાસાત વાગ્યામાં એવા ખરાબ રસ્તાનો કેટલોક ભાગ પસાર કરી રાકયા હતા, અને ત્યાર પછી રસ્તો જરા ઠીક હાલતમાં આવતો માલુમ પડવા લાગ્યો, પણ મુસાફરી બંગલો ટીયાંથી હજુ એટલો તો દુર હતો કે છેક મધ્યરાત થાય તીહાં સુધી તે ઠેકાણે

ઉપર પોહોંચી શકાય એવુ નહી હતું. આ ઉપરથી રાત્રે સાડાઓંઠ વાગે રસ્તામાં એક મોહોટાં ઝાડ તળે થોડીવાર ઉતારો કીધો, બળદોને ઘાંસ.દાણો ખવડાવી, ગાડીવાનો જમી લીએ એટલામાં હમોએ પણ જરા ચાહા તથા બીસ્કેટ ખાઈ લીધી. હીયાથી રાત્રે ૧૧ વાગે પાછી કુચ કીધી. ધાર્યા કરતાં મંજલ વધારે લાંબી માલુમ પડી હતી.

તા૦ ૧૪ જાનેવારીએ પરોઢીયાંમાં પાચ વાગે "ચાંગલમેરી" નજદીક આવી પુગા. રાત્રે ફકત ચાહા બીસ્કેટ ઉપરજ ગનીમત કરી હતી તેથી ભુખ્યાં પેટે "નજદીક" શબ્દનો અરથ બરોબર જાણવાની તલાસ કીધી, કે "નજદીક" તે હવે બાકી કેટલુંક દુર? એવો સવાલ ગાડીવાળાને પુછયો. એક ગાડીવાને ચંડે પેટે જવાબ દીધો કે, હીયાથી મુસાફરી બંગલે પોહોંચતાં હવે ફકત છ કોસ એટલે ૧૨ માઈલની મંજલ બાકી રહી હશે! આ વાત સાંભળીને સઘળા જણનાં ભુખ્યાં પેટે દેખાઈતી તો આશાશી પકડી પણ અંદરખાનેથી જબરો પોકાર મારીયો હતો. આ પુછપરછ તો છેક સહવારના થઈ હતી, પણ પરોઢીયાંમાં પાંચ વાગે એક ચમતકારીક બનાવ બનીયો હતો. "ચાંગલમેરી" ગામની હદ ઉપર હમો આવી પુગા હતા અને આશરે ત્રા વાગાનો પરોઢીયાંનો વખત થયલો હતો. તે વખતે ગાડીવાનો ગાડી હાંકતાં હાકતાં ઘણું કરીને ઉંઘી ગયલા હતાં. બળદો પોતાની મેળે ધરેડે ચાલતા હતા અને જીહાં સુધી રસ્તો સારો હોય તીહાં. સુધી એવી રીતે બળદો પોતાની મેળે ચાલીયાથી કંઇ ફીકર જેવું નથી ગણાતું. પણ વાટ આડીઅવડી અને રસ્તો ખરાબ ભાંગેલો હોય તો તેવી વખતે અને ઠેકાણે ગાડીવાનોને સાવધ રાખવાની ઘણીજ અગત છે. આ રસ્તા ઉપર આવી અગત જાણીને પેહેલી ગાડી મહુથી માહયેત અને હોશીયાર ગાડીવાળાની રાખી હતી અને વડોલ કામાજી, આ રસ્તાની ચોકસાઈ તથા પોતાના દોસ્તોની પાસબાની કરવાના ઇરાદાથી પોતે તે ગાડીમાં બેઠા હતા. છેક રાત્રે ૩ વાગા સુધી સઘળી મંજલ સભાળ અને સમાધાનીથી કપાઈ હતી. મસાલવાળા પણ બરોબર ચાલીયા હતા, પણ તે વખત પછી થોડા વારમા ઠંડા પોહોરના પવનની લહેરાએ મસાલચીઓની આંખોમાં ઉંઘ આણી હતી, તેથી તેઓ ઉંઘાતા ઉંઘાતા ચાલતા હતા; તેમને પોતાની મસાલોમાં તેલ પુરવાની સુધ ન રેહાથી તેમની મસાલો પણ વગર તેલે ઝુકવા માડી. જારે મસાલચી અને મસાલ બધે ઝુકવા લાગા, તારે

ગાડીવાળાઓની આંખો પણ ચીપચીપ મીચાવા લાગી, અને છેલ્લું શુ થયું કે શેઠ ખુરશેદજીને પણ તેજ વખ્તે પવનની ઠંડી લેહેરી લાગાથી તેવણ પણ ઉંઘાઈ ગયા, અને બીજા સઘળા તો જબરી ઉંઘમાં પડેલા હતા તેમને વીશે તો બોલવાની કંઈજ જરૂર નથી. આવી હાલતમાં સઘળો ગાડીઓ ફક્ત અવાચક બળદોના આધાર ઉપર ચાલતી હતી. તેવામાં પેહેલી ગાડીની સાંમે એક ઉંચો ટેકરો આવીયો જેની ઉપર ગાડીનું ચાક ચઢી ગયાથી તે ગાડી આખીને આખી ગોલાંટ ખાઈ ઉંધી વળી ગઈ. ગાડું ઉંધું વળતાંજ અફળાવાનો જે અવાજ થયો તે બીજી ગાડીવાળાએ થોડો ઘણો સાંભળીયો, અને ઝપકીને આંખો ચોળતો બુમ પાડવા લાગો કે "અરરર, ગાડી ઉંધી વળી ગઈ." આ બુમ બેચાર બીજા ગાડીવાળાઓએ સાંભળી હતી પણ ઉંઘમાં પડેલા તેથી કોઈ તુરત મદદે દોડી નહી જઈ શકયું હતું. હવે જીહાં સુદા ગબનાર હોયછે તીહાં ગમે તેવી કજા થાય તોપણ માણસના એક બાલ વઢીકને પણ ઇજા પોંહોંચતી નથી, તેમ આ હોનારતમાં બનીયું હતું. જેવું ગાડું ઉંધું વળીને નીચે પડયું, એટલામાંજ બળદો જોતરમાંથી એકાએક છુટા થઈ એક કોરે જઇને ઉભા રેહા હતા; ગાડાંવાળો ઉંઘાયલોજ એકગમ સરી પડયો હતો, તે હળવેથી આંખો ચોળતો ઊઠયો હતો, અને શેઠ કોમાજી પણ ગભરાયલા પણ મુગા મુગા હાથમાં સપાટ લઈ ગાડીની પછવાડેથી સરીને બાહેર આવ્યા હતા. એમાં કોઇના શરીરને જરાબી નુકસાન નહી પોંહોંચીયું હતું, ગાડાનો એકુબી ભાગ ભાંગો તુટો નહી હતો, અને આ સઘળો જાણે હસવા સરખો બનાવ મહવારના પરોઢીયાંમાં

તે ગાડું ઉંધું વળીયું હતું અને તેમાં બેઠેલા હમારાં એક નવલુ નામના માણસને માથામાં મજબુત જખમ લાગો હતા, જેથી લોહી પુશ્કળ્ નીકલ્યું હતું. પાંચ કલાક આગમચ થયલી હોનારતમાં ગાડું ઉંધું વળીયું તેમાં કોઇને જરા પણ ઇજા નહી પોંહોંચી હતી, અને તે બનાવ વળી અંધારામાં બનીયો હતો; પણ હવે તો દીવસનું અજવાળું થયલું હતું, બીજા ગાડીવાળા સઘળા જાગતા હતા, અને આવી સાવચેતી છતાં, જે બીજી ગાડી ઉંધી વળી તેમાં બેઠેલાં માંણસનાં માંથામાં સખત જખમ થયો અને લોહી વેહેતું થયું એ કેટલું તાજુબી ભરેલું છે! હોનારતોમાં ખુદાતાલાની તરફથી શું થાયછે એ સમજવાની કોણ માનવી શક્તિ ધરાવેછે? એવે પ્રસંગે જે બનાવો તે સાહેબની કુદરતથી બનેછે, તે જોઇને તેની સમજણ આપવાને આપણ અધુરાં માનવીઓએ હાલી ટકટક કર્યા કરતાં, તે સાહેબનાં ઇચ્છાને શરણ થઈ, પોતાના હોટ ઉપર આંગલી મુકી, ચુપકીદી અખ્તીયાર કરેલી વાજીબ છે.

નવલુનાં માથામાં જે જખમ થયો હતો, તે ધોઇને ડાકતર ભાઉદાજીએ મૈલમપટી લગાડી, અને તુરત તેને આરામએશ આપવાની જરૂર માલુમ પડતાંજ હમો સઘળાએ તેજ ગામડાંના તેજ ઠેકાણે એક હેવણ પડેલાં દેહેરાંના ચોક ઉપર ઉતારો કીધો. આ ઠેકાણેથી સરકારી મુસાફ્રી બંગલો હજુર એક માઈલ દુર હતો, પણ ઉપલા સબબને લીધે હમે બંગલે પોહોંચીએ તીહાં સુધી બેઠી રેહેવું વાજબી નહી ધારીયું હતું. હીયાં પાણી ઘણુંજ ખરાબ હતું અને વળી તે ગદલું હતું, તોએ પણ રાત્રની જબર ભુખ લાગેલી હતી અને આવો બનાવ બનીથી, હીયાંજ ઉતારો કરી જેમ તેમ કરીને સારી પેઠે જમી તો લીધું. હીયાંથી સાંજે સવાપાંચ વાગે પાછી કુચ કીધી તે રાત્રે અગીયાર વાગે "દુમ્અર" ગામના મુસાફ્રી બંગલામાં જઇ પુગા. રસ્તો હજુર ભાગિલાજ મળતો હતો, અને આંચકાથી ગાડીઓ જબરી ખખડી ગઈ હતી, તેમજ હમારા સઘળાંનાં શરીર પણ પછડાયાથી થાકી ઢીલાં થઈ પડયાં હતાં. "દુમ્અર" ગામમાં ખાધ ખોરાકીની તેવી સારી જીનસો મળતી નથી, અને તીહાં આવી પોહોંચીયા, તે રાત્રે બેદાં શીવાએ બીજું કંઇજ નહી મળી આવીયાથી તેજ ઉપર શુકર કરી, તથા તે ઉજડ જગા ઉપર કંઈ તેવું જોવા જાણવાં લાયક નહી હોવાથી, જરા આરામએશ લઇ રાત્રે બે વાગે પાછી કુચ કીધી.

તા૦ ૧૫ જાનેવારીને દીને સવારના ૬ વાગે "મેદાપુર" ગામમાં જઈ પોહોંચીયા. આ ઠેકાણે પણ લાંબો વખત રેહેવાની જરૂર નહીજ જોયાથી, તીહાંથી પાછી કુચ કીધી. હજુર રસ્તો ભાંગેલાને ભાંગેલોજ આવીયો હતો. બપોરના સાડાત્રણ વાગે "રાજાપટ" ગામડામાં આવી લાગા. આ ઠેકાણેથી રસ્તો જરા જરા બેહતર હાલતમાં માલુમ પડવા લાગો. રસ્તાની બંધે બાજુએ, હારબંધ ઝાડો તુરતનાં રોપેલાં દેખાયાં હતાં, અને ખબર કાહાડતાં માલુમ પડયું કે હીયાંથી રસ્તો બાંધેલો છે અને તેની બરાબર વખતમરની મરામત કરી તેને સારી હાલતમાં રાખીયામાં આવેછે. આ ઠેકાણાં ઉપર રસ્તાનાં એનજીનીયરો અને ઉપરીઓને રેહેવાસારૂ નાહાની નાહાની બંગલીઓ હારબંધ બાંધેલી હમુને નજર પડી, તેથી હમો સમજીયા કે હીયાં ઉતારાની જગા હશે. પણ તીહાં પેલી નાહાની "કારેજો" શીવાએ બીજો કોઈબી મકાન નહી હતો. ગાંમ દુર હતું, અને ખબર કાહાડતાં હમુને એવું જણાવામાં આવીયું હતું કે આ ઠેકાણે મોડી થંતાં, આગળ મંજલમાં "બાનાર" નદી આડ આવશે, તે પાર કરવાને મોડી રાત્ર થઈ જશે, અને રાત્રના ૭ વાગે ભરતી થવાનો વખત તે દીવસે હતો, તેથી જો ભરતીની આગમજ તે નદી પસાર કરી તો બેહેતર, નહીં તો, નદી કીનારે જીહાં ઉતારાની જગા બીલકુલ છેજ નહી, તેવી કફોરી જગા ઉપર સારી રાત્ર ઓઠી થવું પડવાનું. આ ખબર ઉપરથી હમોએ "રાજાપટ" ગામમાંથી જલદી આગળ વધવાનું જરૂર જાણીયું. ગાડીઓ થોડુંક સુધી આગળ ચાલીયા પછી, એક ગાડીવાળાએ લુચ્ચાઈથી પછવાડે પડી, પોતાની ગાડીના સારા બળદ છોડીને તેમને પાણી પીવા લઈ જવાને બાહાને, એક મુરદાર બળદની જોડી લાવી હમારા મામાનની બળદની ગાડીમાં જોડી. થોડા વારમાં આ ગાડી હમારી ગાડીઓથી છેક એટલી પછવાડે પડી કે તે નજરથી દુર થઈ, અને આ ગાડીવીશે ચોકશી કરતાં માલુમ પડીયું કે એના બળદો જલદી ચાલી શકે એવા નહી હતા. જારે તે ગાડી હળુ હળુ આવી લાગી તારે તેમાં બેઠેલાં હમારાં માણસે પેલા ગાડીવાળાની લુચ્ચાઈ વીશે ફરીયાદ કીધી, તારે ખુલ્લું માલુમ પડી આવીયું કે જે ઝડપથી હમોએ આગળ મંજલ કાપવાનો ઠરાવ કીધો હતો તે ઝડપ સાથે પેલા બળદીયા કદી ટકી શકે એવા નહી હતા, અને મજલમાં તે ગાડી ખચીત એકલી પાછળ પડે એની ધાસ્તી પડી હતી. પેલા ગાડીવાળાને તેની આવી ચાલનો સબબ પુછીઓ અને ખાત્રી ભરેલો જવાબ નહી મળી-

યાથી તેને થોડીક કોપરાંપાક જમાડીયાથી તે જઇને પેલાં સારા બળદ પાછા લાવીયો હતો. આવી રીતે બળદ બદલવાની શું મતલબ હશે તે ચોકસ કેહેવાઈ શકાતું નથી, પણ તે વખતે હમો સઘળાને એવો શક ઉત્પન થયો હતો કે સામાનની ગાડી ઉપર કેટલાક લોકની બદનજર થઈ હોય, અને તે રાત્રે લુટી લેવા સારૂ, તે ગાડી એખલી પાડવાને, આવા ખગબ બળદો તેમાં જોડી આપીયા હોય. આ સઘળી ગડબડ પુરી થતાં સાંજ પડવા આવી હતી, અને પેલી નદી કીનારે પોંહોચતાં છેક વખત બગઈ જાય એવું થઈ પડયું હતું. સંકટ હંમેશ બીજી સંકટોની સાથે જમાવ થઇને આવેછે, તે મુજબ ઉપલી ગાડીના અટકાવની બાબદ વીશે તકરાર કરતાં કોઈ તરેહની ગેરસમજુતી હમારા એકુ બે મીત્રોમાં થઈ પડયાથી તેઓ વચ્ચે એકાએક જે ઝગડો થઇ પડયો હતો, તેથી જેમ એક તરફ જરા રમુજ તેમ બીજી તરફ આગળની મંજલની ફીકરથી સઘળાના દીલ જગવાર ખટમીઠાં થઈ પડીયાં હતાં. પણ પેલા કોપરાંપાકની લેહજતથી જારે ગાડીવાળાએ પેલા સારા બળદની જોડી પાછી લાવી આપી હતી તીઆરે સઘળાનાં જીવ પાછા ખુશાલ થયા હતા, અને તેથી પેલી સઘળી તકરાર, ગડબડ અને કોપરાંપાકની વાત તેજ જગામાં દાટીને સઘળા જણ ખુશ ખુશાલીથી આગળ ચાલીયા હતા. જો કે અસુર થયાથી ગાડી ઘણીજ ઉતાવળે દોડાવી હતી, તો પણ નદી કીનારે જઈ પોંહોચતા અંતે રાત્રે ૮॥ સાડાઆઠ થઈ ગયા હતા. ચંદ્ર નીકલી ચુકેલો હતો, અને નદીમાં ભરતી શીરૂ થઈ ચુકેલી હતી. "પાનાર" નદી વીશે એવું હમોને કેહેવામાં આવીયું હતું કે જો કે તેનો પાટ ઘણો પોહોળો છે તો પણ તેમાં પાણી ઘણું ઉંડું થતું નથી, અને વળી પાણી પુરતું ભરાયલું નહી હતું તેથી એકદમ જલદીથી પાર નીકલી જવાને હમોએ ગાડીવાળાઓને હુકમ આપીયો હતો. "પાનર" નદીનો પાટ આ ઠેકાણે બેવડી વલાણ લઈ, બે જુદી જુદી પાટે ફરી વળેલો છે, તેથી નદીનો એક પાટ પાર કીધા પછી, થોડીક સુકી જમીન લાગેછે, અને તે પસાર કરીયા પછી જાણે વળી કોઇ બીજી નદી આડે આવી હોય એમ તેજ નદીનો ફરી વળેલો બીજો પાટ પાછો આડો આવેછે. સઘળી ગાડીઓ નદીમાં દાખલ થઈ, પેહેલા મોટા પાટમાંથી પસાર થઈ હતી, તેમાં હમારી ગાડીના બળદો જરા નબળા હોવાથી તેઓ બીજી ગાડીઓની સાથે નહી રેહી શકયા. ગાડી-વાળો વળી કોઈ નાદાન વગર અનુભવવાળો છોકરો હોવાથી તેનાથી બળદોને

પાણીમાં બરોબર હાંકી નહી શકાયું. તેથી બળદો અટકીને નદી વચ્ચે ઉભા રેહા. ગાડી ઉભી રેહેતાં, તેનાં પઈડાં નરમ રેતીમાં બેસવા લાગાં. તેમજ હમારેથી થોડીક દુર જે સામાનની ગાડી હતી તેનો હાલ પણ હમારી ગાડીના જેવોજ થઈ પડ્યો. હમારી સાથે હમારો જરમન મીત્ર મી૦ એડવર્ડ જે જબરો તરનાર હતો, તેની હીંમત હમુને ઘણી હતી. ગાડી કદાચને ડુબે એટલા ઉપરથી આગળ નીકલી ગયલા હમારા મીત્રોને બુમો મારીને કેહ્યું કે હમારી મદદે કોઈને મોકલો, પણ હમારી બુમો કોઈના સાંભળવામાં આવી નહીં શકી હતી, કારણ કે દરેક ગાડીવાળો પોતાના બળદોને ચાંપી રગડીને હાંકી જલદીથી નદી પાર કરી જવાની ઈંતેજારીમાં પડેલા હતા. સઘળા ગાડીવાળાઓની બુમથી નદીમાં ઘોંઘાટ થઈ રહ્યો હતો અને કોઈનો પોકાર કોઈ સાંભળી નહી શકતું હતું. હમોએ હમારા બળદોને આગળ ચલાવાને ઘણી મેહનત કીધી, તેમનાં પુછડાં પકડીને તાણીયાં, મરડીયાં, તેમને લાકડીઓ મારી, ગાડીવાળા ઉપર ગુસ્સે થઇ તેને પણ ધબ્બા મારીયા પણ અંતે કંઈજ વળીયું નહી, અને પાણી છેક ગાડીની અંદર આવવા લાગું., હમો ભીનાવા લાગા તારે નદી ઉપર ટોપલા ફેરવનાર કોળીઓને બોલાવા પોકાર મારી તેમની મદદ માંગી, જેથી તેઓ થોડા વખતમાં હમારી નજદીક ટોપલા સાથે આવી પુગા. આ વખતે પાણી એટલું ગાડીમાં આવીયું હતું કે બીછાનું સઘળું ભીનાઈ ગયું હતું. તુરત ગાડીમાંથી હમારાં કપડાંનાં કોથલા લઈ હમો બંધે જણા ટોપલામાં કુદી પડ્યા હતા. આ ટોપલાવાળાઓએ જારે નદી ઉપર ઘણો ઘોંઘાટ સાંભળીયો તારે તેઓએ જોયું કે તેમની મદદની જરૂર થઇ પડી છે, આ ઉપરથી તેઓ તીહાં આવી પોહોંચીયા હતા. આ સઘળી ગડબડાટમાં ગાડીઓ એક બીજાથી છુટી પડી ગઇ હતી અને કોઇ એણીગમ અને કોઈ પેલીગમ નીકલી ગઈ હતી. નદીનો પેહેલા પાટ પસાર કરીયા પછી જારે સુકી જમીન ઉપર આવીયા તારે તીહાં સઘળી ગાડીઓ પાછી એકઠી મળી હતી. હમારી તથા સામાનની ગાડી જે અટકી પડી હતી તે કેટલેક વારે ઘણી સખ્ત મેહનત કરી ખેંચી કાહાડી હતી. નદીનો બીજો પાટ હમોએ ટોપલામાં પસાર કીધો હતો, કારણ હવે ગાડીમાં બેસીને નદી પસાર કરવી, સલામતી ભરેલું નહી જણાયું હતું. હમારી સાથે જે ભોમીયો લીધો હતો તેણે હમને એવું કેહ્યું કે તે સઘળી ગાડીઓને આ બીજા પાટમાંથી બરોબર પસાર કરી પેલે પાર લઈ આવશે, કારણ બીજા પાટમાં પાણી ઘણું નહી ભરાતું હતું. આ

ઉપરથી હમોઆગળથી પેલે પાર જઈ હમારા ગાડીવાળાઓની વાટ નચીંત જોતાં બેઠા. છેક રાત્રે સાડાઅગીઆર કલાકનો સુમાર થયો તોબી ગાડીવાળાઓ નહી આવી પુગાથી તરેહવાર વીચાર હમોને આવવા લાગા. એવામાં કોઈ માણસો એક બીજા સાથે જોરસા ભરેલી ભાંજગડ કરતા હોય એવો દુરનો અવાજ સાંભળીયાથી હમો સાંમા જઈ જોઈએ તો સઘળા ગાડીવાળાઓ પેલા ભોમીયા સાથે ખુબ ગુસ્સામાં આવી ગયલા હતા. પેલો ભોમીઓ માત્રે નામનો ભોમીઓ હતો, અથવા તો રાત્રે ઘભરાઈ જઈ રસ્તો ચુકી ગયલો હતો, એ વાત હમો નથી જાણતાં, પણ એટલું માલુમ પડીયું કે નદીનો બીજો પાટ વટાવાને તેણે રસ્તાની ભુલ કીધાથી, ગાડીવાળાઓને નજદીક અરધો કોસ દુર આડ વાટે લઈ ગયો હતો જેથી ગાડીવાળાઓનું એક તો નદીના પેહેલા પાટમાં મેહનત કીધાથી જે પાકી ગયલું હતું તે આ બીજા પાટની મેહનતથી ફુટી ગયું હતું અને તેવો સઘળાનો ગુસ્સો એબલા ભોમીઆ ઉપર જઈ પડીયો હતો. અંતે ગામમાં જવા સારૂ કીનારા ઉપર પડેલા ગાડીના ચાકની નીશાણી પકડીને છેક બાર વાગે ગામમાં દાખલ થયા હતા જે ગામનું નામ "ચીનોર" હતું. તીહાં પુછતાં માલુમ પડીયું કે ઉતારો કરવાની જગા છે નહી તેથી હમો સઘળાને ઘણીજ દીલગીરી લાગી, કારણ અરધી રાત્રે પાણી સાથે જે ખેલ રમવો પડયો હતો તેથી ઘણા થાકી ગયા હતા. અંતે એક કલાક આરામેરા લઈ તીહાંથી આગલ કુચ કરી હતી અને રાત્રે ચાંદરણી હતી અને હ-વેથી રસ્તો સારો લાગેલો હતો તેથી ગાડાંમાંજ સુઈ જવું બેહતર જાણીયું હતું.

તા૦ ૧૬ મી જાનેવારીની સહવારના ૬ વાગે કડાપાના મુસાફરી બંગલામાં જઈ પુગા. આ મથકઉપર આવતાં હમોએ હૈદરાબાદથી ૨૫૩ માઈલની મંજલ પુરી કીધી હતી અને હવે મધરાજ પોહોંચવાને ૧૫૩ માઈલની મુસાફરી બાકી રહી હતી.

કડાપા, બાલાઘાટનાં પ્રગણાંઓનો બીજો મોહોટો ભાગ ગણાયછે. કડાપાનાં લત્તાની જમીન ઘણી ખરી સપાટ છે, અને જેમ જેમ એ લત્તા તરફથી, કૃષ્ણા. નદી તરફ જઇએ તેમ તેમ જમીન ચઢતી થતી જાયછે. એ લત્તા તરફ એપ્રિલ અને મે માંસમાં આસપાસનાં પાહાડો જબરા તપ્યાથી ગરમી ઘણી સખ્ત લાગે-છે. એ વખ્તમાં અહીયાંનું પાણી પણ જરા ખારાટ ભરેલું થાયછે, પણ ચોમા-સામાં તે ઘણુંજ સારૂં અને લેહેજતદાર બની જાયછે. કેટલેક ઠેકાણે એ લત્તા ઉપર વળી બારે માસ પાણી ઘણું સારૂંજ રેહેછે. કડાપાના લત્તાની પૂર્વ દીશાએ આવેલી

ટેકરીઓમાં મરોડી સાથે લાટાંનો ભાગ મળેલો છે, તેથી મરોડીમાંથી સોડાખાર પુષ્કળ પેદા થાયછે, અને એવી મરોડીમાં જે જે ઠેકાણે એ ખાર ઘણો પાકેછે, તે તે ઠેકાણાંનો દેખાવ વગરનો ઘણો ભાગ ઉજડ અને બીનામ અથવા ખાબોચીયાં ભરેલા હોયછે, અને તીહાંની મરોડી સહવારની વખતે કાલા રંગની દેખાયછે. જ્યારે એ મરોડી ઘણી મફાઈદાર થાયછે, ત્યારે તેને ગામનાં ધોબીઓ કપડાં ધોવામાં સાબુને ઠેકાણે વાપરેછે, અને એ ઉપરથી એ મરોડીને ધોબીની મરોડી કહેછે. બીજી જગાઓ ઉપર સોડાખારને ઠેકાણે નીમક પાકેછે. તલાવો ખોદનારા એવી તરેહ પાકતાં નીમકને મરોડીમાંથી છુટું પાડી ખાધ ખોરાકીમાં વાપરેછે. કડાપાનાં પરગણાંઓમાં ઘણે ઠેકાણે એવી રીતે પુષ્કળ મીઠું બનેછે, તેથી, એ તરફ બાહેરથી ઝાઝું મીઠું આવતું નથી, અથવા આવેછે તે ઘણુંજ જુજ. સુરાખારનો પણ એ લત્તા તરફ ઘણો પાક થાયછે, અને તે ઘણીજ ગેહેલી રીતે મરોડીમાથી છુટો પડી શકેછે. નાળીયરી તથા તાડ એ લત્તા તરફ ઘણાં થતાં નથી. હીયાંની જમીન અને હવા બધે એ જાતનાં ઝાડોને માફક નથી. કરનુલની જમીન સાથે સરખાવતાં કડાપાની જમીન પાક ઉત્પંન કરવામાં ઉતરતી જણાવી.

કડાપા શેહેર પણ કરનુલની પેઠે પટનનાં નવાબોનાં તાબા તળે હતું. હીયાં વેપાર ઘણો તેજ ચાલી શકતો નથી લોક ઘણું કરીને જંગલી તથા સુસ્તી છે. કડાપા શેહેરનું નામ કોઈવાર "કૃપા" એટલે મેહેરબાની અથવા દયા એવું પણ બોલાયછે. હીયાં વાણીયા તથા બીજી જાતનાં હીંદુ વેહેવારી વણીયાતોની પેહેડીયો છે, અને તેઓનો ધંધો ઘણું કરીને મગરી છે. ર તથા અફીણ પણ એ ઠેકાણે પેદા થાયછે, પણ તે ઘણુંજ જુજ. રૂપીનો પાક એ ઠેકાણે ઘણો થાયછે.*

કડાપાથી ચાર વાગે પાછલા પોહોરનાં નીકળ્યા હીયાંથી તો રસ્તો ઘણોજ સારો લાગેલો હતો.

તા૦ ૧૭ જાનેવારીએ પરોઢીયાંમાં "ઊન્ટામીટા" નાં મુસાફરી બંગલે જઈ પોહોચ્યા. આ ઠેકાણે હમારો વીચાર ઉતરીને ફકત તાજું દુધ પીઈને આગળ જવાનો હતો, પણ ગાડીમાંથી ઉતરીને આસપાસ જોઈએછ, તેવામાં હમારા મીત્ર અકતર બાબીની નજરે દુરથી કંઈ મીનારા જેવું દેખાયું. તેથી તેમણે

* હામીલટન ગેઝેટીયર, બીજી આવૃતી, વાલમ ૧ લો, પાનું ૪૫૮.

તે વીરો પુછપરછ કીધી, કેમકે એ ધુંણી અને ચંચલ મીત્રનું પેહેલું કામ એજ હતું કે જીહાં ઊભા તીહાં આગળ જણાવ્યા પ્રમાણે પેહેલી પુછપરછમાં એજ હતું કે "હીયાં કંઇ જુના દેહરાં અને લેખોછે?" જીહારેહમને ખબર પડી કે તે મીનારા જેવું જે અંધારામાં દેખાતું હતું તે "ઊન્ટામીરા" ગામનું એક ઘણુંજ મોહોટું અને જુનું શીવનું દેહરૂં છે, તે શબ્દો સાંભળતાને વાર હમારા મીત્રનાં દીલમાં ખુસાલીનો જુસ્સો એકદમ ચઢી આવ્યો! તુરત મસાલ સલગાવીને ડાકતર તથા હમે બે ત્રણજણ તેમની સાથે તે દેહરાં તરફ દોડતાજ ગયા અને જેમજેમ નજદીક જતા હતા તેમ તેમ તે દેહરૂં ઘણુંજ મોહોટું દેખાતું હતું. હમારા મીત્રનાં મોહોડામાંથી ખુસાલીનો અવાજ નીકળતો હતો, કે આજે આ ઠેકાણેથી આપણને કંઈ પણ જુના શીલાલેખો મળસે. ખુશીમાં અને ખુશીમાં દેહરાં આગળ જઈ પુગા, પણ ઊપર ચઢવાની ઘણીજ પાયરીઓ હતી તેથી બીજી મસાલો સલગાવીને ઉપર ચઢયા. મુંબઈમાં મહાલક્ષમીમાં સેઠ ધાકજી દાદાજીનાં દેહરાં ઉપર જવાને જેવી પગથીઓ બાંધેલી છે, તેવીજ કીસમની આ ઠેકાણે પણ બાંધેલી હતી. ઉપર ચઢીને ડાબી બાજુએ આગળ આવ્યા તેવામાં દુરથી મસાલની રોશનીથી લેખનાં બે પથરા ઉભા ગોઠવી મુકેલા ડાકતરની નજરે પડયા, જેથી તેઓનાં મનમાં એટલો તો સંતોશ અને આનંદ ઉપન્યો કે, મોહોટેથી હસીને તે પથરા તરફ દોડી જઇ તેમને કોઠી (આલિંગન) કીધી અને બોલ્યા કે, હા! આજે મને બહુ આનંદ આ મારા જુના મીત્રોને મળ્યાથી થયો છો! પછવાડેથી માલુમ પડયું હતું કે તે લેખો ઘણા પુરાણા નહી હતા. તખ્તી ઉપર શાલીવાહાન ૧૪૮૦ નો સાલ વાંચીયો હતો. તખ્તી દેવનાગરી અક્ષરોમાં કોતરેલી હતી, જે ઉપલા સને પ્રમાણે માત્રે ૩૦૦) વરસ પુરાણી માલુમ પડી હતી. બીજું આસપાસ જોતાં ઘણું નકસી કામ દેવાલોઉપર અને બારણાં બારીયો ઉપર દેખાયું હતું, પણ તે અંધારાનાં સબબથી ખુલ્લું નજર નહી આવી શકયું હતું. આ ઠેકાણેથી બરોબર જોયા વગર પાછું જવાનું કોને ગમે? તેથી તુરત ઠરાવ કીધો કે "ઊન્ટામીટા" નાં મુસાફરી બંગલામાં ઉતારો કરવો, અને સવારનાં એ દેહેરૂં બરાબર જોવું, તથા પેલા લેખોની નકલ છાપી લેવી. ડાકતર પારો એવી રીતે નકલો છાપી લેવાનો સઘળો સરંજામ તૈયાર હતો. દેહેરાં ઉપરથી પાછા આવી ગાડીવાનોને ગાડી છોડવાનો હુકમ આપ્યો, તથા હમોયે હલકો જેવો નાસ્તો કીધો, અને પાછાં દેહરાં ઉપર ગયા. પેહેલું કામ પેલા લેખો ઉપરથી નકલ છાપી લેવાનું હતું.

લખોના પથરા ઊંપર પુશ્કળ ધુળ અને મેલ ચડેલા હતો, તે રાધળો પાણીથી ધોઇ નખાવ્યો, તેથી લખ ઘણાજ ખુલ્લા નજરે આવવા લાગ્યા. તખ્તી ઉપરથી છાપ લેવાનું કામ સીરૂ કીધું પણ તેમાં તો વખતનું કામ હતું અને તે ઉતાવલે થાય એવું નહી હતું. જેમ જેમ કામ ચાલતું ગયું તેમ તેમ મહવારનાં દેહરાં ઉપર જે જે લોક આવતાં હતાં તેઓએ હમને જોઇને આખાં ગામમાં ખબર આપી કે કોઈ માહેબ લોક આવેલા છે તેઓ દેહરાંમાંની મુર્તીઓ અને લખોની નકલ કરી લીએછે. ગામનાં લોક હમને યુરોપીયન પાદરીઓ સમજ્યા હતા. ગમે હેવી તે લોકની ખાતરી કરવાને હમોયે કોશેશ કીધી કે હમે દેશી લોક છઈએ અને હમે મુંબઈના પારશીઓ છઇયે, હમારા સદ્રા કુસ્તીની નીસાણો બતલાવી, તથા હમારી સાથે હમારાં મીત્ર ડાકતર ભાઉનાં બ્રામણ ચાકરો હતા તેઓએ કહ્યુ કે, હમો પાદરી લોક નથી, તોયેંપણ તેઓની મુતલક ખાતરી થઈ નહી હતી, અને હમારા બોલવા ઉપર તેમને ભરૂસો નહી આવ્યો હતો. ઘણો ખરો સખ હમારી સાથનાં મીત્ર મી૰ એડવર્ડ ઉપરથી તેમને ગયો હતો, કે જેવો આ યુરોપીઅન છે તેવાજ આ બીજાઓ પણ હશે. એવા શખ ઉપરથી તેઓએ દેહરાંની છેક અંદરની કોટડી જીહાં પુજા અથવા દરશણની જગો હતી, તે મકાનનું બારણું ઢાંકેલું ને ઢાંકેલુંજ રાખ્યું, અને તેનો રખેવાલ બ્રાહ્મણ જેહેની પાસે બારણાંની કુંચીયો હતી તે બ્રાહ્મણ ગામ બાહાર ગયો છે, તેને આવતાં વાર લાગશે, એવાં એવાં બાહાના કાહાડીને અને તે ઓરડો હમને નહીજ દેખડાવીયો હતો. હમોએ ઘણાં કાલાવાલા અને સમજાવી પટાવીને કહ્યું પણ હમારૂં કંઈજ વલ્યું નહીં, તોએ પણ આ ઓરડા શીવાય બાકીનું આખું દેહરૂં સઘળી તરફથી બરોબર જોયામાં આવીયુ હતું. એ દેહરૂં શીવનું છે, અને તે "Granite sandstone" જાતનાં પથરનું બાંધેલું છે. ઇંટનું કામ પણ અંદર પુશ્કળ ઠેકાણે કરેલું છે, અને દિવાલો ઉપર, સીલીંગ (એટલે છત) ઉપર અને થાંભલાંઓ ઉપર તરેહવાર નકશી કામ સાથે, દેવદેવીઓની મુર્તીઓ ચુના અને પથરની બનાવેલી અને કોતરેલી છે, તેમાં મોટમોહોટી સભાઓ પાડેલી છે, અને દેવતાઓની લડાઇનો દેખાવ પણ ઘણીજ મોહોટી રચનાં સાથે દેખડાવેલો છે. દેહરાંનાં મુખડાં આગળ ત્રણ મોહોટા પડગેશી મીનારા બાંધેલા છે, તે સઘળામાં ઇંટરડીનું કાંમ ઘણું કરેલું છે. આ મીનારા ઉપર ત્રણ તબક કરેલા છે, પણ તેમના પેહેલા તબકાની પગથીયો ભાંગી ગયાથી ઉપર ચઢવાનો મારગજ અટકી પડેલા

હતો. દેહરાની પગથીઓ ઉપર ચઢયા પછી આસપાસ ચોમેર ફરવા લાયક મોહોટો અને ખુલો ચોક પથરની ફરસબંદીનો બનાવેલો છે મુર્તીનો ઓટો વચમા રાખી આસપાસ ફરતી વરંડા પથરની બનાવેલી છે એ વરંડના આગલા અને રથભો ઉપર આગળ જણાવેલુ સઘળુ નકસી કામ કરેલું છે પશ્ચીમ તરફની દેવાલો ઉપર ઘણી બેમુલાહજા ભરેલી મુર્તીઓ પાડેલી છે, પણ જોનારને તે એકાએક દેખાતી નથી, કેમ કે મુલાહજા ભરેલી અને બેમુલાહજા ભરેલી મુર્તીઓ ભેળસેળ પાડેલી છે. સ્ત્રીઓના સ્તનો ઉપર દેવતાઓ હાથ મુકીને ઉભેલા તથા બેઠેલા આસનમા પાડેલા છે દેવતાઓના લીંગો ઉપર પુરૂષ તથા સ્ત્રીયો હાથ અને માથા મુકી તેમને નમસ્કાર કરેછે લીંગોના દરશણ કરવાની બીજી ઘણી બેમુલાહજા ભરેલી રીતો દેખાડાવેલી છે, તેમજ દેવતાઓ દેવીયો સાથે બગલગીરી કરી મોહોસાથે મોહો, માથાસાથે માથા લગાડી ઉભેલા છે આ પુસ્તકનુ માન જાલવવા આવા અઘટીત દેખાવ વીશે હીયા બયાન કરવુ હમો વાજબી નથી ધારતા, આટલુજ કેહેવુ બસ છે કે "ઉન્ટામીટા" ના દેહરા ઉપર જેવી નીર્લજ મુર્તીઓ જોઈ તેવી બીજે કોઈ ઠેકાણે હમારા જોવામા ખુલી આવી નથી. પણ બોલ નાહાકતા માલુમ પડયુ છે કે એથી પણ વધારે નફટી અને લાજ વગરની મુર્તીઓ એ બધા તરફના દેહરાઓમા ઘણે ઠેકાણે છે, પણ તે ખુલી જગા ઉપર મુકેલી નથી, તેમને છેક અંદરની ઓરડીઓમા ઘણુ કરીને મુકેલી હોયછે. આ દેહરાની હેઠળ ઉતરતા તેના દરવાજાની સામણે લાકડાનો એક મોહોટો રથ હમોએ જોયો ઠરાવેલ દીવસોયે દેવની મુર્તીને તેમા બેસાડી લોક તે રથને પોતે ખેચી ગામમા ફેરવેછે આ લાકડાના રથ ઉપર પણ ઘણુ નકસી કામ વળી એવુ હતુ કે દેહરાની દેવાલો ઉપરની મુર્તીઓને એક કોરે બેસાડે રાધા-કૃષ્ણના રાસની ક્રીડા આ રથ ઉપર કોતરેલી હતી પણ એટલુ ઠીક હતુ કે રથ જુનો થયલો હતો, અને તેની ઉપર કોતરેલી મુર્તીઓ પણ જુની થઈ ધુળથી રાધની ભરાઈ ગયેલી હતી, તેથી કોઈને તે ઉપર શુ પાડેલુ છે તે એકાએક નજરે પડી નહી શકતુ હતુ આ ઠેકાણે આવો દેખાવ જોઈ હમને ઘણીજ દીલગીરી લાગી હતી દેહરામા આવેલા કેટલાએક દેખાઈતા સમજુ માણસોને એ બાબદસર હમોએ પુછયુ ત્યારે તેઓ મધળાના મોહોડામાથી આવો જવાબ નીકળ્યો હતો કે, એ વાત હમે શુ જાણીયે! દેવ દેવીયોની આ વાત છે, તે આપણ માનવી જાત શુ સમજીયે!

પાણી ઉતરીને તે તળકાની આસપાસની જમીનની ખેડણીસારૂ કામે લગાડેલું હતું, અને તીહાંથી નીકલી બીજા તળકાઉપર પડ્યું હતું, અને તીહાંની જમીન ઉપરતે ફરી વળતું હતું. એ તલાવનુંનામ રઠીપલ્લીનો "લેક" એટલે સરોવર બોલાયછે. એ પાણીથી પુસ્કળ ધાન્યનો પાક થાયછે, તથા નાળીએરની પણ આ ઠેકાણે પુસ્કળ ઉત્પત્તિ છે. જારે હમે બપોરનાં બે વાગે એ ઠેકાણેથી જતા હતા તારે તડકો સખત હતો, તોયપણ આસપાસની હવા ઘણીજ ઠંડી લાગતી હતી, કારણ કે, પાણીનાં મોહોટા પ્રસારા ઉપર થઇને તે હવા આવતી હતી. તલાવની રચનાં એવી થયલી છે, કે, રસ્તાનો કેટલોક ભાગ પેલા બે તળકાની વચમાંથી આવેલો છે, તેથી બંધે બાજુયે પાણી અને લીલોત્રીથી ભરેલાં ખેતરો દેખાતાં હતાં, જેથી એ ઠેકાણેથી જતાં હમારાં દીલને ઘણુંજ ખુશ લાગતું હતું. "પલંમપેટા" થી "કોદુર" નાં મુસાફરી બંગલા તરફ જતાં એ તલાવનો મોટો ભાગ ડાવા હાથ ઉપર આવેછે. રાત્રે ૧૧) વાગે "કોદુર" ના મુસાફરી બંગલામાં જઈ પુગા હતા; તીહાં જમીને ગાડીમાંજ સુતા, અને ગાડીવાળાઓને હુકમ આપી મુકયો હતોકે હમુને ઉઠાડયા વગર ચાર વાગ્યામાં એકદમ કુચ કરવી. એમુજબ કુચ થયાથી,

તા૦ ૧૯ મી જાનેવારીને દીને બપોરના બે વાગે "બાલાપલ્લી" નાં મુસાફરી બંગલામાં આવી ઉતરયા. આ બંગલો હમારી મદ્રાજ લત્તા તરફની મંજલનો છેલ્લો મુસાફરી બંગલો હતો, હીયાંથી જરા આડ મારગે થઇને "ત્રીપટી" નાં રેલવેનાં સ્ટેશન ઉપર જવાનું હતું તેથી બપોરનાં જમીને સાંજે પાંચ વાગે કુચ કીધી તે રાત્રે બે વાગે "ત્રીપટી" રેલવે સ્ટેશન ઊપર આવી પુગ્યા હતા.

હેદરાબાદથી તા૦ ૪ જાનેવારીને દીને રાત્રે ૧૨ા) વાગે નીકલ્યા હતા તે તા૦ ૧૯ જાનેવારીની રાત્રે બે વાગે હમારી એ લત્તા તરફની બળદના ગાડાંથી કરેલી મંજલ પુરી થઇ તેમાં આખા પંદર દીવસ ગુજર્યા હતા અને હમે રાત્ર દીવસ જો ઊપરાસાપરી મંજલ નહી કરી હોત તો, જેટલા દીવસ લાગ્યા તેથી બમણા દીવસો એ મુસાફરીમાં ગુજરતે. હેદરાબાદથી "ત્રીપટી" સુધી સધળો આડ રસ્તો ગણતાં નજદીક ૪૮૦) માઇલની મંજલ થઇ હતી.

ત્રીપટી આગળ કરનુલનાં ગાડીવાળાઓને સારી બખશીશ આપી હતી કેમકે તેઓ એ રસ્તાની મંજલ રાત્ર અને દીવસનો ફેર ગણ્યા વગર જેમ હમોયે કહ્યું તે પ્રમાણે અને વળી કોઈ કોઈ વાર આડ રસ્તે કીધી હતી, તેથી તેઓ ખરેખર

નામ મેળવવા લાયક થયા હતા. સઘળાને ઠરાવેલાં ગાડીભાડાં કરતાં વધારે આપ્યું હતું તથા બક્ષીસની પણ એક સારી રકમ આપી હતી. તેની સાથે કોઈને વાસકુટ, કોઈને ગરમ કપડું, આપ્યું હતું, તેથી તેઓ ઘણાજ ખુશી થઈ ગયા હતા.

તા૦ ૨૦ જાનેવારીને દીને સહવારનાં ૬) વાગે "ત્રીપટી"થી આગગાડીમાં બેઠા તે સહવારનાં ૧૧) વાગે એટલે ૫) કલાકનાં અરસામાં નજદીક ૨૦૦) માઈલની મંજલ પુરી કીધી હતી. ૪૮૦ માઈલની મુસાફરી કરતાં અરધો માસ ગુજરયો હતો, હાલ બસેં માઈલની મુસાફરી ફકત પાંચ કલાકમાં થઈ ગઈ હતી; પણ આગળ જણાવ્યું તેમ હવે ગામેગામ જોવાનું નહી બની શક્યું હતું, હવે તો દોડતી ગાડીયે જે જોઈ સકાય તેજ. "ત્રીપટી" અને "મદ્રાસ" વચ્ચે "આરકટ જંકશન" કરીને એક સ્ટેશન આવેછે. આ મથક આગળ, બેપુરથી આવેલો રેલવે મળેલો છે, માટે જેઓ મદ્રાજથી હેદરાબાદ જવાના હોય તેઓ એ ઠેકાણેથી ગાડી બદલીને ત્રીપટી જનારી ગાડીમાં બેસેછે, અને જે બેપુર જવાનાં હોય તેઓ પાધરા તે તરફ જાયછે. બરોબર ૧૧) વાગે મહવારના મદ્રાસનાં રેલવે સ્ટેશન ઉપર જઈ પુગા હતા. એ સ્ટેશન ઘણુંજ મોહોટું અને દબદબા ભરેલી બાંધણીનું છે, તેની ઉભરણી પણ ઘણીજ ઊંચી લીધેલી છે, જેહેનું ચીત્ર અત્રે આપ્યું છે.

સ્ટેશન ઊતરતાં શેઠ એદલજી દીનશાહજી પાંડેનાયે તેમના મીત્ર શેઠ કાવસજી —દાવર નામનાં એક ગૃહસ્થને હમુને એસતેકબાલ લેવાને મોકલ્યા હતા, તેમની સાથે ગાડીમાં બેશીને હમો શેઠ એદલજી દીનશાહજી પાંડેને ઘેર ગયા, જે મદ્રાસના "બ્લાક ટાઊન" એટલે જીહાં ઘણાં ખરાં દેશી લોકજ વસેછે, તીહાં છે. શેઠ એદલજીયે હમારે સારૂ પોતાનાંજ મુકામ ઊપર ઊતારો કરવાને ઘણીજ તજુમલથી સઘળી ગોઠવણ અને તઈયારી કરાવી રાખી હતી. હમારા મીત્ર ડાકતર ભાઊને સારૂ પણ એજ ઠેકાણે જુદો મકાંન તઈયાર કરાવી રાખ્યો હતો, પણ તે તેમને પસંદ નહી આવ્યાથી પોતાને સારૂ ત્રણ ચાર માઈલ દુર એક બીજોજ મકાન તેવણે લીધો હતો. હમુને પણ હીયાંથી થોડા વારમાં એ મકાંન છોડી શેઠ એદલજીના બીજાં દુરનાં મકાંન ઊપર જઈ રેહેવાની ફરજ થઈ પડી હતી. પેહેલું તો "બ્લાક ટાઊન"નું પાણી સારૂં લાગ્યું નહી હતું; બીજું, મછરોનો વામ જબરો મારતો હતો; ત્રીજું, હવા ચુપી નહી હતી. ઊતારો કીધા પછી હમારે સારૂ નાહાવાનું પાણી ગરમ કરીને મુકયું હતું, તે પાણીનો કોગળો કરવાને જેવો એક ઘોટ મોહડામાં લીધો તો તે તમામ

ખારૂં અગર જેવું અને પછવાડેથી કડવું લાગ્યું હતું. બદન ઉપર રેકનું ચીકણું લાગ્યું હતું, તેથી હમને એટલા તો કંટાલા ઊપજ્યો કે નાહાવાનું તુરત બંધ કરીને અમસથુ દીલ લુંછી કપડાં પેહેરી લીધાં. આ લત્તાનું પાણી એક અથવા બે જગો શીવાય સઘળી તરફ ખરાબ છે, પણ તેમ વળી એક બે જગાનાં પાણીની ઘણીજ તારીફ થાયછે. વાહાણવાળા ઘણું કરીને તે પાણી ઘણુંજ પસંદ કરેછે, કેમકે તે પાણી વાહાણમાં ખરાબ થયા વગર ઘણા દીવસ ટકી સકેછે. "બ્લાક ટાઊન"ની હવા તથા પાણી સારૂં નથી. તેનાં કારણો છે, તે અલબતાં જાણવાજોગ સમજીને તેવીરો વીસ્તારીને જણાવવું જરૂર છે. મદ્રાસ સેહેરનો અરધો ઉત્તર તરફનો અને અરધો દક્ષીણ તરફનો ભાગ મળીને "બ્લાક ટાઊન" થયલું છે. ઉત્તરના અર્ધા ભાગને તીહાંના લોક "પાંડુનાયક પેંટ" અને દક્ષીણનાં અર્ધા ભાગને "મુથીયાળ પેંટ" કેહેછે. એ બંધે પેટને ઇંગ્રેજો "બ્લાક ટાઊન" કેહેછે. મદ્રાસ સેહેરનો સઉથી વસ્તીવાળો અને અગતનો ભાગ તથા વેપાર વણજનું મથક આ બંધે ભાગઉપર સમાયલાં છે. ઇંગ્રેજ લોક જારે મદ્રાસમાં આવી વસ્યા, ત્યારે એ "બ્લાક ટાઊન" નાં બચાવને સારૂ તેઓએ તેનાં ઉત્તર અને પશ્ચીમનાં મુખડાં ઉપર કોટ બાંધી લીધો હતો. હવે તો એ કોટનો કેટલોક ભાગ ભાંગી તુટી હાલતમાં આવી પડેલો છે, અને લોકની વસ્તી દાહાડે દાહાડે વધતી જાયછે, તેમ તેમની સગવડને માટે તે કોટનો કેટલો એક ભાગ ભાંગી નાખ્યતા જાયછે. "બ્લાક ટાઊન" માંથી જે ધોરી રસ્તા બાંધવામાં આવ્યા છે, તે મોહોટા, પોહોળા, અને વગર વલાણનાં એક બીજા સાથે કાટકોને સીધા ને સીધા ઘણાંજ સારી તરેહનાં બાંધેલા છે, પણ એ શીવાયે "બ્લાક ટાઊન" નાં બીજા રસ્તા સાંકડા, વાંકાટીકા, અને હવા જવા આવવાના મારગ વગરનાં છે. રસ્તાની બંધે બાજુએ આપણી મુંબઈમાં જેવી કેટલેક ઠેકાણે ઉઘાડી સાંકડી ગટરો છે તેવીજ છે, જેમાંથી સેહેરની ગલીચીનું પાણી જતું કરેલું છે. આ ગટરોમાંથી પોતાની મેળે અને તેમને સાફ કરતી વેળાયે જે બદબો નીકળેછે, તે કોઈવાર તાવનાં રોગને ઉત્પંન કરે એવી છે. સૂહવારસાંજ ઠેકાણે ઠેકાણે કીચડના દુરગંધ ભરેલા ઢગો ગટરોમાંથી કાહાડીને રસ્તા ઉપર ઘરો આગળ એકઠા કરી મુકેછે, તે કીચડનાં ગાડાંવાળાઓ હળવે હળવે આવી ઉપાડી લઈ જાયછે, તેથી *એવી જગાઉપર હવા અને તનદુરસ્તી સારી પેઠે રેહેવી મુસ્કેલ છે.

આ લત્તા તરફ માતબર દેશીઓનાં ઘર ઘણું કરીને ચુનો ઇંટરડી અને પથરનાં બાંધેલાં હોયછે, અને તે ઈમારતોની રચનાં ઘણું કરીને હેવી કર્યામાં આવી છે કે, ચોતરફ ફરતા હારેદોર ઓરડા બાંધેલા હોયછે, અને વચમાં ચાર ખુણાંનો ચોક, રોશની અને ખુલી હવા આવજાવ થવાને સારૂ રાખ્યામાં આવેછે. ગરીબ લોકનાં રેહેવાનાં ઘરો નીચા છાપરાંનાં છે, અને તેમાં દેવાલો કાદવની બનાવેલી હોયછે; કોઈ કોઈ ઠેકાણે તો ફક્ત તેમનાં ઊપર ઘાંસનાં બનાવેલાં છાપરાં હોયછે. જેમ જેમ "બ્લાક ટાઉન" ના ભાગની ઉત્તર તરફ દુર જઇયે છૈયે તેમ તેમ વસ્તી ઓછી થતી જાયછે, અને ઘણાંજ ગરીબ લોક છુટાં છુટાં એતરફ વસેછે. આ લત્તાને "તોંડીયારપેંઠ" કેહેછે. આ તરફ નાલીયરીની તાડી ઘણીજ મીઠી અને લેહેજતદાર મળેછે, અને હીયાં ઘણું કરીને હીંદુ લોકની ગાંમ બાહેરની વસ્તીનું રેહેઠાણ છે. આ ઠેકાણાં ઉપર ગાંમઠીઓનાં રેહેવાનાં કોઇ કોઈ ઘર સારી તરેહની બાંધણીનાં છે, બાકીનાં ભાગઉપર મછીમારોના કાદવથી બાંધેલાં ઝુંફડાં આવેલાં છે. હીયાંથી જરા દક્ષીણ તરફ ફરતાં "રાયપુરાંમ" નો લત્તો આવેછે, તીહાં મદ્રાસ રેલવેના છેડાનું મથક આવેલું છે. તેને લગતી ઈમારતો ઘણીજ સુંદર બાંધણીની બનાવેલી છે, જેવી મદ્રાસ સેહેરમાં થોડીજ હસે. રાયપુરાંમ લત્તાતરફ "માનીગર ચોલટરી" અને "લીપર હાસપીટલ" તથા "ફાઉંડલીંગ અસાઇલમ" ની ઈમારતો જોવાની છે. એ ઈમારતોમાંની પેહેલી બે ઈમારતોમાં મદ્રાસનાં લાચાર ગરીબ લોકને ઓસડપાણી અને ખાવા પીવાનું મળેછે. ઇસવી સન ૧૮૦૮ નાં વરસમાં એક દુકાળ પડયો હતો તે સબબથી જે ઉઘરાણું થયું હતું તેમાંથી આ ખાતાં ઉભાં થયાં છે. લોક તરફની મદદથી અને સરકાર તરફની વારશીક બક્ષીશથી હાલ આ ખાતાંઓનો ખરચ ચાલેછે. "ફાઉંડલીંગ અસાઇલમ" એટલે છુપી રીતે મુકી ગયલાં છીનાલીનાં બાલકોની બરદાસ્ત કરવાનું મકાન શી રીતે અને કોના ખરચથી ચાલેછે તે વીસે કંઈ જણાયલું નથી.

"બ્લાક ટાઉન" ના દક્ષીણ ભાગ ઉપર વચલે વાધેના યુરોપિયન અને યુરેશીયન લોકની વસ્તી છે, તેઓમાં ઘણાં ખરા સરકારી ખાતાંનાં અને વેપારીઓની પેહેડીનાં લખનારા "કલાર્કો" વીગેરે વસેછે. એ લોકોનાં ઘર સારાં બાંધેલાં છે, તેમનાં ઉપર નળીયાનાં છાંપરાં છે, અને તેઓ દેખાવમાં પણ રોનકદાર છે. ઘરોની આમપાસ સફાઈ પણ તેઓ સારી પેઠે રાખેછે.

મદ્રાજમાં વસનારા યુરેશિયન રેહેવાશીઓ વીશે એવું સાંભળવામાં આવ્યું છે, (તેનાં ખરાપણા વીશે હમે ચોકસ કહી શકતા નથી,) કે એઓની વસતી ઘણી અચ્છી રીતે વધતી જાયછે! અને તેનું કારણ એવું ધાર્યામાં આવેછે કે, તેઓ દેશી સ્ત્રીયો સાથે લગન કરીને અથવા કેટલાક તેવી બીજી રીતે વશીને કુટમ કબીલાવાળા થઇ પડ્યા છે, અને આ જગાએ આવા કબીલાઓના રેહેઠાણ થયાથી તેમની વસતી મદ્રાસમાં વધી પડેલી ખુલ્લી જણાયથી છે.

"બ્લાક ટાઊન" નો જે ભાગ દરીયા કીનારા તરફ અને જે મદ્રાસનાં બારાની સાંમણે આવેલો છે, તે સારી હવાનું અને મફાઈ ભરેલું ઠેકાણું છે. આ લગ ઊપરની ઈમારતો હારેહાર બાંધેલી છે, તેમની બાંધણી સારી રોનકદાર અને મજબુત છે, તેથી તેમની હારનો દમામ ઘણોજ ભપકાદાર દુરથી દેખાયછે. વાહાણ વાળાઓને તો તે દેખાવ ઘણોજ દબદબા ભરેલો બારામાંથી નજરે પડેછે. આ ઈમારતોમાં કસ્ટમ હાઊસ, મદ્રાસની હાઇકોર્ટ, અને મુખ્ય યુરોપિયન વેપારીયોની હાઊસો અને વખારો આવેલી છે. આ ઈમારતોની સામણેજ દરીયામાં બાંધેલે મદ્રાસનો લોઢાનો ધક્કો (પીયર) આવેલો છે, જેહેનું બયાન ઘટતી જગાએ કરેલું છે. મદ્રાસમાં યુરોપિયન વેપારીયોની હાઊસો ઉપર વાવટાકાઠી અને વાવટો મુકેલો હોયછે. જીઆરે યુરોપિયન વેપારીઓ તેમનાં દરરોજનાં કામ કારભાર સર હાઊસમાં હાજર થાયછે. ત્યારે હાઊસનાં છાપરાં ઉપરની વાવટાકાઠી ઊપર વાવટો ચડાવેછે, જીઆરે વાવટો ચહડેલો નહી હોય ત્યારે જાણવું કે ધણી હાઊસમાં હાજર નથી થયલો.

મદ્રાસની દેવાની અને ફોજદારી જેલ, ટંકશાળ, માંબાપ વગરનાં છોકરાંઓને બરદાસ્ત કરવાનું મકાન, જનરલ હાસપીટલ, જેમાં યુરોપીયન વાહાણવટી અને લસ્કરનાં માણસોની તથા લાચાર યુરોપીયન દરદીઓ અને અકસમાત બનાવોથી બીમાર થયલા દેશીયોની બરદાસ્ત થાયછે; "મેમોરીયલ હાલ" જે ઈ. સન ૧૮૫ ના બલવાની યાદગારી સારૂ બાંધ્યામાં આવ્યો છે, રોમન કથાયલીકનું દેવલ, આરમાનીયોનુ દેવલ, આ સઘળી ઈમારતો "બ્લાક ટાઊન" માંજ આવેલી છે.

મદ્રાસનાં બાગ બગીચાવાળો અને ખેતરોની જમીનવાળો ભાગ "કોમ નદીની ઉત્તર તરફ અને "કાકરેન કનાલ" ની પશ્ચીમ તરફ આવેલો છે. એ લત્તાનું નામ "વીસગમ વાડી" કરીને તીહાંનાં લોક કેહેછે. આ ઠેકાણાં ઉપરના વીર

ગમવાડીનાં મોહોટાં તળાવનાં પાણી કેટલીક એતી વાડીને પણ પુરા પડી શકેછે. "કુઆમ" નદી જે મદ્રાસ શેહેરમા ફરી વળેલી છે, તે મદ્રાસના "ફોર્ટ સેન્ટ જાર્જ" નામનાં કીલ્લા આગળ સમુદ્રને મળેછે, અને મળ્યા આગમચ તેના બે ફાંટા થઈ ગયલા છે. તે ફાંટા પાછા એક બીજાને મળ્યાથી તેમની વચમાં નજદીક પોણો માઇલ લાંબો અને અર્ધો માઇલ પોહોળો જમીનનો કકડો પાણીથી ઘેરાયલો છે, તેહનો એક ટાપુ બનેલો છે. એ ટાપુ મદ્રાસ શેહેરથી છુટું નથી, પણ પુલોથી જોડાયલુ છે, જેમ મુંબઈની સરહદમા કુલાબા ગણાયછે તેમ તે ટાપુ મદ્રાસની સરહદમાં ગણાયછે. આ ટાપુની વચોવચમા રસ્તા ઉપર સર ટામસ મનરોનું ઘોડા સવારી બાવલુ ઊભું કરવામાં આવીયુ છે નદી એટલી સાંકડી અને છીછરી છે કે તેમા થોડેક છેટે સીવાય બીજીગમ એક નાહાનો મછવો વટીક પણ તરી શકતો નથી.

મદ્રાસના જોવા લાયક મકાનોની એક ટીપ હેઠળ આપી છે, અને તેમનું બયાન ઠેકાણાં પર જેમ જેમ હમે જોતા ગયા તેમ તેમ કીધેલુ છે, અને તેમને લગતી કેટલીક બીજી બાબદો ઊતાવળનાં સબબથી હમારા જોવામાં આવી નહી હતી, તે વીશે પત્રવાડેથી પુછપરછ કરતાં અને તેવીરીતે બીજે ઠેકાણેથી ખોળ કરીને વાચતાં જે માલુમ પડ્યું છે, તે વાચનારાઓને સારૂ આ ઠેકાણે જાહેર કરયું છે.

| | |
|---|---|
| ૧ "બ્લાક ટાઉન." "ફોર્ટ સેન્ટ જાર્જ" (કીલ્લો). લોઢાનો બાંધેલા "પીયર" (ધક્કો) | ૧૦ જનરલ નીલનુ બાવલું. |
| ૨ પીપલ્સ પાર્ક | ૧૧ શીનો ટાક (યાદગારીનો ગુમ્બજ.) |
| ૩ આગ્રી હાર્ટીકલચરલ ગારડન. | ૧૨ આબઝરવેટરી (વેધશાળા) |
| ૪ મ્યુઝીયમ (સંગ્રહસ્થાન). | ૧૩ ટંકશાળ. |
| ૫ નીઉ ટાઉન, એસપ્લેનેડ, દરીયા કીનારાનો રસ્તો, અને બેંન્ડ સ્ટાન્ડ. | ૧૪ ગન કેરીએજ માન્યુફાકટરી (તોપના ગાડાનું કારખાનુ.) |
| ૬ વીદ્યા હુનર શાળા. | ૧૫ ગીંડીમા ગવર્નરનો બાગ (મકાન મેહેલ.) |
| ૭ દીનાદાડી. | ૧૬ સેઇન્ટ થોમસનુ સરોવર, (મહાબળીપુરમ) મોહોટા બળીનું અથવા સાત દેહરાનુ સેહેર). |
| ૮ લાર્ડ કારનવાલીસનુ બાવલુ. | ૧૭ પ્રેસીડેન્સી કાલેજ. |
| ૯ સર ટામસ મનરોનું બાવલું | ૧૮ મેડીકલ કાલેજ. |

૧૯ શીવીલ ઇંજીનીયરીંગ કાલેજ.,
૨૦ પાચાપા (સ્કુલ.)
૨૧ ફ્રેંડ ઈન્ નીડ સોસાઈટી અને તેને લગતાં કારખાંનાં. ગરીબ સ્ત્રીયોની હાસપીટલ. સુવાવડખાનું મેગડેલન અસાઈલમ.
૨૨ સેન્ટ જાર્જનું દેવલ.
૨૩ બાંકુસ્કેટીંગ હાલ.
૨૪ વેપરી ઠેકાણાં ઉપરનુ દેવલ.
૨૫ ક્લબ હાઉસ તથા તીહાંનાં હમામખાનાં
૨૬ યુરોપીયન હાસપીટલ.
૨૭ ફ્રીમેસનનોની લાજ.
૨૮ ઓકની કંપનીની (યુરોપ શાપ) તરેહવાર જીનસોની દુકાન.
૨૯ મારકીટ (શેહેરનું મોટું બજાર).
૩૦ ગુજર બજાર (સાંજનું બજાર), ચોર બજાર.
૩૧ મદ્રાસનું રેલવે સ્ટેશન.
૩૨ ખેતીનુ શીપણું કરવાને કુવાઓમાંથી પાણી કાહાડવાની દેશી રીત.
૩૩ મદ્રાસની ભાડુતી ગાડી (શીગ્રામ), ઝટકો તથા હાથગાડી.

પેહેલા દીવસનાં પાછલા પોહોરનાં ચાર વાગે સેઠ કાવસજી દાવરને સાથે લઈને "પીપલ્સ પાર્ક", જે રઈયતના ઉપયોગ અને તેમને ફરવા હરવા અને સેલગાહ કરવા માટે બનાવેલો એક બાગ છે તે જોવાને હમો ગયા હતા. આ બાગનુ મંડાણ મદ્રાસનાં ગવરનર સર ચાર્લસ ત્રીવીલીયનની સુચના ઉપરથી તેનાં વખતમાં શીરૂ થયું હતું. રસ્તામાં જતાં ગુજર બજાર જોઈ. આ બજાર મદ્રાસમાં રોજ સાંજ સાંજનાં ભરાયછે, અને વેચનારો તરેહવાર જીનસો રસ્તાની બંધે કોરે જમીન ઉપર પાથરીને મુકેછે. આ બજારમાં મોહોટી ભીડ રોજ થાયછે. તેમાં ઘણું કરીને ગરીબ લોક પુસ્કળ આવેછે. આ બજારનો દેખાવ આપણાં મુંબઈનાં કામસ બજારને મળતો આવેછે. આ ઠેકાણે ઘણુ કરીને ચપડાવેલી જીનસો સસતી મળી શકેછે, તેથી એ બજારને ચોર બજાર પણ કોઈ કોઈ વાર કેહેછે, પણ તેહેનું ખરૂં નામ ગુજર બજાર અથવા સાંજનુ બજાર કરીને કેહેછે. એમાં ગરીબ માણસોને સામાન તથા માલમતા લેવા વેચવાને દરરોજ ઘણુંજ સવલ પડેછે.

જે વખતે હમે "પીપલ્સ પાર્ક" માં ગયા હતા તે વખતે તેમાં ઝાડપાન અને તેવી બીજી ગોઠવણો કરવાનું કામ ચાલતું હતું, તથા થોડા ઘણાં ઝાડપાન પણ સારાં થયલાં હતાં. આ ઠેકાણે પોહોંચતાં અશુર થઈ ગયું હતું, તેથી તે ઠેકાણાં ઉપર જે જોવાનું હતું તે સઘળુ જોવાઈ શકાયું નહી હતું આ મકાન ઉપર ફરીને વખત-

સર આવી ખરોખર જોવાનું કોઈ ખીજા દીવસ ઉપર મુલતવી રાખવું પડ્યું હતું, જે વીરોની બાકીની વીગત તા૦ ૨૫ મી જાનેવારીનાં અહેવાલમાં જુવો.

હીયાંથી નીકળ્યા તે મદ્રાસનાં મેદાનમાં જીહાં ઘણું કરીને અઠવાડીયામાં રવીવાર શીવાય દરરોજ (બેંડ) વાજું વાગેછે, અને ગૃહસ્થ સ્ત્રી પુરૂષોનો માગે મેળાવડો થાયછે, તીહાં ફરવા ગયા આ ફરવાનું ઠેકાણું મદ્રાસનાં કીલ્લાની દક્ષીણ બાજુએ આવેલું છે, અને તીહાં દરીયાનો કિનારો પણ આવેલો છે, તેથી તે ઠેકાણે હવા ઘણી સારી અને તનદુરસ્તી ઉપજાવે એવી છે. મદ્રાસના શોખીલાં અને માતબર લોક ગાડી ઘોડે અને પગે રોજ સાંજનાં હીયાં હવા ખાવાને આવેછે. તીહાં ઘોડાવાર ગુજારતાં વાજાંના મધુર અવાજથી તથા દરીયા ઉપરથી આવતી થંડા પવનની લેહેરોથી, ફરવા આવનારનું દીલ ઘણુંજ ખુશ અને તાજું થઈ શકેછે. આ જગોએ કીનારે લગતો લાંબોને લાંબો એક રસ્તો મેલગાહ કરવાને મારૂ મરનાર લાર્ડ એલફીનસ્ટન જીઆરે મદ્રાસનો ગવરનર હતો તીઆરે તેણે બંધાવ્યો છે. આ રસ્તાને એજ ગવરનરનું નામ આપ્યામાં આવ્યુ છે. આવા૦ લાંબા ટપાનો અને મીત્રો, કીનારેથી બાંધેલા રસ્તો જો મરખાવીયે તો તે મુંબઈની મહાલક્ષ્મી અથવા ખંબાલાનાં તથા વરલીનાં પુલ સાથે મળતો આવશે, તથા એકબે ઉપર છેક મેદાન ઊપરથી તે વાલકેશ્વર મુધી જે રૂસ્તો બધાયલો છે તેને ઘણોજ મળતો આવશે. આ ઠેકાણેથી પાછા "બ્લાક ટાઉન"માં શેઠ એદલજી પાંડેનાં મકાન ઉપર આવ્યા. તાજી હવા જે ખુલ્લી જગા ઊપર ખાઈ આવ્યા હતા તેથી જીવ ખુશાલ થયો હતો, પણ જેહેવા મોહોલામાં આવ્યા કે પેલી ગટરોનાં વામ સાથે તુરત પાછી મુલાકાત થઈ પડી હતી. રાત્રે ટેબલ ઉપર જમતી વખતે શેઠ એદલજી સાથે અને તેવણના માહેમજાદા ભાઈ કાવમજી જેવણ એક ઘણાજ ચપલ ગૃહસ્થ જણાયા હતા તેવણ સાથે વાતચીત કરતાં મદ્રાસના પાણી તથા હવાની વધારે ખબર મળી હતી, તથા બીજે દીને "બ્લાક ટાઉન" માંથી નીકલીને શેઠ એદલજીનું બીજુ મકાન વધારે સારી હવાની જગા ઉપર ગીંડી તરફ હતું, તીહાં જઈ રેહેવાની ગોઠવણ આ સેઠે મેહેરબાનીની રાહેની કરી હતી.

મદ્રાસનાં પાણી વીશે એવું જણાવામાં આવ્યું હતુ કે, "બ્લાક ટાઉન"માં કેટલીક જગા ઉપર તથા "ઝીલ પાર્ક" અને "અગમોર"ના લત્તાઉપર ઘણુંજ સારૂ અને પુરતું પાણી ૨૦)થી ૩૦) ઉંડા કુવાઓમાંથી મળી શકેછે. મદ્રાસનાં બાકીનાં ઘણા ખરા ભાગમાં જે પાણી મળેછે, તે ખાગટ ભરેલું અને ખાવા-

પીવામાં વાપરવાને નાલાયક છે. "બ્લાક ટાઉનૂ"નાં ઉત્તર તરફનાં કોટની દેવાલ આગળ એક ઠેકાણાં ઉપર "સાત બાવડી"નું પાણી મળેછે, તે પાણી ઘણુંજ માફ અને ચોખ્ખું ગણાયછે. વાહાણવટી લોકનુ આ પાણીવીશે એહેવુ મત છે કે, વાહાણમાં બગડ્યા અથવા વાસ માર્યા વગર, આગળ હમોયે જણાવ્યું છે, તેમ લાંબી મુદત સુધી તે સફાઇ ભરેલુ રહી શકેછે. એ પાણીનાં ઝરા Quartz "ક્વાર્ટઝ" નામની ચકમક જાતની રેતીની જમીન અંદરથી નીકળેલા કેહેછે, પણ એ રેતીનાં પડની હેઠળ જે પાણીનાં ઝરા લાગેલા છે, તેનું પાણી હલકી જાતનું છે. પાણીને કુવાઓમાંથી ખેંચીને મોહોટ મોટી ઉંચી ચડાવેલી ટાંકીઓમાં ભરેછે, તીહાંથી નળની વાટે કીલ્લામા અને મદ્રાસનાં બીજા ભાગોમાં લઈ જવામાં આવ્યું છે. ફકત બેજ કુવા હાલ કામે લાગેલા છે, બાકીનાં કાદવ વીગરેથી પુરાઈ ગયા છે. દરરોજ એ કુવાઓમાથી ૩,૦૦,૦૦૦) ત્રણ લાખ ગ્યાલન પાણી સેહેરમાં પોહોંચતુ થાયછે. એ શીવાય કેટલાક મોહોટાં તલાવોનુ પાણી પણ પીવાનાં ઉપયોગમાં આવેછે, જે પાણી પણ સારૂં ગણાયછે, પણ આગળ જણાવેલાં પાણીનાં જેવું તે નથી. વીસરવાડી, પેગમબોર, નંગમ બાકમનાં તળાવોનું પાણી સારૂં કેહેછે, પણ તેમાં ઘણું કરીને વરસાદનુંજ પાણી પડેલું સારૂં રેહેછે, પછવાડેથી તે તળાવોના ઝરા બીગડેછે આ તળાવોમાંથી કેટલીક ખેતીવાડીને પણ પાણી પુગેછે. કેટલાંક તળાવોની માવજત નહી બરાબર હોવાથી તેઓ આસ્તે આસ્તે પુરાતાં જાયછે. રાત્રે ૧૧ા વાગે સુવાગયા પણ વાસથી અને તેની સાથે મચ્છરથી ઉંઘ મુતલક આવી નહી હતી.

તા૦ ૨૧ જાનેવારી—આગલી રાત્રે ગોઠવણ કીધા પ્રમાણે આ દીને મહવારનાં વેહેલા ઉઠી "ગીંડી" જે બ્લાક ટાઉનથી આસરે ૫) માઇલ દુર છે, તે ઠેકાણાં ઉપર ગયા. ગીંડી, હવાવાળી અને બાગ બગીચા ભરેલી જગા છે, જીહાં ઘણુંકરીને પરેલ, નાયગામ, મઝુગા અને છાસ્ટીની કેટલીક જગાનાં જેવો દેખાવ છે, તથા આબોહવા પણ તેવીજ બલકે તેનાં કરતાં સરસ છે. મદ્રાસનાં ગવરનરનો આ ઠેકાણાં ઉપર એક મોહોટો મુકામ છે, અને તેની આસપાસ અચ્છો સરકારી બાગ બનાવેલો છે. ગીંડીમાં કેટલેક ઠેકાણે નાહાનાં નાહાના છુટા છવાયા બંગલા છે, તેમનો દેખાવ તથા તેમાંની સગવડ કંઈ ઘણી પસંદ કરવા જોગ નથી, ઘણુ કરીને તે આપણાં મુંબઈના છાસ્ટી ગાંમમાં અથવા મેહેમ અને વાંદરે જેવી નાહાની નાહાની બંગલી અને બંગલા આપણે જોઈએછ તેવાં મકાનો છે. જે મકાંન ઉપર હમો ગયા હતા તીહાં શેઠ એદલજી પાડેના ધણીયાણી તેમની તનદુરસ્તીને સારૂ હવા ફેરબદલ કરવાને જઈ

રહેલાં હતાં, તે બંગલો એકુએ જણની સગવડ લાયકનો હોવાથી અને આસપાસનાં બંગલામાંથી કોઈબી બીજો સગવડ ભરેલો નહી મળી આવ્યાથી તે દીવસે તો, સેઠ એદલજીનાજ બંગલામાં ઉતારો કરવાની ફરજ થઈ પડી હતી. સહવારનો નાસ્તો ખાઈ પાછાં સેહેરમાં ફરવાને ગયા. સેઠ એદલજીએ હમારી બરદાસ્ત કરવાને સારૂ પોતાનાં કુટંબ વઠીકને જરા અડચણ ભોગવાવી હતી, આ ઉપરથી તેવણનો અમારી ઉપર મોટો અભાર થયો હતો તેની હમો આ ઠેકાણે ખુશીથી નોંધ કરવાનું વાજબી ધારીએછ.

ગીંડીથી સેહેર તરફ પાછાં ફરતાં "માઉન્ટ રોડ" નામનો રસ્તો વચમાં આવેછે, અને હીયાથી થોડુંક આગળ જતાં "કોમ" નદી ઉપરનો પુલ આવેછે, તે પસાર કરતાં આ નદીનાં બે ફાંટાથી જે ખુદરતી ટાપુ થયલું છે,તે દેખાયછે, (જે વીસે આગળ બયાન કરેલું છે.) ટાપુનું મઠાણ અથવા શીરૂવાત પુલ આગળથી થયલી ગણાયછે. હીયાંથી જરા આગળ વધતાં રસ્તાની વચમાં કાંસાનું એક મોહોટું બાવલું જોનારની નજરે પડેછે. આ બાવલું બ્રીગીડીયર જનરલ નીલનું છે જેહેની યાદગારી સારે તે તીહાં ઉભું કરવામાં આવ્યું છે. ઈ૦ સ૦ ૧૮૫૭ નાં સાલનો આ દેશનો લશકરી બલવો ખમાડી દેવાને પોતાની સુનંદી લશકરી ટુકડીને, દુશમન ઉપર હોમલો કરવાને હુકમ આપતી વેલાની ઢપમાં આ સુરા સરદારનું બાવલું ઉભું કરેલું છે. જે પથરની બેઠક ઉપર બાવલાને સઠાવી મુકયું છે તે પથર ઉપર નીચે જણાવ્યા પ્રમાણે લેખ કોતરેલા છે:—

જેમ્સ જાર્જ સ્મીથ નીલ, સી બી.
૯ રાણીનો એડીકાંગ.
મદ્રાસ ફયુજીલીયર લશકરનો લેફટેનંટ કરનલ.
હિંદુસ્થાનમાં બ્રીગીડીયર જનરલ.
જંગી બાહાદુર, દેલાવર અને આપ તવકુલ સીપાહ.
બંગાલમાં બલવાના જોસ્સાને અટકાવામાં
ગધળાઓએ કબુલ રાખેલો પેહેલો આગેવાન.
૨૫ મી સપ્ટેમ્બર ૧૮૫૭ ઇસિવીને રોજ
૪૭) વરસની ઉમરે
લખનૌનો છુટકારો કરતાં
તમામ બાહાદુરી ભરેલી રીતે મારયો ગયો છે.

લશકરની ટુકડીના જે સરદારો અને માણસો માર્યાં ગયાં છે, તેમનાં નાંમ એકકની બંધે બાજુયે કોતરેલાં છે, અને તેની હેઠળ લખાનોમાં આલમખાન ઉપર જે ધમારો કીધો હતો, જેમાં આ બાહાદુર જનરલ માર્યો ગયો હતો, તે હમલાનું ચીત્ર કાંમા ઉપર "બામરીલીફ"માં એટલે મપાટીની ઉપર ઉપમાઈ આવેલા ચીત્રનાં આકારમાં પાડેલું છે.

આગળ જણાવેલાં ટાપુનાં મધ્ય ભાગમાં જે બાવલું ગ્રતામાં ખુલ્લું મુકેલું છે, તે "સર ટામસ મનરો"નું છે. આ બાવલું, મદ્રાસની રઈયતની આ ગવર્નર ઉપર અતી ઘણી પ્રીતિ હતી માટે જાહેર ઊધરાણું કરીને બનાવ્યામાં આવ્યું છે. "સર ટામસ મનરો"નું બાવલું, ઘોડેસ્વાર આમનમાં, કાંમાલું બનાવેલું છે, એની ઉંચાઈ આશરે ૩૦) થી ૩૫) ફુટની દેખાયછે. એનું ચીત્ર અત્રે આપ્યું છે.

ઘોડો બનાવામાં બનાવનારે કોઈ એકુ ઘોડાની નકલ નથી કરી, પણ પોતાના હુંનરની સઘળી કારીગીરી અને હોશીયારી બતલાવવાને, ઉમદામાં ઉમદા હેવાં જાનવરમાં જે જે ખુબીયો સમાયલી છે તે મઘળી અને સંપૂર્ણ આ બાવલામાં કરી બતલાવી છે, તથા તેની ઉપર જે નામદારે સ્વારી કરી છે તેને જોકે બનાવનારે નજરે તો જોયોજ નહીં હતો, તો પણ તેહેની મળી ઉપરથી તેહેનુ પુતળું આબેહુબ તેહેનાં ચેહરાને મળતુંજ બનાવ્યું છે, હેવું લોકોનુ મત છે. સર ફ્રાન્સીસ ચાનટ્રે નામનાં વખણાયલાં પુતલા બનાવનારે પોતાને હાથે આ આખું બાવલુ બનાવ્યું છે, અને એ ઉપર આશરે સવાલાખ રૂપીયાનો ખરચ થયો જણાયછે. સર ટામસ મનરો, મદ્રાસનો ગવરનર, કોલારાનાં રોગથી તા૦ ૬ જુલાઈ સને ૧૮૨૭ ને દીને, પેઠીકાન્ડા નામની જગા ઉપર મરણ પાંમ્યો હતો.

સેહેરમાં જ્યાં તડકો મખ્ત લાગવા માંડ્યો હતો, માટે એક ઠેકાણે આઇસ્કીમવાળાની દુકાન નજરે પડ્યાથી તીહાં ઊતરી જરા ઠંડા થયા હતા, અને રાત્રે પણ ગરમી ખમવાની ધાસ્તીથી બરફ તથા આઇસ્ક્રીમ હમારાં રેહેવાનાં મકાન ઉપર મોકલવાને આ ઠેકાણે હુકમ આપ્યો હતો. હીયાંથી નીકલીને કુરાંક કંપનીવાળાઓનું લીલાંઊખાનું અને કમીશન એજંટની દુકાન જોવા ગયા, એટલીજ મતલબથી કે જોઈએ મદ્રાજનાં લીલાઊખાનાં, યુરોપરાપ, અને કમીશન એજંટની દુકાનો અને આશ્રીમા મુંબઈના આવાં ખાતાં સાથે સરખાવતાં કેવી પ્રકારની છે. મદ્રાજમાં સાધારણ ધંધા રોજગારવાળા અને પરચુરણ જીનસોની દુકાનવાળાઓમાં, ત્રણ ભાગઉપર, યુરોપીયનોની દુકાનો છે, અને દેશીઓની

લશકરની ટુકડીના જે સરદારો અને માણસો માર્યાં ગયાં છે, તેમનાં નામ બેઠકની બંધે બાજુએ કોતરેલાં છે, અને તેની હેઠળ લખાણોમાં આલમબાગ ઉપર જે હમલો કીધો હતો, જેમાં આ બાહાદુર જનરલ માર્યો ગયો હતો, તે હમલાનું ચીત્ર કાંસા ઉપર "બાસરીલીફ"માં એટલે સપાટીની ઉપર ઉપસાઈ આવેલા ચીત્રનાં આકારમાં પાડેલું છે.

આગળ જણાવેલાં ટાપુનાં મધ્ય ભાગમાં જે બાવલું રસ્તામાં ખુલ્લું મુકેલું છે, તે "સર ટામસ મનરો"નું છે. આ બાવલું, મદ્રાસની રઈયતની આ ગવર્નર ઉપર અતી ઘણી પ્રીતિ હતી માટે જાહેર ઊઘરાણું કરીને બનાવ્યામાં આવ્યું છે. "સર ટામસ મનરો"નુ બાવલુ, ઘોડેસ્વાર આસનમા, કાંસાલું બનાવેલું છે, એની ઉંચાઈ આસરે ૩૦) થી ૩૫) ફુટની દેખાયછે. એનુ ચીત્ર અત્રે આપ્યું છે.

ઘોડો બનાવામાં બનાવનારે કોઈ એક ઘોડાની નકલ નથી કરી, પણ પોતાના હુંનરની સઘળી કારીગીરી અને હોશીયારી બતલાવવાને, ઉમદામાં ઉમદા હેવાં જાનવરમાં જે જે ખુબીયો સમાયલી છે તે સઘળી અને સંપૂર્ણ આ બાવલામાં કરી બતલાવી છે, તથા તેની ઉપર જે નામદારે સ્વારી કરી છે તેને જોકે બનાવનારે નજરે તો જોયોજ નહી હતો, તો પણ તેહેની સબી ઉપરથી તેહેનું પુતળું આબેહુબ તેહેનાં ચેહરાને મળતુંજ બનાવ્યું છે, હેવું લોકોનું મત છે. સર ફ્રાન્સીસ ચાનટ્રે નામનાં વખણાયલાં પુતલાં બનાવનારે પોતાને હાથે આ આખુ બાવલુ બનાવ્યું છે, અને એ ઉપર આસરે સવાલાખ રૂપૈયાનો ખરચ થયલો જણાયછે. સર ટામસ મનરો, મદ્રાસનો ગવરનર, કોલારાનાં રોગથી તા૦ ૬ જુલાઈ સને ૧૮૨૭ ને દીને, પેટીકોન્ડા નામની જગા ઉપર મરણ પામ્યો હતો.

મેહેરમાં જરા તડકો સખત લાગવા માંડયો હતો, માટે એક ઠેકાણે આઈસક્રીમવાળાની દુકાન નજરે પડવાથી તીહાં ઊતરી જરા ઠંડા થયા હતા, અને રાત્રે પણ ગરમી ખમવાની ધાસ્તીથી બરફ તથા આઈસક્રીમ હમારા રેહેવાનાં મકાન ઊપર મોકલવાને આ ઠેકાણે હુકમ આપ્યો હતો. હીયાંથી નીકલીને કુરાંક કંપનીવાળાઓનું લીલાઊખાનું અને કમીશન એજંટની દુકાન જોવા ગયા, એટલીજ મતલબથી કે જોઈએ મદ્રાસનાં લીલાંઊખાનાં, યુરોપશાપ, અને કમીશન એજંટની દુકાનો અને આપીસો મુંબઈનાં આવાં ખાતાં સાથે સરખાવતાં કેવી પ્રકારની છે. મદ્રાસમાં સાધારણ ધંધા રોજગારવાળા અને પરચુરણ જીનસોની દુકાનવાળાઓમાં, ત્રણ ભાગઉપર, યુરોપીયનોની દુકાનો છે, અને દેશીઓની

તો કંઈ જુજવીજ છે. યુરોપીયનોની દુકાનો નાહાની અથવા મોહોટી બંધે ઘણીજ સારી રીતે અને કાયદામર રચેલી છે, જેથી તેમનો દેખાવ જોવા લાયક અને પસંદ પડતો લાગેછે. વળી એ બાબદમાં, મદ્રાજની દુકાનોની રચના કરતાં કલકત્તાની દુકાનોની રચના આથી પણ વધારે બેહેતર છે, જેનું બયાન ઘટતે ઠેકાણે વાંચીયામાં આવશે. આ બંધે જગા ઉપરની દુકાનોની રચના, સગવડ અને સફાઈ ભરેલી જોઈ હમો ઘણુંજ ખુશી થયા હતા, પણ તુરત તેનીસાથે દિલગીરી એટલા સબબથી પેદા થઈ હતી કે તેમની સાથે આપણાં મુંબઈ શેહેરની એવી કીસમની દુકાનોની સરખામણી કરતાં તેમનાં આગળ આપણી બેચાર યુરોપરાપ સીવાય બાકીની સઘળી દેશી દુકાનોની રચના પોઇસિ થઈ શકે એવી જણાઈ હતી. કલકત્તાની યુરોપીયન દુકાનો સાથે તો અત્રેની દુકાનોનો મુકાબલો કરવોજ નહી જોઇએ. તેઓ તો યુરોપ ખંડની મોટી દુકાનો સાથે હરીફાઈ કરી શકે એવી છે. આપણાં દેશી લોક દુકાનોમાં સામાન રચવાના કાયદા કાનુનોથી ઘણુંકરીને તદન અણજાણ્યા છે. તેઓ સામાન એવા તો બેકાયદાથી ભરી મુકેછે કે તેમની દુકાનને સામાનની વખારનું નામ આપીયે તો તે ચાલી શકે એવું છે. હીયાં ઘણે ઠેકાણે સઉથી સરસ માલ અને વળી તે મોટી કીમતનો એકઠો કરેલો હોયછે, પણ તેને એવી તો કઢોરી રીતે રચેલો હોયછે કે એક સરસ જીનસની પાસેજ એક રદ બાતલ થયલી જીનસ પડેલી હોયછે. બીજી કસુર એ હોયછે કે તેથી એક જીનસને બાહેર કાહાડતાં દસ જીનસોને ખીસાડવી પડેછે, અને તે ખીમાડેલી જીનસોને પાછી તેમની જગા ઉપર મુકવાની તો કોઇને બસગીયીજ ટેવ નહી, જાણે તે જીનસો પોતાની મેળે ચાલીને પાછી પોતાનાં ઠેકાણાં ઉપર જઈ બેસશે, એવું દુકાનવાળા સમજેછે! વળી કાંચનાં સામાનમાથે લાકડાંના અને ધાતુના સામાનનો ભેળાભેળ કરી નાખેલો હોયછે. જીહાં ખુણે ખાંચરે જે જીનસ સમાઈ શકી તેને તીહાં ઓસી દીધેલી, અને જારે કામ પડતાં બાહેર કાહાડીને કોઈ બીજે ઠેકાણે મુકી તો તે વળી તીહાંજ ખુણામાં પડી રેહેલી. આવી રીતે ઘણીક જીનસો આખાં દુકાને થોડા વખતમાં ફરીવળેછે, અને તેવામાં ઘણીવાર એવું બનેછે કે કોઈ ચીજ જોઇએ તારે તે હાથ લાગતી નથી, પછી તેહેને શોધવાને જોઈએ એટલાં ફાંફાં મારયજ કરે. આવી ખામીઓથી ઘણીવાર ભારી કીમતી દુકાનવાળાઓનો મુંબઈમાં કોઈ ભાવ પુછતું નથી, અને એવી દુકાનો ઉપર કોઇને જવાં પણ ગમતું નથી. દુકાન છોડી આપણાં દેશીઓની

પેહેડી અને આફીસો અંદરની રચના તપાસીયે તો તીહાપણ એવીજ તરેહનો ફેરફાર જોઈ લેવો. યુરોપીઅન લોકો આપણે જોઈશું કે વેપાર વણજના કામકાજ મારે, લખવા, વાચવા, અને હીસાબ ગણવાની જુદી જુદી અલાહેદી જગા કરી રાખેલી હશે જીહા બીજુ કાંઈ કામ થતું નહી હોય. યેઉજ ઠેકાણે એવુ ટરે કે જીહા શેઠ અને તેના માણસો કાયદાસર પોત પોતાને દરજ્જે બેસી કામ કારભાર કરતા હશે. હમો અતરેના માતબર હીંદુ, વાણીયા તથા ભાટીયા વીગેરેની પેહેડીયોની અંદરની રચના વીશે બોલીયેછે. આ વીશે આપણા કેટલાક પારસીઓને તો હમારા વીચાર પ્રમાણે જરા ભલાઈ છે, જો કે તેઓ કેટલાક પણ આવી ખામીથી ખાલી નથી. વાણીયા, ભાટીયા શેઠીઆઓની પેહેડીમા જઇ જુઓ, જે જગાઉપર મોહોટા શેઠ મોટોડામા પાનનો ડુચો ઘાલી ચાવતા બેઠેલા હશે તેમનીજ પાસે જરા દુરથી તેમના વડા કારભારી અથવા મેહેતા પાનની પીચકારી દેવાલ ઉપર મારતા બેઠેલા હશે; પચકડીના રેલાથી દેવાલ સઘળી લાલ અને પીળી બની રહી હશે, જે કોઈની આખમા નઠારી અથવા નજીસાઈ ભરેલી નથીજ દીસવાની! મેહેતાની જોડે પેટેડીના ઉઘરાણી કરનાર માણસો તેમના ખરડાયલા જોડા કાહાડી પોતાની સામણે તે જાણે દરશાને મુકી બેઠેલા હશે. ચોકી કરવા રાખેલો કોઈ સીપાઈ હોયો તો તે વળી શેઠની સામણેજ, ખુણે બેસી કોપરા જોખતો હશે, પેહેડીની ગાદી ઉપર પાન તબાકુનો ભુકો અને એલચી સોપારી બાધવાના પાત્રા તથા વાખ, પગેપગ અટવાતા પડેલા હશે! મોહોટા શેઠે પેહેડીની ગાદી ઉપર બેસીને સોખથી સહવારના પોતાને હાથે વાલપાપડી સમારી, વાલ કાહાડી, છલટા પેહેડીની ગાદી ઉપરજ નાખેલા, તે તીહાજ પડી રહેલા દેખાશે, જે વારી લેવાને, વલ્લભ રસોઈયાને પાચવાર કહેલુ, પણ વલ્લભના ભેજામા સફાઈ શુ ચીજ છે, તેનો વિચાર ખરેખર જઈ શકેનાજ નહી, તેથી વલ્લભને બોલવતા તે ચારવાર આવી ગયલો ખરો, પણ પોતાના પગની ઠોકરે પેલા પાનાઓને એકગમથી ઝાટકી બીજીગમ ઉરાડી મેલેલા, પણ પોતાની કમર મરડી, વાકુ વળીને કચરો કાહાડી, જગા સાફ કરવી, આ વિચાર તેના ઘી ખાધેલા મગજમા નહીજ આવેલા. આવી કટાલા ભરેલી અને બીન કાયદાસર રીતથી આજ મોહોટ મોટા વેપારીયોની પેહેડીના કામ ચાલ્યા તો જાયછે, પણ અતે તેના પરીણામ માઠાજ નીપજેલા હશે, અને તેથી તેમને કેટલી અણજાણતા નુકશાની થઈ હશે અને હજુ પણ થતી હશે, આ વીશે તેમને કશી ખબર છેજ નહી. કાયદો ઇશ્વરી ગુણ છે અને તે

દરેક માણસ જાતમાં હોવો જોઈએ. કોઈબી કામ અથવા ધંધો કરવામાં, ગમે એવું કઠણ અથવા મેહેલું હોય, તોએપણ તેમાં ચોકસ કાયદો અને રીત તે હોવીજ જોઈએ.

જેનું કામ તે તેણેજ કરવું, જે વખતે જે કામ કરવું ઘટતું હોય તેજ વખતે તે કામ કરવું, જે રીતે તે થવું જોઈએ તેજ રીત પ્રમાણે તે કરવું, તોજ તે કામ બરોબર થવાનું. આપણા દેશી દુકાનદારો અને વેપારીઓ જબરી મેહેનત કરનારા છે, પણ તે સઘળી બીન કાયદે અને બીન રીતે કરવાથી, યુરોપિયન દુકાનદારો અને વેપારીઓની બરોબરી તેઓ કરી શકતા નથી. આપણા દેશી ધંધાદારીઓ પોતાનું કામકાજ, જેમ તેમ, વખત ઉપર બની આવ્યું તેમ કાયદે અથવા બેકાયદે કર્યા જાયછે, તેમ યુરોપીયન નથી કરતા અથવા કરનાર. આપણો દેશી ધંધાદારી રાતે બારવાગા સુધી બેસી, કમરનાં ઝુંકતા દીવા આગળ, હીસાબનાં ચોપડાં લખાવાનો, અને બીન રીતે કામ કરતો કરતો તે રોકાયલોને રોકાયલોજ રેહેવાનો, તેના કામનો છેડોજ નથી આવવાનો, તેની જીંદગી, ઘસાઈને તે જલદી બુઢો થઈ ડચા હીલાવતો, તકીયે લાગીને અશક્ત થઈ બેસવાનો, પણ યુરોપીયન ધંધાદારી આવું ગધેડા વૈતરૂં કદી નથી કરનાર. તે આવી બીન કાયદાની રીતને, અપઘાત કરવા જેટલી તકસીર સમજેછે. તેથી પોતાનું કામ બજાવવાને તેણે પોતાના કાયદા અને રીત બાંધી તેજ મુજબ તે ચાલેછે. તે ઠરવેલ વખતેજ પોતાનું કામ હાથમાં લીયેછે, અને તે લીધું કે તે બજાવવાને તેની પાછળ મંડેલોજ રેહેછે. પણ જે વખત તેણે આરામ એશનો ઠરાવેલો હશે, તે વખતે સઘળું કામ પડતું મેલીને તે પોતાનાં શરીરને સુખ અને આરામ એશ તો આપવાનોજ. તેનું મગજ કંટાળીયુ તો તે પાંચ પચીસ રૂપીયાનાં ખરચની દરકાર કર્યા વગેરે, તે આરામ એસ લેવાને, ૧૦૦ ગાઉ દુર ટેકરી ઉપર, અથવા બાગ બગીચામાં દોડી જવાનો, અને આરામ એસ મેળવી પાછો પોતાનાં કામ ઉપર નવાં કૌવતથી લાગવાનો. આ ટુંક બાબત આપણા દેશીઓ સારૂ વીચાર કરવા જોગ જાણી અત્રે મુકી છે. મુંબઈમાં હવે ઘણાં યુરોપીયનોનું આવવું થયું છે, અને તેમની રીતભાંત મુજબ ચાલવાની ટેવ આપણા કેટલાક બુધી અને ચાલાક દેશીઓમાં પડતી જાયછ. કેળવણીનો તેમ પ્રસારો પણ થતો જાયછ, તેથી ઉમેદ છે કે ધંધા વેપારને લગતી આ અગતની બાબત ઉપર આપણા દેશીઓ ધીયાન પોહોંચાડશે. ધંધો રોજગાર કાયદાસર અને કેવી રીતે કરવો આ અ-

ગતની બાબત ઉપર દેશીઓ, યુરોપિયન લોકની આવી બાબદમાં જે રીતભાત છે તેની નકલ કરે તો તેથી દેશીઓને અથીત મોટો કાયદો થશે. તેમના પોશાક અને ખાવાપીવાની નકલ કરવા કરતા આ અગતની બાબદની નકલ કરવાને અમો હમારા ભાઈ બધુઓને વધારે તાકીદની ભલામણ કરીએછ.

મદ્રાસની દુકાનો જોઇને સાજના ૮ વાગે "બ્લાક ટાઉન" મા થઈ પાછા ગીંડી ગયા સાજના રસ્તામા આસપાસનો દેખાવ જાણે આપણે પરેલ, મોર, નાયગાવ, અને મટુંગાના રસ્તા ઊપરથી જતા હોઈએ તેવો ઝાડોની ઘટાથી રળી-આમણો લાગતો હતો રાતે ગીંડીમાજ આરામ કીધો, કેમકે મદ્રાસની એ મોસમની મરત બીજે દીને સવારના થનાર હતી, તે જોવાનો ઈરાદો હમે રખ્યો હતો મદ્રાસની મરત ઘણુ કરીને સવારના પોહોરમા ઘણો તડકો નહી પડે એવા તાજા અને ઠડકના વખતમા થાયછે, અને તે જોવાને દુરવેગથી ઘણા લોકની ઠઠ મળેછે

તા૦ ૨૨ જાનેવારીને દીવસે પાછલી રાત્રથી ગાડી ઘોડા અને લોકની હીલચા-લની ગડબડાટ સાભળવામા આવી હતી. જાણે કેવુ એક અગતનુ કામ હોય તેમ લોક પરોઢીયામાથી દોડ ધામમા પડયા હતા મરવે કોઈ સરત જોવાને જગો મેળ-વવાની હોસથી, મરતના રસ્તાની બાજુ ઊપર છેક પાછલી રાત્રથી અધારામા આવીને જગો ઘેરી ઊભા રહ્યા હતા. ઘોડદોડની જગા મદ્રાસના "બ્લાક ટાઉન" થી આસરે ચાર માઈલ દુર છે, તોયેપણ એટલે દુર સુધી પુસ્કળ લોક આવ્યા હતા મદ્રાસના લોક ઘણા ખરા ભારી મોજીલા અને શોખીલા છે. સરતના બગ-લાની આસે ગૃહસ્થ લોકને સગવડથી બસીને ઘોડદોડ જોવાને બની આવવા માટે કામ ચાલુ માડવ બાધીને તેમા ખુરસી તથા બાકની બેઠક કરેછે, અને તેની ટીકીટો જાહેર વેચ્યામા આવેછે. હમે ગયા હતા તે વખતે દરમાણસ દીઠ ટીકીટનો રૂપીયો ૧) લેતો કીધો હતો આવી બેઠક કરવાનુ કામ સરતની આગ-મચ કન્ત્રાકટરો પોતાને માથે લીયેછે, અને તેમાથી સારી રકમ તેઓ કમાયછે, આવી બેઠકનો લાભ મારા સારા માણસો પોતાના કુટબ કબીલા સાથે લીયેછે.

મદ્રાસની સરત જોવા આવનાર તમાસગીર લોકમાથી ભાગ્યે સોયે દશ માણસ ખાધા પીધા અથવા મોજ કર્યાં વગર પાછા જતા હશે, તેવુ હમને જણાવ-વામા આવ્યુ છે, તથા તેવુ હમોએ જોયુ પણ છે મરવેકોઈ કઈ ખાવાની વસ્તુ

પોતાની સાથે ભાતીયું બાંધી લાવેછે, અથવા રસ્તામાં તેવી દુકાનો મંડાયછે તેમાંથી તો એ દીને સઘળા જણ ઘણીજ તલબદ ભુખે સહવારનો નાસ્તો કરેછે. નાસ્તાસાથે તીહાં કાફી, ચાહે અને દુધ પણ મળેછે, પણ તે દીવસે ચાહા કાફી વટાવમાં પડી, તેની ઉપર તાડીની ચહડતી ઘણીજ થાયછે. તાડીનો ખપ તે દીવસે એટલો તો થાયછે. કે સરત થઈ રેહા પછી રસ્તામાં દેશીયા તાડીખાં ઇંજીનીયરો બનીને, જમીન માપતા તથા જગા લેટ કરતાં, છેક સહવારનાં નીકળેલા સાંજે પોતાને ઘેર ઘણું કરીને સહી સલામત પુગેછે, અને કેટલા એકોને તો સંભાળ સાથે પોહોંચાડ્યામાં આવેછે!

એ દીને મદ્રાસની ભાડુતી ગાડીયોનો ખપ પણ ઘણો પડેછે. મદ્રાસની ભાડુતી ગાડીનું ચીત્ર આ ઠેકાણે આપ્યું છે, તે જોયાથી માલુમ પડશે કે તે બે પઈડાંની નાહાંની સીગરામ છે. એનું નામ મદ્રાસનાલોક "સીઘ્રંપો" બોલછે, જે શબ્દોનો અર્થ "જલદી જા," એહવો થાયછે. ચારજણ આ ગાડીમાં, બબ્બે સામાસામી બેસેછે. પછવાડે બારણું ઊઘાડવાવાળો ઉભો રેહેછે, અને આગળ "કોચ બાકસ" ઉપર કોચમેન હાંકવા બેશેછે, તેહેને મદ્રાસમાં "સાઈસ" બોલેછે. ચાર ઊતારૂઓ કરતાં કોઈવાર વધારે માણસો, છ વટીકપણ, ભચડાઈ સંકડાઈને બેસેછે. એ ગાડીનો દેખાવ જેવા ચીતાર પાડનારે સારો પાડ્યો છે તેવા સઘળી સીઘ્રંપોનો નહી સમજવો. ઘોડાનું "હારનીસ" સુતળી, દોરડી અને કાથાથી ઘણુંકરીને બાંધેલું હોયછે, અને શીઘ્રંપોનું લાકડકામ પણ ઘણીજ તકલીદી બનાવટનું અને ભાંગીતુટી હાલતનું હોયછે. જીહારે હેવી ગાડીયો એકબીજા સાથે સામાસામી જોસથી અથડેછે, તીઆરે તેહેનો દેખાવ ઘણું કરીને જોવાલાયક થઈ પડેછે. ગાડીનું બાપું, ચક્કર અને પુલથી ભાંગી છુટું પડી જાયછે, તેનાં પાનેલા ભાંગીને જુદાં પડેછે, અને તેમાં બેસનારો પોતાનાં કપડાં ખંખેરતાં અને ધુળ પખોડતાં ગાડીનાં ભાંગેલા પીંજરામાંથી બાહેર નીકળેછે. ગાડી એટલી તો નાહાની અને નીચી હોયછે કે, તે ભાંગાથી બેસનારને ઘણું કરીને વાગવા જેવું કંઇજ બનતું નથી. થોડા વખતમાં સઘળો સરંજામ, ભાંગી, તુટી, ફાટી, અને વેરાઈ એવો તો છુટો થઈ પડેછે, કે તે થયાથી સઘળું થઈ ચુકું જાણવું. ગાડી ભાંગાથી ઘોડાને મોકળો કરવા હારનીસ કાપવાની કંઈ જરૂર પડતીજ નથી; તેના પટેપટા પોતાની મેળે કાંચા સુતરની માફક તુટી જાયછે. હાંકનાર ઘણું કરીને જેવો ચોર અને બોથડ તેવોજ તેહેનો

પોડો પણ થંડો અને મુગ્ધર હોયછે, તેથી મસ્તીની અથવા ઉથલપાથલ થવાની જાઝી ધાસ્તી રેહેતી નથી. આ ગાડીનું નામ "શીધ્રપો" એટલે "જલદી "જા" કરીને તો બોલાયછે, પણ ઠુસુક ઠુસુક કરતાં અલબતાં અર્ધે કલાકે માઇલેકની મુસાફરી એવી ભાડુતી ગાડીયો જો કરે તો બેસનારનાં મારાં ભાગ્ય જાણવાં.

એક બીજી તરેહની ભાડુતી ગાડી મદ્રાસમાં વપરાયછે, તેહેનું નામ "ઝટકો" બોલેછે. એનું ચીત્ર આપેલું છે, તે જોયાથી માલુમ પડશે કે આ ગાડી, બોલી અને રેહેકલા જેવી છે, અને તેમાં એક બળદ જોડેછે. હાંકનાર આગળ બેસેછે અને તેની પાછળ ઉતારૂ બેસેછે. એ ગાડીનું નામ "ઝટકો" કરીને છે તેહેની મતલબ એવી છે કે કોઈ ઠેકાણે જલદીથી ઝપાટામાં જવું હોય તો એવી ગાડીમાં એક ઝટકામાં જવાયછે. ખરેખર એ ગાડીને જે નામ આપ્યું છે તે ખરેખરૂંજ આપેલું છે, કેમકે જીઆરે બળદ જોરમાં આવી દોડેછે, તીઆરે આપણી નજર તે દોડતી ગાડી ઉપર ઠરી શકતી નથી, એટલી જોરમા તે નીકળી જાયછે, પણ બેસનારે ખુબ સારી પેઠે પગ ઠસાવીને બેસવું જોઈએછ, નહી તો દોડતી ગાડીયે જરા આંચકો લાગતાં તે અચીત ઊડી પડયા વગર નથી રહેવાનો. ઝટકો પણ સીગ્રમપોની માફક અથવા તેથી પણ વધારે તકલદી ગાડી છે, અને જીઆરે ઝટકો અથડીને ભાગેછે તીઆરે તો જેમ ખુરદાની એક કોથળી પડીગયાથી તેહમાંનાં દોહોડીયાં વેરાઇને ગગડી જાયછે, તેમ એ ગાડીના ભાગો ખુરદો થઈને આસપાસ ગગડી વીખરાઈ જઈ પડેછે.

આવી ભાડુતી ગાડીયો શીવાએ બીજી ઘણી સારી ભાડુતી ગાડીયોનાં પણ તબેલાં મદ્રાસમાં ઇંગ્રેજ લોકે અને દેશીઓએ રાખેલા છે, અને આપણે હુકમ મોકલીયે તે પ્રમાણે બે ઘોડાની અથવા એક ઘોડાની, જેહેવી માગીયે તેહેવી ગાડી, ભાડે મળી શકેછે. પણ એ ગાડીઓનાં કોચમેનો વીશે ખુબ શભાળ રાખવી જોઈએછ, કેમકે તેઓ ઘણાજ બેપરવા અને મુરખ હોયછે. મદ્રાસમાં ગાડી પછવાડે ઘોડાવાળા ઘણું કરીને બેસતાં નથી, પણ ચાલતી ગાડી સાથે દોડેછે. તેઓ કોઈજ વાર અથવા કદાચજ પછવાડે બેસેછે, પણ વસ્તીનો ભાગ આવ્યો એટલે તીહાંથી ઉતરીને સાથે દોડતાંજ રહેછે, પછી ગમે એટલુ લાંબે દોડવું પડે, તેની તેઓ દરકારકરતાં નથી. મદ્રાસમાં રસ્તે ચાલનારાઓને "પોઇસ" "બાજુ યો" એવા શબ્દો ઘોડાવાળા પોકારીને નથી કેહેતા, પણ આ, ઈ, ઊ, એવા

ફકત સ્વારોનાં આવાજ મોહોડેથી કાટાડીને વચમાં ચાલનારાઓને બાજુયે જવાની ચેતવણી આપેછે. કોઈજ વખતે "બાજુ" શબ્દનો પોકાર સાંભળ્યામાં આવેછે.

મદ્રાસની સરત જોયાપછી ગીંડીના બંગલામાં પાછાં ગયા, અને નાહીને નાસ્તો કરીને ૧૦) વાગે મદ્રાસનો ફ્રોર્ટ સેન્ટ જાર્જ નામનો કીલ્લો જોવા ગયા.

મદ્રાસનો કીલ્લો હાલ જે જોવામાં આવેછે, તેમાં અને અસલના જુના કીલ્લાના આકાર અને બાંધણીમાં ઘણોજ ફેર પડી ગયો છે. અસલ કીલ્લાની આસપાસની દેવાલ અથવા કોટ ઘણોજ તકલદી અને નાકુમ્મત હતો અને લડાઈનાં હીંગામમાં બચાવ કરવાનાં કામને નાલાયક હતો. હાલનો બાંધેલો કીલ્લો નિમગોલ આકારનો છે, તેની સીધી મપાટ બાજુ ઉત્તરથી દક્ષીણ, દરીયા તરફથી આવેલી છે. દરીયાનું પાણી છેક કોટની દેવાળ નજદીક આવેછે, પણ મોજા અને ભરતીનું પાણી દેવાળને અથડે નહી અથવા બાંજે નહી એ માટે પથરનાં બાંધકામની આડ કરી લીધેલી છે. તેની સાથે લોઢાંનાં થાંભલા હવડાં દરીયામાં દાટીને પાણીનો વધારે અટકાવ કરેલો છે અને એથી પાણી થોડું ઘણું દુર હઠેલું પણ છે. જમીનની બાજુએથી કીલ્લાનો બચાવ બેવડી દેવાળનો નીમગોલ કોટ બાંધીને કીધેલો છે. કોટના વાયવ્ય તરફનાં છેડા આગળ બે મજલાની બરાએ બાંધેલી છે, તેમાં હેઠળ લશ્કરનાં માણસોને અને માલા ઉપર અમલદારોને રેહેવાની જગા કરી આપેલી છે. બરાખની જોડેજ એક બજાર છે, તેમાંથી લશ્કરનાં માણસોને ખોરાકી મળી શકેછે. કીલ્લાની અંદરની ઘણી ખરી ઈમારતો જુદાં જુદાં સરકારી ખાતાંઓની આફીસોને સારૂ વપરાયછે. કીલ્લામાં જોવા લાયક ઈમારત સેન્ટ મેરીનું દેવળ છે, જે નજદીક ૧૦૦) વરસ પુરાણું છે, અને તેમાં સારી સારી યાદગારીઓની નીશાનો છે. આખા મદ્રાસ શેહેરમાં જુનાંમાં જુનું આ દેવળ ગણાયછે. "આરસીનલ" એટલે તોપખાનું અને લડાઈનો સરંજામ રાખવાની જગા પણ કીલ્લામાંજ છે, અને તે એવુ તો સારી પેઠે રચેલું છે કે સાધારણ જોનારનાં મન ઉપર તીહાંની રચના જબરી અસર કરેછે. અંદર જતાંજ દરવાજા આગળ, ટીપુની પાસેથી ઝીતી લીધેલી બે તોપો શીણગાર દાખલ મુકેલી છે; એ તોપનાં મોહોડાં ઉપર વાઘનાં માથાંની સીકલ કોતરેલી છે. લાર્ડ કાર્નવાલીસનું પુતળું પણ કીલ્લામાંજ ઉભું કરેલું છે. આ સુરા સરદારને ગ્રાનાઈટ પથરનાં ઘુંમટ તળે ઉભો ગએલો છે, અને જે બેઠક ઉપર તેહેને ઉભો ગએલો છે તેહેની એક બાજુ

ઉપર ઇસિવી સન ૧૭૯૨ ના સાલમાં ટીપુ સાથે જે કોલકરાર થયા હતા તેપ્રમાણે આલવાની જાગીનગીરીમાં, તેહેનાં બે છોકરા ઇંગ્રેજ સરકારને શરણ કર્યાંમાં આવ્યા હતા, તે ફતેહની યાદગારીનો દેખાવ કોતરેલા છે. આ પુતળું ઇસિવી સન ૧૮૦૦)નાં સાલમાં ઉભું કર્યામાં આવ્યું હતું.

એજ સરદારનું એક બીજું પુતળું "માઊંટ રોડ" ઉપર પણ ઉભું કરેલું છે, અને તેહેની ઉપર એક ઘુંમ્મજ બાંધી તેની આસપાસ લોઢાંનાં કટેરા ભરી લીધેલા છે. કટેરા વીશે એવું જણાયલું છે કે ઇસિવી સન ૧૭૯૯ નાં વરસમાં ઇંગ્રેજી લશ્કરે શ્રીરંગપટણ ઉપર ઘેરો ઘાલ્યો તારે લાડ કાર્નવાલીસનાં હાથમાં જે તોપો ઝીતમાં આવી હતી તે તોપોને પીગળાવી તેનાં લોઢાનાં આ કટેરા બનાવેલા છે. ઘુંમ્મજની બેઠકની ચારે બાજુ ઉપર લાડ કાર્નવાલીસનું નામ ઇંગ્રેજી, તેલંગી, હિંદુસ્થાની અને તામીળ ભાષામાં કોતરેલું છે. એવોજ ઘુંમ્મજ અથવા એને નજદીક મળતો આવે એવો ઘુંમ્મજ આગળ મુંબઇનાં કોટનાં ગ્રીનચોકમાં હતો, તેમાં પણ લાડ કાર્નવાલીસનુંજ પુતળું ઉભું કરેલું હતું.

મદ્રાસનો હાલનો કીલો દેખાવમાં અને રોનકમાં ઘણોજ સુંદર દીસેછે, અને લડાઇના વખતમાં બચાવ કરવાને પણ તે ઘણોજ લાયક, મજબુત અને કાયદાસર બાંધેલા છે, એવું લશકરી અમલદારોનું મત છે. કીલ્લામાંના રસ્તા રોહેરના રસ્તા કરતાં ઘણુંજ સાફ સફાઇ ભરેલા જોવામાં આવ્યા હતા.

કીલ્લામાંથી નીકળ્યા તેવાજ પાધરા મદ્રાસની દીવાદાંડી જોવાને ગયા. કીલ્લાની ઉત્તરે ખુલાં મેદાનમાં આ દીવાદાંડી આનાઇટ પથરની મજબુત બાંધેલી છે; જેની ઉંચાઇ જમીનની સપાટીથી ૧૨૫) ફુટ છે, તેહેનાં પાયાના પુસ્તા સુધાં પોહોળાઇ ૫૫) ફુટ છે. દાંડીનાં મથાળાં ઉપર જવાને મીનારાની અંદરથી ગોલ ફરતો દાદર બનાવેલા છે, તેનાં ફાંગીયાંનો આધાર અથવા ટેકાવ મીનારાની પથરની ભીતના બાંધકામમાં આડી લોઢાંની જાડી ગરાદો ચીણી લઇ તે ઉપર કીધેલા છે, અને બીજીગમથી ફરતા લોઢાંના કટેરા મુકેલા છે. આ ગોલ દાદર ઉપર છેક મથાળે સુધી ચઢ્યા પછી જો ઊપરથી નીચે જોવું હોય તો આ દાદરનાં ફરતાં ગોલ ફાંગીયાંનાં પેચોની ઊઠણ અથવા ચક્કર ઘણુંજ વીચીત્ર નજરે પોડેછે, પણ સઉથી જોવા લાયક તો આ પેચોની વચમાં જે ખુલો, ખાલી, ઊંડો, ઉપરથી પોહોળો અને નીચેથી સાંકડો બીંદુ જેવો આહો જે ઊધાપડાના આકારમાં દેખાયછે તે

જોવાથી મનઉપર ઘણી અસર થાયછે. દાંડી ઊપરથી મદ્રાસ શેહેરનો આસપાસનો દેખાવ તેમાં મુખ્ય કરીને બ્લાક ટાઉનનો દેખાવ ઘણોજ જોવા લાયક છે. આવા એક દેખાવનું ચીત્ર હીયાં આપ્યું છે.

જે દીવાની રોશની વાહાણવાળાઓને સારૂ દાંડી ઊપર મુકવામાં આવી છે તેની ઉંચાઈ દરીયાની સપાટીથી ૧૨૮) ફુટ છે અને એ રોશની વાહાણવાળા દરીયામાં ૨૦) માઈલ દુરથી વાહાણનાં તુતક ઊપરથી જોઈ શકેછે. સાંચાની મદતથી આ રોશનીને ફરતી રાખી છે, જેથી રોશનીનો પ્રકાશ પડયા પછી તે પાછી અંધારી થઈ જાય તે વખતમાં અને વળી તેનો પ્રકાશ પાછો પડે એ અંતરમાં ૨) મીનીટ અને ૧ા) મીનીટનો ફેર રેહેછે; એટલે બે મીનીટ શુધી જો રોશનીનું અજવાળું દેખાય તો ૧ા) મીનીટ સુધી અંધારૂં રેહેછે. વખતનો આ રીતનો ફેર, જોનારને જેટલો તે કીનારાથી દુર હોય તેટલો તેને તે ફેરબદલ થતો માલુમ પડેછે. આખી દાંડી ઉપર ૭૫૦૦૦ પચોતેર હજાર રૂપીઆનો ખરચ થયો છે તેમાં ૧૫૦૦૦) પંદર હજાર રૂપીઆ ફકત દીવાબતી અને પ્રકાશ પાડવાની આરશીયો તથા તેને ફેરવવાનાં સાંચા પછવાડે લાગા છે.

દાંડી જોયા પછી મદ્રાસનાં બારાં ઊપર બાંધેલા લોઢાંનો ધક્કો જોયો. મદ્રાસનું બારૂં કુદરતી એવું તો કફોરૂં આવેલું છે કે કીનારેથી વાહાણ ઊપર અને વાહાણ ઊપરથી પાછા કીનારે આવતાં, વચમાં જેટલો દરીયાનો ભાગ આવેલો છે તેહેનાં મોજાનું જોર હમેશ ઘણુંજ જબરૂં રેહેછે. ઘણું કરીને એટલા ખટકામાં એવા તો જોરાવર ત્રણ મોજાં વટાવવાં પડેછે કે, તે મહી સલામત પસાર કરવાને હમેશ મોહોટું સંકટ ભોગવવું પડેછે. પાણી એટલું તો એ ઠેકાણાં ઉપર ઊછાળો કરેછે કે મછવા, પડાઊ, અથવા બોટોનો તેહેનાં છોળ આગળ ટકાવ રહી શકતોજ નથી. મોજાં એક વાર એટલાં તો ઊંચે ચઢેછે કે તેહેની ઉપર આવેલા મછવા, અથવા પડાઊને પણ સાથે છેક ઉંચે શુધી ચઢાવેછે, પણ તે મોજો ધીમે ધીમે નીચે ઉતરવાને બદલે એટલો તો જલદી ભાગી જાયછ કે, તે ઠેકાણે પાંણીનો, મોહોટો ઉંડો ખાલ પડી જાયછે, જેહેમાં પેલો ઉછલેલો મછવો એકાએક આવી ગયાથી તે ઉંધો વળીયા વગર કોઈજ વાર બચી શકેછે. એવા સંકટની સાંજે યતાને મદ્રાસનાં બારામાં જે મછવા અને પડાઉઓ રાખેલા છે તે સઘળા જોડી અથવા કલામીબંધ કરેલાં પાટીયાના બનાવેલાં નથી, પણ તેઓ મજબુત વણેલી દોર-

ડીથી બાંધી અથવા સીવી લીધેલાં પાટીયાંના બનાવેલા હોયછે; અને પાટીયાં એણીગમ પેલીગમ વળી શકે તેહેવાં રમતાં રાખેલાં હોયછે. એવાં ઢીલાં પાટીયાં ઉપર પાણી અફળાયાથી પાટીયાં વળી જઈ સાંધાવટે પાણીને રસ્તો કરી આપેછે જેથી મછવાની ઉપર પાણીના ઝપાટાનું આખું જોર લાગુ પડી શકતું નથી. કીનારેથી બારામાં આવેલાં વાહાણો ઉપર તુરત જવું પડે તો એક એક અથવા બે માણસ "કાટમારન" કરીને લાંકડાનાં બાંધી લીધેલાં કકડાઓનાં નાહાના કોટીયામાં જાયછે. આ "કાટમારન" પેલા ત્રણ મોજાં વટાવતી વખતે તરેવાર રીતે પાણીમાં ગોતલીયાં ખાતી, તરતી, ડુબતી જાયછે તે દેખાવ જોવા જેવા છે. જેઓ અનુભવ ધરાવનાર અને કસાયલા કોળી હોયછ તેઓજ માત્રે કાટમારનમાં જઈ શકેછે, અને જ્યારે તોફાન હોયછે ત્યારે તો એ "કાટમારન" ને પણ પેહેલાં ત્રણ મોજાં વટાવી વાહાણ ઉપર પોંહોંચવાને ઘણીજ મુશ્કેલી પડેછે. "કાટમારન" ની મારફતે ફકત કાગળ અથવા તેવું નાહાનું બંડલ લઈ જવાઈ શકાયછે. આવાં બંડલને મીણકપડમાં વીટાળી તેને વળી સાદડીના એક પડમાં મુકી, લઈ જનાર કોળી પોતાનાં માથાં ઊપર તે બંડલને મજબુત બાંધી રાખેછે; કારણ "કાટમારન" સાથે કોળીને ઘણીવાર પાણીમાં ઉપર નીચે બચકોળાં ખાવા પડેછે, તેથી જો કોઈબી જીનસને અલગ અથવા છુટી રાખી તો તે સરી પડ્યા વગર રેહેનાર નથી. ઉપર કહી જણાવેલી સઘળી અડચણો ટાળવાને આગળ કહેલા લાટનો ધક્કો બાંધ્યો છે. આ ધક્કો બાંધવાનું મુખ્ય કારણ એટલુંજ કે, આ ધક્કાની છેક નજીક વાહાણ આવી શકે અને તેમાંનો માલ તથા ઉતારૂઓ સહીસલામત ઉતરી શકે. આ ધક્કો એટલા તો લાંબો બાંધયો છે કે પેલા ત્રણ મોજાં વટાવીને પણ તેમની પેલીમેર લઈગયા છે. તોયપણ બાંધનાર ઇંજનીઅરો તેમની ઊમેદમાં નીરાફળ થયા છે. ધક્કા આગળ પણ મોજાંનું જોર એટલું તો થાયછે કે પવનની વખતે તો બંદરબોટથી ધક્કાની સેહેડી આગળ એક અર્ધો અથવા પા મીનીટ પણ અટકી થમ ઊભું રહી શકાતું નથી. તે એટલા તો જોરથી ધક્કાની સેહેડી સાથે અથડેછે કે બોટ ભાંગી કકડે કકડા થઈ જાયછે. સાધારણ સમેમાં આ ધક્કો ઘણું કરીને ઉપયોગી થઈ પડે એવો છે.

* આ ધક્કો ઈસવી સન ૧૮૬૨ ના સાલમાં પેહેલ વેહેલો વાપરવામાં આવ્યો છે. હમોયે જે વખતે જોયો તે વખતે આ ધક્કાને વધારવાનું અને કેટલીક તરફથી.

મરામત કરવાનું કામ ચાલતું હતું. આ ધક્કાની આખી લંબાઈ ૧૦૦૦) ફુટ છે, અને પોહોળાઈ ૪૦) ફુટ છે, અને તેહેનો છેડો દરીયામાં ગયો છે તે (T) ટી ઇંગ્રેજી અક્ષરના આકારનો લંબાઈમાં ૧૬૦) ફુટ અને પોહોળાઈમાં ૪૦) ફુટનો રાખ્યો છે. મોટાંમાં મોટાં જુઆલનાં પાણીની સપાટીથી ૧૫) ફુટ ઊંચો તે રાખ્યો છે, અને તેની ઊપર ચાર ગાડી આવજાવ કરે એટલી લોઢાંની રેલ ગોઠવેલી છે. રેલની બંધે બાજુયે આસપાસ માણસોને ચાલવા સારૂ ખુલી પગથી રાખી છે. ધક્કાનાં છેડા અથવા મુખડાં ઊપર માલ ઊતારવા ચઢાવા સારૂ ૬) છ "ક્રેન" (યારી) મુકી છે, જેથી ૩) થી ૧૦) ટન એટલે ૨૪૦) થી ૮૦૦) મણ સુધી, ભારી દાગીનો ઊચકી શકાયછે.

એની પાસે વળી બીજી આઠ "ક્રેન" એવી મુકેલી છે જે એકગમથી બીજીગમ ખીશાડી શકાય એવી છે, અને દરેકથી ૩૦) હેડ્રેવેટ એટલે ૧૨૦) મણ બોજો ઉપાડી શકાયછે. "મીચલ્સ પેટંટ સ્ક્રુ પાઈલો" (લોઢાંના નળા) જે દસ દસ ફુટને છેટે દરીયામાં છેક નીચે જમીનમાં ગાડેલા છે, તે ઉપર ધક્કાનો ટેકાવ કરેલો છે. આ ઇસિકરૂ પાઇલોને આડા અવલા લોઢાંનાં જાડા પાટાઓથી મજબુતજ જકડી બાંધી લીધેલા છે. તેની સાથે વળી લાંકડાનાં થામલા પણ દાટીને તેમને ઇસિકરૂ પાઇલો સાથે લોઢાંનાં પાટાથી બાંધી લીધેલા છે. ધક્કા ઉપર ચાલવાની અને રેલ ગોઠવવાની જગાયે સાગલી લાકડાંનાં પાટીયાં ૯) ઇંચ પોહોળાં અને ૪) ઇંચ જાડાં, એક એક ઇંચનો ગાલો રાખી જડી લીધાં છે, જે વાટે નીચે દરીયાનું પાણી દેખાયછે. આ ધક્કાની બાંધણીનો આકાર બગ્રેડા અને સેંત્રલ ઇંડીયા રેલવે કંપનીના સાલસેટમાં વસઈનાં દરીયા ઉપરનાં પુલને મળતો આવેછે, પણ તેનાં કરતાં, હીયાંની બાંધણી વધારે પોહોળી અને મજબુતાઈ ભલીરે છે. ધક્કો બાંધવાનો સઘળો ખરચ પાઉંડ ૧૧,૦૦૦૦૦) અગીયાર લાખ પાઉંડ, એટલે રૂ. ૧,૧૦,૦૦૦૦૦) એક કરોડ ને દસ લાખ રૂપીયાનો ગણ્યામાં આવ્યો છે.

જ્યારે હમે એ ધક્કો જોયો ત્યારે તેનું કામ આગળ ચાલતું હતું, અને તેહેનાં લાંકડકામ ઉપર કાલુ વળગી ગયાથી તે કેટલું એક સડી ગયલું હતું, તે કાહાડી નાખીને બીજું નવું લાંકડું ઘાલતા હતા, તેહેની સાથે એટની વખતે લાંકડાંનાં નવા થાંભલા ફરીને દાટી ધક્કાની પોહોળાઈ વધારવાંની ગોઠવણ ચાલતી હતી.

ધક્કો જોતાં જોતાં અને તેવીરો પુછપરછ કરતાં છેક ૪) ચાર વાગી ગયા હતા. હીયાંથી પાછું ગીંડી સુધી દુર જતાં અને તીહાંથી ગેજ પાછું મહવુરના રોહેર તરફ આવતાં ઘણી અડચણ પડવા લાગી હતી, તેથી આ વખતે એવોજ ઠરાવ કીધો કે એક બે દીવસને મારૂ બેહેતર કે "બ્લાક ટાઉન" માં સેઠ એદલજીનાં ઘરમાંજ પાછો મુકામ કરવો.

તા૦ ૨૩ મી જાનેવારીને દીવસે પરોઢીયાંમાં ઊઠી મદ્રાસની મોટી બજાર જોવાને ગયા. યુરોપીયન અને માતબર લોક ઘણુ કરીને આ બજારમાંથી ખાધ ખોરાકીની જીનસો લેછે તેથી તીહાં ઘણાં ખગં ગરીબ લોક પોતાનું બજાર લેવાને નથી આવતાં તેઓ રોહેરની અન્દરની બીજી બજારોમાંથી પોત પોતાની ખાધ ખોરાકી જેમ જેને મવલ પડે તેમ લેછે. યુરોપીયન તથા માતબર લોકનુ બજાર જે હમો જોવાને ગયા હતા તે "બ્લાક ટાઉન" માં ઇંટગડી અને ચુના કામથી બાંધેલું છે, અને તેહેની જમીન ગ્રાનાઇટ પથરની ફરસબંધીની બનાવેલી છે જુદી જુદી જાતની જીનસો વેચવાને એલાહેદા દુકાનો કીધાં છે, તેથી બજાર કરનારને જે ચીજો જોઇએ તે તુરત મળી શકેછે. દુકાનો માંડવાનો ટક વરસો, વરસ હરરાજી કરીને આપવામાં આવેછે. આ ઠેકાણે હમાગ જોવામાં હમો ચીજો આવી હતી, અને તે વળી ઘણીજ સોજી તથા તાજી હતી. બજાર અંદરથી ઘણીજ સફાઈ ભરેલી હાલતમાં જોઈ હતી અને તેવીજ સફાઇ ભરેલી હાલતમાં તીહાંની દુકાનો પણ દેખાઈ હતી. હીયા ઠેકાણે ઠેકાણે બજારમાં મટોડીની ટોપલીઓ ખુણામાં મુકયામાં આવેછે, જેમાં લોક પાનસોપારીની પચકડી થુંકેછે, એમ કરવાનું કારણ એ છે જે મદ્રાસી લોક બખગ પાનસોપારી અને તબાકુ ખાનાગ છે, તેથી તેમની પાનસોપારીની પચકડી નાખવાની જો આવી તદબીર નહી રાખી હોય તો, આખી બજાર થોડી વારમાં લાલ પાણીથી ખગડાઈ લચપઈ જયાવગર રેહે નહી. આપણી મુંબઇમાંની તે વખતની બજારો વીશે હમને તીહાં યાદ આવી હતી તેથી હમને મોહોટી મરમીંદગી લાગી હતી તથા એ વીશે અદેખાઈ ઉતપન થઇ હતી કે આવી સફાઈ અને મગવડ ભરેલી રચનાંવાળી બજાર આપણાં રોહેરમાં કીહારે થશે. તોપણ હવે તેહેના કરતાં વધારે સરસ, ગોબઇતી, અને મોજી બજારો મુંબઈ રોહેરમા આજે થઇ છે એ જણાવાને ઘણી ખુશી ઉતપન થાયછે. મી૦ આરથર ક્રાફર્ડ માર-કીટની ઇમારતોની રોભા અને રચનાં આગળ મદ્રાસ, કલકત્તા, અને આખી

દુનીયાની મારકીટો, માત્ર જરમન દેશમાંની એક સીવાય, સઘળી પાછળ થઈ પડીછે. એમ કેહેછે કે એક માતબર શેહેર જરમનીમાં એક બજાર બંધાવેલી છે જેની ઈમારત, સગવડ અને રોનક આગળ યુરોપખંડની કોઈબી બજારની ઈમારત બરોબરી કરી નથી શકતી. પણ મુંબઈ શેહેરમાં આપણા ધુંધી, સાહાસિક અને ઉંચા દરજાની મનશક્તિ ધરાવનાર મ્યુનીસીપલ કમીશનરે મારકીટ સારૂ જે ઇમારતો બનાવી છે અને જેને ઘટીતી રીતે આમ લોક તરફથી "આરથર ક્રાફર્ડ મારકીટ"નું નામ આપ્યું છે, તેની ઇમારતો, તેની સગવડ અને રોનક, ઉપર જણાવેલી મારકીટની બરોબરી કરી શકે એવી બનેલી છે. કોઈબી શેહેરમાં જો સારી સફાઇ ભરેલી બજાર હોય તો તીહાં જવાની ઉલટ ચઢતાં ઉતરતાં સઘળા વર્ગનાં સ્ત્રી પુરૂષોને પણ થાય, જેથી ખુદ પોતાની નજરે જોઈ પોતાને મનગમતી ખાધ ખોરાકીની જીનસો લેવાને તેમનાથી બની આવે. એટલુંજ નહીં પણ ઘણીવાર ચાકર નફરોનાં વિશ્વાસ અને ઇચ્છા ઉપર આપણને ઘણુંકરીને બજારના ભાવ અને ખાવાની જીનસો વીગેરે જે આધાર રાખવો પડેછે, અને જે કંઈ મોંઘું સોંઘું, તથા કાચું પાકું તેઓ બજારમાંથી લઈ આવીને રાંધી ખવડાવે તે ખાવું પડેછે, આ મોહોટી અડચણ અને કંટાળો સોજી બજારો થવાથી નીકળી ગયો છે. બીજો એક મોટો ફાયદો એ થયો છે કે, સોજી બજારથી ખાધ ખોરાકીની જીનસો પણ સફાઈ ભરેલી હાલતમાં રેહી શકેછે. આવી જીનસો ખોરાક તરીકે વપરાતાં, તનદુરસ્તીને બીલકુલ ઇજા નહી પોહોંચાડે એવી હાલતમાં તે ઘણુંકરીને હમેશ મળી શકવાની ઉમેદ થાયછે. મદ્રાસની બજારમાં ઘણાં આબરૂવાળા દેશી ગૃહસ્થો અને ઇંગ્રેજો, સોખથી, પોતાનાં કુટુંબની સાથે, પોતાનાં માણસો લઇને આવેછે, અને આખી બજારમાં ધીરજથી ફરીને જે કંઈ પોતાને મનગમતી જીનસો નજરે પડેછે, તે માણસો પાસે ખરીદ કરાવેછે. કલકત્તામાં પણ એવોજ રવઇયો છે, માત્ર મુંબઈમાંજ આગળ એવું જોવામાં આવતું નહી હતું, અને તેનું મુખ્ય કારણ એજ હતું કે મુંબઈની બજાર ઘણીજ ગંદીલી હાલતમાં રેહેતી હતી, અને તેઓ એવી તો કઢોરી ગોઠવણની બાંધેલી હતી કે કોઈ પણ ગૃહસ્થને તીહાં જવાને સુગ લાગતી હતી. પણ હવે આગળ જણાવ્યું તેમ મુંબઈની મ્યુનીસીપાલીટીએ બજાર વીગેરે જે સગવડ અને સુખ કરી આપી છે તેથી મુંબઈની વસ્તી ઉપર આ ખાતાનો મોટો ઉપકાર થયો છે. આજે મુંબઈનાં બજારો યુરોપખંડનાં પેહેલે દરજ્જેનાં શેહેરોની આ બાબદમાં અરસી

બરોબરી કરી શકે એવાં થઈ પડયાં છે. આથી આપણને થોડી ખુશી નથી ઉપજવાની, અને તેમજ તેનાથી ફાયદા પણ કંઈ થોડોજ નથી ઉપજવાના.

મદ્રાસના દેશી લોકની બજાર "કોટવાલ બજાર"ને નામે જણાયલી છે, જે શેહેરની અંદર વસતીમાં આવેલી છે, અને તેમાં દુકાનો ખુણે ખાંચે માંડેલી છે, તેનો દેખાવ ઘણુંકરીને આપણાં, ગાંમ ગાંમડાંની સાધારણ બજારનાં જેવા દેખાયછે. ચોમાસાંની રૂતમાં એવી બજારો પાણી અને કાદવથી ભરાઈને ગલીચ હાલતમાં રેહેછે. બીજી નાંહાંની નાંહાંની બજારો જેમ બીજાં ગામોમાં ઠેકાણે ઠેકાણે હોયછે તેમ મદ્રાસમાં પણ ઠેકાણે ઠેકાણે વેહેંચાયલી છે.

મદ્રાસની બજારમાં અને બીજી જગોએ, દુકાનો ઉપર ઘણું કરીને વેચવા સાટવા, પુરૂષના કરતાં સ્રીયો વધારે બેસેછે. આ ચાલ ધાર્યા પ્રમાણે એક રૈયા દાખલ તીહાં ચાલી આવેલી હોય એવુ માલુમ પડેછે. અલબતાં સ્રી વેચનાર જો દુકાન ઉપર વેચવાને બેઠી હોય, અને તે જો ખુદરતી સ્વરૂપવાળી અથવા મલકતી બનીને બેઠી હોય તો તેની દુકાન ઉપર જેટલો વધારે વકરો થવાની વકી રાખીયે તેટલી વકી પુરૂષ વેચનારની દુકાન ઉપર નથી રાખી શકાવાની. યુરોપખંડમાં તો એવી રીત ઘણેક ઠેકાણે ચાલુજ છે, અને એવી દુકાનો ઉપરનાં વેચાણો સેહેલથી થઇને તેમનાં માલેકોને મોટો ફાયદો થાયછે, તેમાં કંઈજ શક નથી. મદ્રાસના લોકોએ આ ચાલ અથવા રીત અખત્યાર કરવામાં, માણસ જાતના ખુદરતી સ્વભાવની વલાણ તરફ વધારે ધ્યાન પોહોંચાડેલું દીસેછે.

બજારમાંથી પાછા ફર્યા અને ઘર આવી નાસ્તો કીધો. ત્યારપછી પાચાપાની સ્કુલ જોવાને ગયા. પાચાપા મુદલીયાર નામનો મદ્રાસનો એક દેશી ગૃહસ્થ નાણાંની એક મોહોટી રકમ પોતાની પછવાડે નીશાળ સ્થાપવાને મુકી ગયો, તેનાં નામની યાદગારીમાં આ નીશાળ સ્થાપીયામાં આવી છે. એ નીશાળ મોહોટી છે અને એમાં ઘણું કરીને હીંદુનાજ આસરે ૬૦૦ છોકરા કેળવણી લેછે, એવું હમોને જણાવ્યામાં તે વખતે આવ્યું હતું. આ નીશાળમાં "પ્રેસીડેન્સી કાલેજ" ની રીતી પ્રમાણે કેળવણી આપવામાં આવેછે. આ શેહેરમાંની બીજી નીશાળો કરતાં, પાચાપા સ્કુલ ઘણે દરજે ચઢતી પદ્દિવાળી અને સારા પાયા ઉપર મંડાયલી છે. એનો કારભાર ટ્રસ્ટીઓની મારફતે ચાલેછે. જ્યારે હમે જોવાને ગયા ત્યારે પાચાપાની નીશાળનાં ફંડમાં હરકોઈ દેશી અથવા પારકા દેશનાં ગૃહસ્થને બખ

ફ્રીરા તરીકે નાણાંની રકમ ભરવાની છુટ હતી. નીશાળના છોકરાઓની હોશીયારી અને સુગલાઈ જોઈહમો ખુશી થયા હતા તે ઉપરથી છોકરાઓને ઈનામ આપવાને સારૂ સેઠ ખુરશેદજી નુશરવાનજી કામાજીયે એક સારી રકમ ભરી આપી હતી. આ નીશાળનો પ્રિન્સિપાલ એક યુરોપીયન ગ્રહસ્થ હતો; બાકીના શીક્ષકો દેશી વીદ્યાર્થીઓ હતા

મદ્રાસની નીશાળો ઘણું કરીને બે તરેની છે. પેહેલા વર્ગની નીશાળોમાં ઇંગ્રેજી ભાશાનું સારૂં જ્ઞાન આપવામાં આવેછે, તેહેની સાથે એક દેશી ભાશાનું જ્ઞાન તથા ભૂગોલ, ઈતીહાસ, અંકગણીત, ભુમીતી, બીજગણીત, અને એવી બીજી વીદ્યા તથા કોઈવાર "લાટીન" અથવા "ગ્રીક" ભાશા શીખાડવામાં આવેછે. બીજા વર્ગની નીશાળોમાં માત્ર વાંચવા લખવાના મુળતત્વો, અંકગણીતની સેહેલી રીતો, ભૂગોલ,અને ઈતીહાસની સીરૂવાત વીગેરે સાધારણ જ્ઞાન શીખાડવામાં આવેછે. ઘણી ખરી સઘળી આવી નીશાળો, ખાનગી ગ્રહસ્થો, અથવા શેહેરની લોક મંડળીનાં આસરાથી સ્થાપ્યામાં આવી છે, અને એવીજ રીતે તેઓનો કારભાર પણ ચાલુ છે. આવી નીશાળોમાં ધર્મને લગતી બાબતો મુતલગ શીખવવામાં આવતીજ નથી. પાદ્રીઓની નીશાળોમાંજ ધર્મ અને તેને લગતી બાબદો શીખવેછે. મદ્રાસનાં દેશીયો હળવે હળવે કેળવણીનાં ફાયદા જાણવા લાગ્યા છે, તેથી તેઓએ એ બાબદ ઉપર દીલથી ધ્યાન પોહોંચાડવા માંડયું છે. તેઓએ દેશી ભાશા શીખવવાની નીશાળો, ઇંગ્રેજી નીશાળોનાં કાયદા કાનુનો પ્રમાણે સ્થાપવા માંડી છે; હજુ તેમાંની કોઈ નીશાળ ચઢતે દરજે પુગી નથી, તોપણ તેમનું કામ સારી ઉમેદ ભરેલી રીતે ચાલ્યું જાયછે.

ઉપલી નીશાળ જોયા પછી આગળ ચાલતાં,

*Friend in Need Society, The Ladies' Workshop, and the Lying-in Hospital,*—"ફ્રેન્ડ ઈન્ નીડ સોસાઈટી" "લેડીસ વર્કશાપ" અને "ધી લાઈગ ઈન્ હાસપીટલ" એવે નામનાં ત્રણ ધરમખાતાં જોવાને ગયા હતા.

"ફ્રેન્ડ ઈન્ નીડ સોસાઈટી" તથા "લેડીસ વર્કશાપ" એ બને ખાતાં સન ૧૭૮૭ અને ૧૭૮૮ માં યુરોપીયન લશ્કરી સીપાહયોનાં માંબાપ વગરનાં છોકરાંઓને કેળવણી આપવા તથા તેમની બરદાસ્ત કરવાની મતલબથી સ્થાપ્યામાં આવ્યા હતાં; બચ્ચાંઓને એ ખાતાંમાં સારા દરજાની કેળવણી મળેછે, અને જારે છોકરાઓ

પુખ્તી ઊમરે પોહોચેછે તારે માંભો પગાર આપીને તરેવાર ધંધો પેશો, શીખવેછે, અને તેઓ પોતાનું ગુજરાણ પોતાની મેળે કરી શકે એટલા માર હર કોઇ ઠેકાણે તેમને કામે લગાડી દેછે "ફ્રેન્ડ ઈન્ નીડ સોસાઇટી" નો ખરચ તથા કારભાર જહાંઉ ઊઘરાણાં અથવા બક્ષીસ ઊપર તથા એ ખાતાં સાથે જે નાહાની સરખી એક વર્કશાપ એટલે કેટલી એક જાતનો સામાન બનાવવાનું કારખાનું છે, તેમાંને જીનસો બને તેના વેચાણથી ઉપજતી કમાઈ ઉપર ચાલી શકેછે.

આ ખાતાં સ્થાપવાની મુળ મતલબ એટલીજ છે કે જેઓ લાચાર હોય તેવા માણસોમાથી જેવો કામ કરવાને શકતીવાન અને ખુશી હોયતેમને પોતાનું ગુજરાણ ચલાવવાને આ ખાતા તરફથી મદદ આપવી. હીયાં આવતાં માણસોને દોરડા, સાદડી, ટોપલી અને તેહેવી બીજી જીનસો બનાવવાનો હુંનર શીખવેછે તથા શીખનાર પોતાનાં કામમા હોશીયાર થાય એટલે તેની શકતી પ્રમાણે તેનો પગાર કરેછે. એજ રીતે સ્ત્રીલોક પાસે પણ તેમની શકતી પ્રમાણેનું કામ લેછે, તેઓ તરેવાર જાતનાં જાડા પાતળાં કપડાં સીવેછે, જેવાં કે ઘોડાવાળાના ડગલા, વાસકુટ, પાટલુન, કમરબંદ,પીછોડી,નાહાનાં છોકરાના ઈસ્ટાકીન (પગના મોજાં), ટુવાલ અને એવીગેરે બીજાં કામ જોગ ઘરમાં વપરાતાં તરેવાર કપડાં શીવવાનું કપડુ તથા સોય દોરા વીગેરે, જરૂરીયાત સર સરંજામ, આ ખાતાંનાં ફંડમાથી આપ્યામાં આવેછે. મરદના ખાતાં ઉપર મદ્રાસના કેટલા એક મરદ ગૃહસ્થોની એક કમેટી ઉપરીપણું ચલાવેછે, અને સ્ત્રીલોકના ખાતાં ઉપર, એક બે આબરૂવાળી મદ્રાસના લશ્કરી અમલદારોની બાનુઓ, પોતાની ખુશીથી ઊપરીપણું ચલાવી, સઘળી બાબદની નીગેબાની રાખેછે. સ્ત્રીલોકનાં ખાતાંમા, સીવવા, સાધવાનાં ધંધા સાથે નાહનાં બચ્ચાંઓને વાચવા લખવાની પણ કેળવણી આપ્યામાં આવેછે.

"ફ્રેંડ ઇન્ નીડ સોસાયટી"માં અને તેને લગતા કારખાનામાં પેહેરવાનાં સુતરાઊ તથા ઉનનાં તરેવાર કપડાં શીવાયછે, તેમાંની ઘણી જીનસો હમેશે આ ખાતાંને એક ઊત્તેજન આપવા દાખલ ખરીદ કીધી હતી, અને એ બંધે ખાતાંનાં ફંડમાં એક સારી રકમની બખશીસ શેઠ ખુરશેદજી નુસરવાનજી કામાજીયે આપી હતી.

"ધી લાઇંગ ઈન્ હાસપીટલ"નુ ધરમખાતું ઇસવી સન ૧૮૪૪ ના સાલમાં દરદી સ્ત્રીયો અને બચ્ચાઓની બરદાસ્ત કરવાસાર સ્થાપવામાં આવ્યું હતું. આ ધરમખાતુ, "કોમ"નદીના કીનારા ઉપર "સેંટ આંડ્રુસ ચર્ચ"ની પડોસમાંના એક

મકાનમાં છે. સઘળી જાતની અને સઘળા ધર્મની સ્ત્રીયોને, આ હાસપીટલમાં દાખલ થવાની છુટ છે, અને જીહાંસુધી તેઓ હાસપીટલમાં રેહેછે, તીહાંસુધી સરકારી ખરચે તેમની ખરદાસ્ત અને માવજત થાયછે. આ ધર્મખાતાંને લગતો સ્ત્રીયોનો એક વર્ગ ઉભો કર્યોમાં આવ્યો છે, તેમાં સુવાવડની તજવીજ અને વેવાડવાનું કામ શી રીતે કરવું, એ તેમને શીખવવામાં આવેછે.

આગળ ચાલતાં "ક્રીલપાર્ક" નામનાં લતા ઉપર "મેગડેલેન અસાઇલિંમ" કરીને એક બીજું ધરમખાતું સ્થાપેલું છે. આ ખાતાંની મતલબ ઘણીજ નેક અને પરમાર્થ છે. યુરોપીયન અથવા ઇંડોબ્રીટન ખાંનદાન અથવા જાતની જે સ્ત્રીયો નીતી છોડી અનીતીનો માર્ગ પકડીને બીગડી હોય, તેઓની ઇછા, આ બુરો માર્ગ છોડી, પાછો નીતીમાર્ગ પકડવાની થઈ હોય તો, તેવી સ્ત્રીયોને એ ખાતાંમાં લઈ આરાશે આપીને સુમાર્ગ ઉપર પાછી આણવાને, તેમને સઘળા પ્રકારની મદદ આપ્યામાં આવેછે. તેમની પાસે તેમની શકતી જોગ ઉદ્યોગ કરાવેછે, અને તે ઉદ્યોગની ઉપજનો કેટલોએક ભાગ આ ખાતાંનો ખરચ ચલાવવાસારૂ બાદ કરી, બાકીનો આજ ખાતાંની કેટલી એક સ્ત્રીઓને ખુદ તેમના અંગ ખરચ સારૂ આપવામાં આવેછે. આ ખાતાંનો સઘળો ખરચ, કામ આમ લોક પાસેથી એકઠાં કરેલાં જાહેર ઉઘરાણાંમાંથી થાયછે.

અફસોસ છે, મુંબઈ જેવાં માતબર અને ધરમખાતાંઓ ઊભાં કરવામાં પ્રખ્યાત થયલાં શેહેરમાં આવું એકું પણ ખાતું હજુ સુધી થયું નથી. હીયાં ઘણાંએ ધરમખાતાં છે, પણ આ છેલ્લાં ખાતાં જેવું હજુ લગી એકુ પણ ખાતું આપણા કોઈબી સખી શેઠીઆએ ઉઠાવી ઉભું કીધું નથી. પણ આવીશ હવે ધ્યાન પોહોંચાડવાની આ શેહેરના લોકની ફરજ છે. તેની સાથે, જનાકારીથી જે છોકરાં પેદા થાયછે અને જે નીર્દોશ બાલકોનો જીવ જનાકારીનો ધુતા છુપાવવાની મતલબે બરબાદ જાયછે, તેનો અટકાવ કરવાને પણ આવાં એક ખાતાંની ઘણીજ અત્રે અગત છે. આવા ખાતાં કાહાડવામાં કેટલા એક જણ એવું ધારેછે કે એથી તો છીનાલાને મદદ કીધા બરોબર છે. પણ લાંબો વીચાર કરશું તો એવું નથી ઠરવાનું. વ્યભિચારથી ઉત્પંન થયલાં નીર્દોશ બાલકોનાં કુમળા જીવની ઘાત થયાથી, છીનાલાનાં એક પાપસાથે લગોલગ વળી જે ખુન કરવાનું બીજું પાપ થાયછે, તે મહા પાપનો અટકાવ, એવાં ખાતાંથી જો થાય, અને દર વરશે

જેટલા જીવની આવી રીતે ઘાત થાયછે, તેમાં ઘટાડો થાય, તો ખરેખર આવાં ધરમખાતાં જેવાં નેક ખાતાં અને એનાથી નીપજતાં પુનનાં કામો જેવા નેક બીજાં થોડાંજ ગણાશે.

ચેપી રોગના ફેલાવાનો અટકાવ કરવાને, જો સરકાર તરફથી ધાગ બાંધીયામાં આવીયા, અને રઇએત પાસેથી કર ઉઘરાવેલાં નાણાંમાંથી વેશીયા અને વ્યભીચારી લોકના ફાયદા સારૂ "લાક હાસપીટલ" અને તેને લગતું ખાતું ઉભું કરી ચલાવાનું વાજબી ગણાયું તો, શું વ્યભીચાર અથવા જનાકારીથી જે સ્ત્રીઓ પોતાની લાજ રાખવાને તેમના નીરદોશ બાલકોનો જીવ લીએછે અને ખુન કરવાનાં પાપને આધીન થાયછે, તેમના ફાએદાને સારૂ અને નીરદોશ બાલકોના જીવના બચાવને શારૂ શું આપણે કંઇજ ઉપાય નહી કરીએ વારૂ? લાંબો વીચાર કરતાં એવું ધારીયામાં આવેછે કે, આવું પરમાર્થ ખાતું જો ઉઘડીયું તો તેનો ખરચ પુરો પાડવાને પેહેલાં જેટલું ભારી લાગશે તેટલું પછવાડેથી નથી લાગવાનું. માણસ જાતનો ખુદરતી સ્વભાવ સમજવાનો અનુભવ ધરાવનારો ઉપર જણાવેલું મત બાંધી શકશે. સરકાર તરફથી વેશીયાઓની હાલ જે બરદાસ્ત, જો કે જબરદસ્તીના કાયદાથી થાયછે, તો પણ થોડા વખતમાં એ વીશે વેશીયાઓને સમજ પડશે કે આ કાયદા અને ગોઠવણો તો તેમના પોતાના ફાયદાને સાર થયલી છે. આ ઉપરથી, અગર સરકાર તરફથી સાંભળો કોઇ તરેનો તેઓ ઉપર કર લાગુ પાડીયો તો તે કર વટીક તે લોક મોટી ખુશી સાથે આપશે એમાં કંઇજ નવાઈ અથવા શાખ નથી. આ વીચાર ૧૮૭૦ના જુલાઈ મહીનામાં આ પુસ્તક લખનારને થયલો છે, અને તેનું ખરાપણું ભવીશ કાળ સાબેત કરી આપશે એવું ધારીયામાં આવેછે. હમો ધારીએછ કે આવું જો થયું તો તે વાજબી ગણાશે, કારણ હાલ રઈએત પાસેથી લેતા કીધેલા કરમાંથી આ ખાતાંનો જે ખરચ ચલાવીયામાં આવેછે તેમાં એક તરેનો ગેરઇનસાફ રઇએતનાં નેક અને ભલાં માણસો ઉપર ગુજરેછે નેક અને ગૃહસ્થ લોક પાસેથી પઇસા લઈ છીનાલવા લોકનો બુગે શોખ પુરો પાડવો, અને તે વળી સઘળી સંભાળ ભરેલી રીતે પુરો પડી શકે એવા ઉપાયો કરવામાં વાપરવો, એ ખરેખરજ ગેરવાજબીપણું છે. એમ થવુંજ નહી જોઇએ. પણ હાલ જે શીરૂઆત થઈ છે તે જાણે માત્રે એવા ભુડા લોકને એક ચેતવણી તરીકે થઇ છે, એ મતલબે કે જો તેઓને તેમનો બુગે હંમેશ સંભાળ

ભરેલી રીતે પુરો પાડવો હોય તો આવું એક ખાતું શેહેરમાં હોવું જોઇએ, અને તે ખાતાંનો ખરચ આ ટોળીનાજ લોકોએ પુરો પાડવો જોઇએ. જે છીનાલ સ્ત્રી પોતાની તનદુરસ્તી જાળવવાને સરકારને આ ખાતાં સબધી ઠગવેલો કર આપશે તે નાણું તેજ સ્ત્રી પોતાની સાથે વેહેવાર કરનાર પુરૂશ યારોથી પાછુ કદાચ વીયાજ સાથે સેહેલાઇથી લેઈ શકશે, અને અતે વાજબી ઈનસાફ એવોજ થશે કે આવાં બદકામ કરનાર સ્ત્રી પુરૂશોને માથેજ આવાં ખાતાનો ખરચ જઈ પડવાનો, અને આવીજ ગોઠવણ થયલી વાજબી ગણાવાની.

ઉપલીજ તકરારના આધાર ઉપરથી એવુ પણ તારે વીચારીયામા આવી શકેછે કે છીનાલાથી ઊત્પન થયલાં બાલકોનો બચાવ કરવાને જે ખાતું સ્થાપીયામાં આવે તેનો ખરચ પણ પુરો પાડવાને આવાં કર્મો કરનાર પોતેજ વાજબી વીચારશે. તે ખરચ શી રીતે તેઓ પુરો પાડવાને તજવીજ કરશે તે ધારવું શેહેલ છે. જેબી કોઈ હરામનું છોકરૂ એવાં ખાતાંમાં છુપી રીતે મુકવાને જશે અથવા મુકવાને મોકલશે તેઓ તે બાલકની સાથે થોડા ઘણા પઈસા મોકલશે, એવુ સમજીને કે તે નાણાથી તે બાલકના પોશાણ થવામાં થોડી ઘણી મદદ થઈ પડે. બચ્ચાં ઊપર પીયાર થયો એ તો ખુદરતીજ ગુણ છે. જેવો પીયાર ગૃહસ્થ સ્ત્રીનો તેનાં બચ્ચા ઊપર થાયછે, તેવોજ પીયાર છીનાલ સ્ત્રીનોબી થયાવના નથી રેહેવાનો માટે આજે આવાં ખાતાં વગર જે બાલહતીયાનુ પાપ થાયછે, તે આવુ ખાતુ ઊઘાડતાં બંધ થઈ બાલકોના જીવની સલામતીનું તે ઘર થઈ પડશે; અને તેમાં, છીનાલીનાં બચ્ચાં મુકનારો ખચીત નાણાંની રકમ મુકીયા વગર નથી રેહેનાર. આ વાત તો છીનાલો વીશે થઈ. પણ હવે જે ગૃહસ્થ સ્ત્રી પુરૂશો એવા બુરાં કામ કરેછે, અને તેમનાથી જે બાલકો પેદા થાયછે, તેવા બાલકોના જીવનો પણ નાશ થનાને બદલે તેવા બાલકો આવા ખાતાંમા આવતાં થયાથી નાણાની મોટી રકમ સાથે લેતા આવશે. નીરદોશ બાલકનો જીવ લેવાને કોઇને ખુદરતી રાહે ગમતુ નથી, પણ પોતાની લાજ આબરૂ જાળવવાને ખુન જેવું દુષ્ટ કામ તેઓ કરેછે, અને તેવુ કરવાને હજારો રૂપીયા દાઈઓ તથા કુટણી કુટણાઓને આપેછે. પણ આવુ ખાતું ઉભું થતા, તેવાં નીરદોશ બાલકોનું ખુન કરવાને કોઇને જરાપણ વીચાર નથી આવવાનો. જેવુ છોકરૂ પેદા થયું એટલે તેની સાથે રૂપીયાની કોથલી આપી આ ખાતામાં બાલકોને તેવા લોક બેધડક મોકલી આપશે, અને એવુ થયાથી કેટલા નીરદોશ

જીવોનો ૯૦ વગરે ભોગ થતા બચવાનો! આપણા દેશમા આવુ નેક કામ કોણ ઉઠાવી લેવામા પેહેલ કરશે, તેને ધન્ય હોજો! ઇગ્લડ અને યુરોપ ખડમા આજે આવા ખાતા ચાલુ છે, જેમનો ખરચ, જાહેર ઉઘરાણામાથી મળી અને પરમાર્થ લોકની બક્ષીસોમથી અને એજ ખાતામા છુટી રીતે મુકી ગયલા બાલકો સાથે આવતી મોટી રકમોમાથી સારી રીતે પુગે પડી શકે છે. એવા ખાતામાથી ઉછરી નીકળેલા ઘણા સ્ત્રી પુરૂષો આજે મડળીમા બેગા થઈ પડ્યા છે, અને તેમાના ઘણા લોક સારી કેળવણી પામી આબરૂદાર ગ્રહસ્થો તરીકે પોતાનો સમાર ગુજારેછે, જો કે તેમને ખબર નથી કે તેઓ કોણ માય અને કોણ બાપના છોકરા છે!

હીયાથી નીકળ્યા તેવા મદ્રાસની ઉદ્યોગ તથા કળા હુનર શીખવવાની શાળા જોવાને ગયા હતા. આ શાળા "પુનામાલી" નામના રસ્તા ઊપર અને આગળ જણાવેલા સેન્ટ આન્દ્રુસના દેવલની સાબેના રસ્તા ઉપર છે આ શાળાનુ મડાણ ડાકતર અલેકઝાંડર હંટર નામના સરકારી ખાતાના એક ડાકતરે ઇસવી સન ૧૮૫૦ના સાલમા પોતે શીરૂ કર્યું હતુ. નીશાળીયાઓ હુનર શીખવાને આવતા હતા તેમની પાસેથી લેવા માડેલા લવાજમમાથી, છોકરાઓએ પાડેલા ચીત્રો તથા બીજી બનાવેલી જીનસોના વેચાણમાથી, આમ લોક તરફથી જે બક્ષીસો મળતી હતી તેમાથી અને આ લાયકીવાળા ડાકતરની ખાનગી કમાઈમાથી આ ખાતાનો ખરચ સન ૧૮૫૫ના સાલ સુધી ચલાવામા આવ્યો હતો. ત્યારપછી સરકારે પોતે આ ખાતુ લઈ લીધુ અને એની ઉપર એક ઉપરી, ઇગ્લડની ઉદ્યોગ તથા કળા હુનરની શાળામાથી બોલાવીને રાખ્યો હતો આ શાળામાં ચીત્ર પાડવાનો હુનર, લાકડા અને ત્રાંબા ઉપર કોતરકામ કરવાનો હુનર, "પ્લાસ્ટર આફ પેરીસ" નામની મટોડીના પુતળા અને તરેવાર વાસણો બનાવવાનો હુનર તથા તમામ સઘળી જાતના મટોડીના વાસણો અને ઘર બાધવાની જીનસો બનાવવાનો હુનર શીખવવામા આવેછે. મટોડીના તરેવાર વાસણો, ફુલોના અને ઝાડોના તરેવાર રગીન ચીત્રો પ્રાચીન યુનાન અને રોમ શેહેરના પુતલાઓની નકલ, "પ્લાસ્ટર આફ પેરીસ" નામની મટોડીના પુતલાઓમા આબેહુબ કીધેલી ઘણીજ સુદર અને જોવા લાયક બનેલી હમારા જોવામા આવી હતી.

બાગણુ આગળ ચોક પુરવાના નમુના જેટલા મેળવી શકાયા તેટલા કલકત્તા અને

મદ્રાસમાંથી મંગાવી ડાકતર હંટરે એક મોટો સંગ્રહ કીધેલો હતો તે હમને દેખડાવ્યો હતો. નજદીક ૧૦૦૦) નમુના તેણે એકઠા કરેલા હતા, અને હમને કહ્યું હતું કે મુંબઈનાં લોક પાસે એવા ચોક પુરવાના બીજા નમુનાં હોય તો તે તેને પોહોંચતા કરી આપવા. આ ઊપરથી હમારા મીત્ર ડાકતર ભાઊ દાજીયે કબુલાત આપી હતી કે મુંબઈ જાહાને આ વીશે ધ્યાન પોહોંચાડવામાં આવશે.

આ શાળામાં ફોટોગ્રાફીનો હુંનર પણ શીખવ્યામાં આવેછે. ડાકતર હંટરે મદ્રાસ અને તેહેની આસપાસની જગોનાં ઘણાં ફોટોગ્રાફ આ ખાતાં તરફથી લીધેલા હમુને દેખડાવ્યા હતા.

"પ્લાસ્ટર આફ પેરીસ" નામની મટોડી યુરપ અંડથી અત્રે આવેછે, અને પુતળાં બનાવવાને અતીશય ઊપયોગી પડેછે, એવી જાતની અથવા એને મળતી આવે તેવી મટોડી ડાકતર હંટરે મદ્રાસ શેહેરની નજદીકમાંથી શોધી કાહાડી છે, પણ આ મટોડીનાં બનાવેલાં પુતળાં અને બીજી ચીજો સુકાયા પછી "પ્લાસ્ટર આફ પેરીસ"નાં જેવી સુફેદ રંગની અને ચીકણી રેહેની નથી, પણ તેમાં તડ પડેછે અથવા સુફેદી ઝાંખી થઈ જાયછે, એમ ડાકતરે જણાવ્યું હતું, પણ તેને ઉમેદ હતી કે એ અડચણ કેટલી એક મેળવણીથી તે કાહાડી શકશે.

આ ઉદ્યોગશાળા સ્થાપીયા પછી તેમાં નજદીક ૨૦૦૦) માણસો શીખવાને દાખલ થયાં છે. અને તેમાંથી ઘણાં ખરાં તરેવાર હુંનરની કેળવણી લઈ બાહેર પડયાં છે અને સારી કમાઈ ભરેલા રોજગાર તેમને મળ્યા છે, અને કેટલાકોને ઘણી સારી ફાયદા ભરેલી ચાકરી પણ લાગી છે.

ડાકતર હંટરની સાથે જે થોડો વખત હમોયે ગુજાર્યો હતો, તે વખતમાં તેણે જે મેહનત લઇને હમને પોતાનાં આખાં કારખાનાંમાં ફેરવ્યા હતા તથા તરેવાર બાબત વીશે હમે જે સવાલો પુછયા હતા તેનાં જવાબો તેણે સેહેલાઈથી અને ખુશીથી આપ્યા હતા તેથી હમને જે જ્ઞાન થોડી વારમાં મુફત મળ્યું હતું તેની કીમત હમારાથી થઈ શકતી નથી; હમને તે વખતે મુંબઈના ડાકતર બ્યુસ્ટની યાદ આવી હતી, કારણ એ કે તેનાં જેવા ધુંધી, ઉદ્યોગી, ખુશીથી શીખવનાર અને ઉદ્યોગશાળા અને કળા હુંનરોનો ફેલાવો થયલો જોનાર આજ સુધી મુંબઈમાં કોઈ દેખાયો નથી. જે દીલભર મેહેનતથી ડાકતર બ્યુસ્ટને હમોયે મુંબઈમાં કળા હુંનરનો ફેલાવો કરવા પછવાડે મશગુલ થયલો જોયો હતો તેવીજ દીલભર મેહેન-

તથી કળા હુનરનો ફેલાવો કરવા પછવાડે ડાકતર હંટરને હમેશ મદ્રાસમા મગરૂર થયલો જોયો હતો.

હુંનરશાળા જોઇને મદ્રાસનુ મુઝીઅમ એટલે કુદરતી ચીજોનુ સંગ્રહસ્થાન જોવાને ગયા.

આ સંગ્રહસ્થાન મદ્રાસ સરકારે ઇસવી સન ૧૮૫૨ ના વરસમા ઊભુ કીધુ છે, અને "પાનથીયન" નામની એક મોહોટી અને દેમાગ ઇમારત જે મદ્રાસમા "પાનથીયન રોડ" ઊપર આવેલી છે, તે મકાનમા આ સંગ્રહસ્થાનની જગા કીધેલી છે. હમો જ્યારે તે જોવાને ગયા હતા ત્યારે કપતાન મીચલ તેનો ઉપરી અને રખેવાલ હતો. એ અમલદારની મુલાકાત લેતા અને સંગ્રહસ્થાન જોવાની પરવાનગી માગતા, એવુ માલુમ પડ્યુ કે નાતાલના તેહેવારના સબબને લીધે આ ખાતુ બંધ રાખ્યામા આવેલુ હતુ; અને જે શખસને સ્વાધીન તે મકાનની ચાવીઓ હતી તે એક બે દીવસની રજા લઇને બાહેર સેહેલગા કરવાને ગયલો હતો, તેથી હમારા જોવામા અટકાવ થઇ પડ્યો હતો. આ બનાવથી કપતાન મીચલે પોતાની ઘણીજ દીલગીરી જણાવી હતી, અને હમો મદ્રાસથી રેલને રસ્તે કલકત્તે ઉપડી જનાર હતા તેથી લાંબો વખત મદ્રાસમા હમારાથી રેહેવાને પણ બની શકતુ નહી હતુ તેથી તે વધારે દીલગીર થયો હતો. તોપણ તેણે હમને ઉમેદ આપી હતી કે, મેર આવી પુગવાની આગમચ મુઝીયમ ખચીત ઊઘડશે, અને જે દીવસે તે ઊઘડશે તે દીવસે તે હમને લખી જણાવશે, તથા તેણે હમારી ઉપર મેહેરબાની કરવાને ધારી એવુ પણ કેહુ કે, "હુ સહવારના પોહોરમા મોહોટી ખુસીથી પોતે તીહા હાજર રહીને આ સંગ્રહસ્થાન તમને દેખડાવીશ, અને જેબી કઇ તમુને જાણવુ, પુછવુ અથવા તીહાંથી લેવુ હોય તે હુ મોટી ખુસીથી બજા લાવશ."

હીયાથી રૂખસદ લઇને મદ્રાસની "આગ્રી હાર્ટીકલચરલ ગારડન" જોવાને ગયા. આ સરકારી બાગ "મૌંટ રોડ" ઊપર આવેલો છે અને તેમા નજદીક ૨૪) ચોવીસ એકર જમીન રોકાઇ છે. આ બાગ પેહલા ઇસવી સન ૧૮૩૫ ના સાલમા મદ્રાસ લશ્કરના એક સર્જન નામે ડાકતર રાઇટની મેહેનતથી ઊભો થયો હતો. આ બાગની રચના ઘણીજ સોભા ભરેલી રીતે કીધેલી છે, અને તેહેમા સુંદર ફુલવાળા અથવા જે સંસાર વેહેવારના કામમા ઉપયોગી પડે તેવા દર એક દેશના ઝાડ પાનોના રોપ રોપેલા છે. જે ફુલો પાણીમા થાયછે તેવાને ઉગાડવાને એક મોહોટુ તળાવ

તથી કળા હુનરનો ફેલાવો કરવા પખવાડે ડાક્તર હન્ટરને હમોયે મદ્રાસમાં સંગ્રહુત થયલા જોયા હતા

હુનરશાળા જોઇને મદ્રાસનું મ્યુઝીઅમ એટલે ખુદરતી ચીજોનું સંગ્રહસ્થાન જોવાને ગયા.

આ સંગ્રહસ્થાન મદ્રાસ સરકારે ઈસવી સન ૧૮૫૧ ના વરસમાં ઊભું કીધું છે, અને "પાનથીયન" નામની એક મોહોટી અને સોભાદ ઈમારત જે મદ્રાસમાં "પાનથીયન રોડ" ઊપર આવેલી છે, તે મકાનમાં આ સંગ્રહસ્થાનની જગા કીધેલી છે. હમો જ્યારે તે જોવાને ગયા હતા ત્યારે કપતાન મીચલ તેનો ઉપરી અને રખેવાલ હતો એ અમલદારની મુલાકાત લેતા અને સંગ્રહસ્થાન જોવાની પરવાનગી માગતા, એવું માલુમ પડ્યું કે નાતાલના તેહેવારના સબબને લીધે આ ખાતું બંધ રાખ્યામાં આવેલું હતું, અને જે શખ્સને સ્વાધીન તે મકાનની ચાવી ઓ હતી તે એક બે દીવસની રજા લઇને બાહેર સેહેલગા કરવાને ગયેલો હતો, તેથી હમારા જોવામાં અટકાવ થઈ પડ્યો હતો આ બનાવથી કપતાન મીચલે પોતાની ઘણીજ દીલગીરી જણાવી હતી, અને હમો મદ્રાસથી સેલને ટાકણે કલકત્તે ઉપડી જનાર હતા તેથી લાંબો વખત મદ્રાસમાં હમારાથી રેહેવાને પણ બની શકતું નહી હતું તેથી તે વધારે દીલગીર થયો હતો. તોપણ તેણે હમને ઉમેદ આપી હતી કે, સેલ આવી પુગવાની આગમચ મ્યુઝીયમ ખચીત ઊઘડશે, અને જે દીવસે તે ઊઘડસે તે દીવસે તે હમને લખી જણાવશે, તથા તેણે હમારી ઉપર મેહેરબાની કરવાને ધારી એવું પણ કેહ્યું કે, "હું સદવારના પોહોરમાં મોહોટી ખુસીથી પોતે તીહા હાજર રહીને આ સંગ્રહસ્થાન તમને દેખડાવીશ, અને જેબા કઈ તમુને જાણવું, પુછવું અથવા તીહાંથી લેવું હોય તે હું મોટી ખુસીથી બજા લાવશ"

હીયાથી રૂખસદ લઇને મદ્રાસની "આગ્રી હાર્ટીકલચરલ ગારડન" જોવાને ગયા આ સરકારી બાગ "મૌંટ રોડ" ઊપર આવેલો છે અને તેમાં નજીક ૨૪) ચોવીસ એકર જમીન રોકાઈ છે આ બાગ પેહલા ઇસવી સન ૧૮૩૫ ના સાલમાં મદ્રાસ લશ્કરના એક સર્જન નામે ડાક્તર રાઇટની મેહેનતથી ઉભો થયો હતો આ બાગની રચના ઘણીજ સોભા ભરેલી રીતે કીધેલી છે, અને તેહેમાં સુંદર ફુલવાળા અથવા જે સસાર વેહેવારના કામમાં ઉપયોગી પડે તેવા દરેક દેશના ઝાડ પાનોના રોપ કરેલા છે. જે ફુલો પાણીમાં થાયછે તેનાને ઉગાડવાને એક મોહોટું તળાવ

બતાવ્યામાં આવ્યું છે, અને બીજા સોભઈતા રોનકદાર ફુવ્વારા, ટાંકીયો, અને તરેવાર પક્ષીયોને રાખવાનાં ઘર, પાંજરાં અને તેમને લાયકનાં માલા બનાવાનું કામ હમો જોવાને ગયા તારે તીહાં ચાલતું હતું. એ ગોઠવણ પુરી થયા પછી બાગની રચનાં ઘણીજ શોભાયમાંન થસે એમાં કાંઈ શક નથી. એ બાગનાં એક ખાતાંમાં તરે તરેનાં રોપા ઉગાડવા તથા તેમની તપાસ રાખવા અને માવજત કરવાને એક એલાહેદી જગા કરી મુકેલી છે, તીહાં ઘણી જાતનાં રોપાંઓને કુંડીયોમાં માવજતથી રાખેલા છે. જે શખ્સો એ બાગનાં ફંડમાં લાગટ લવાજમ ભરેછે તેવા મેમબરોને ઝાડ પાનની કલમો, બીજ, વીગરે આ કુંડીઓમાથી, મુફ્ત આપ્યામાં આવેછે, બીજાઓને ઠેરવેલ ભાવે વેચાતાં આપેછે. આ બાગમાંલોકની ગમત તથા ચેનને સારૂ દર મંગળવારે સાંજનાં બેંડ વાગેછે, અને ફરવા આવનાર લોકના સુખ સગવડને સારૂ ઠેકાણે ઠેકાણે બેઠકો કરેલી છે.

દર વરસની શીરૂઆતે આ બાગમાં તરેવાર જાતનાં ફુલ, ફલ, તરકારી, અને બીજાં કામનાં ઝાડ પાનનો એક મોહોટો મેલો ભરીયામાં આવેછે, અને તેમાં સઉથી સરસ જીનસો લાવનારાઓને ઇનામો આપ્યામાં આવેછે. આ ઠેકાણે અંધારૂં થઈ ગયાથી વધારે ફરી શકાયું નહી હતું.

તા૦ ૨૪ જાનેવારીને દીવસે મદ્રાસ સેહેરનાં એક બે ખ્રીસ્તી ધરમનાં દેવલો, ફ્રીમેશનનોની લાડજો, અને કલબ હાઉસ વીગરે ઇમારતો જોવાનો ઠરાવ કીધેલો હતો તે મુજબ તે જોવાને નીકળ્યા હતા.

મદ્રાસ સેહેરમાં ખ્રીસ્તી ધરમને લગતાં મોહોટાં અને નાહાંના દેવલો જુદા જુદા પંથવાળાઓનાં ઘણાં છે. એમાંનાં ઘણાં એક દેવલો ઉંચી કીસમની બાંધણી તરીકે ગણાયછે, જેમાં કેટલી એક ઇમારતો એવી તો રોનકદાર છે, કે તેમનું બાંધકામ અને દેખાવ ઇંજીનીયરીંગ વીદ્યા અને હુંનરનાં ઘણાં ઉંચા નમુના ગણાયછે. આવી ઉંચી જાતની રોનકદાર બાંધણીમાં સેંટ જાર્જનું દેવલ, સેંટ આંડ્રુસ, સેંટ પાલ, અને સેંટ મથાયસનાં દેવલો છે.

પાસે આપેલું ચીત્ર સેંટ મથાયસનાં દેવલનું છે, તે વેપરી નામના લતા ઉપર છે તેથી તેહેનું નામ "વેપરી ચર્ચ" પડેલું છે. આ દેવલની અંદરની રચનાં એવી તો રોનક ભરેલી છે કે તે જોનારને પેહેલ વેહેલાં ખાલી માંદા દેખાવવાળી નજરે પડેછે, પણ જેમ જેમ જોનાર ધીરજથી આસપાસ જોતો જાયછે તેમ તેમ તે, ખાલી

દેખાવ બદલાઈ, ખરે મોહોટો, દબદબા ભરેલો, અને ગભીર નજરે પડવા માટે. અંદરની બેઠકોની વચ્ચે જે કબરો આવેલી છે તેની ઉપરના સંગેમરમરના પથરો જડેલા છે તે ઉપર જોનારનુ ધ્યાન લાગેછે, અને તે પથરો ઉપર જે શોખામણના વાક્યો કોતરેલા છે તે વાચ્યાથી રૂમ્બે રૂઆ ઉભા થાયછે. કાચની બારીઓ અને દેવાલો ઉપર જે નકશી અને ચીતાર કામ કરેલુ છે તેહેમાની સખાયો જોયાથી, આપણ મનુષ્ય જાતને કેરની નમનતાઇથી અને દયા ભરેલા દીલથી આ દુનીયામા પોતાના ભાઈ બધુઓ સાથે ચાલવુ અને વસવુ જોઈએછ તેવીરે જોનારના મનમા ચુપ અને મુગો ઉપદેશ થાયછે અને તેનુ દીલ અંદરથી બોલેછે, અરે આજ શુધી કેટલી ભુલો આપણથી થઈ ચુકી છે! આ મુગા ચીનો આ ભુલો વીશે આપણને કેવી નસીહત દેછે! શુ એ નમોનો ઉપર આપણે વધારે વાર આખવીચામણી કરીએ વારૂ! એમ નફકરપણે કીહા સુધી આપણે ચાલીઆ કરશુ! દેશો દેશની એવી જાતની ઇમારતોને તો ખાસુખા મુસાફરોએ અગત કરીને જોવીજ જોઇયે, કેમકે એવી ઇમારતોની બાહારની અને અંદરની રચના બરોબર ધ્યાન પોંહોચાડીને જોયાથી, દેશો દેશના રેહેવાસીયોના ધરમ સબંધી આચરણો, રવેયા, સસારી રીત ભાત અને કેટલીક બાબદમા તેમની નીતીની હાલત વીશેનુ સારૂ ગ્નાન પ્રાપ્ત થઇ શકેછે

આ બાબદ બોલતા હમુને એક બીના ઈયાદ આવી છે, તે એ જે, આ પુસ્તકમા આપેલા ચીનોના નમુના જારે હમારા હાતમા પેહલ વેહેલા આવીયા અને તે એક હમારા મીત્રના જોવામા આવીયા તે જોઇને તે મીત્રે પોતાનુ મન એવુ જાહેર કીધુ હતુ કે તે પોતે હમારી જગા ઉપર હતે તો આવા ચીનો નહી પસદ કરતે. તેવણે કહ્યુ કે મોહોટ મોટી ઇમારતો, પાહાડો, સરોવર અને નદીઓના અને હેવા બીજા દેખાવો હમારે પસદ કરવા હતા, તેને ઠેકાણે હમોએ તો માત્રે ગવળી મસીદ અને દેવલ દેહેરાજ પસદ કીધા હતા એવા ચીનો તે મીત્રને નાપસદ પડીયા હતા હવે આ વાત તો ખરીજ છે કે કુદરતી દેખાવોના ચીનો અલબતા ઘણાજ જરૂરના છે, પણ તેવા દેખાવોના ચીનો હમારે હાથ તે વખતે નહી લાગી શકયા તેથી તેવા ચીનો આ પુસ્તકમા આપી નથી શકયા. પણ હમોએ જે ચીત્રો પસદ કીધા છે તે સઘળીજ મસીદો છે, અને દેવલ દેહેરાજ છે, આ વીચારમા ભુલ છે અને આવો વીચાર કદાચ બીજાઓને આવે તેથી તે વીશે આગમજથી ખુલાસો કરેલો નકામો

નથી ગણાવાનો. હમોએ અત્રે જે ચીત્રો આપીયાં છે તે આપણા દેશની આગલી કીરતી અને જાહોજલાલી દેખાડવાના ચુનંદી ઇમારતો નમુના માત્રે છે, જે જોયાથી, માલુમ પડશે કે હીંદુસ્થાનમાં આગલા વખતમાં કેવી તરેની કારીગીરીનાં કામો થયલાં છે. આ પુસ્તકમાં આપેલાં ચીત્રોમાં ગુંબજ, અથવા મીનારા જેખી ઇમારતો ઉપર દેખાય તેવી સઘળી ઇમારતોને મસજીદ નહી સમજવી. હીંદુસ્થાનની પ્રાચીન ઇમારતોમાંની સઉથી સરસ ઇમારતો, જેની બાંધણીની કંઈ જુજવી નીશાનો હાલ થોડી ઘણી રહેલી છે, તે સઘળીને તપાસી જોતાં એવુંજ માલુમ પડેછે કે દરેક બાંધણી ઉપર તે વખતના કીસબી મીસ્રીઓ અને કારીગરોએ પોતાના હુંનર અને મનશકતીનું બળ મોહોટ મોહોટા ઉંચા મીનારા અને ગુંબજો તથા સ્થંભો અને તેવાજ જબરાં ચોડાં અને ઝુલતાં આરકાં બાંધી દેખાડાવેલું છે, જેમાં કેટલાક કામો એવી તો ચંચલાઈ અને કારીગરીથી કરેલાં છે કે તેવા કામો આજ યુરોપ ખંડમાં પણ એક નમુના તરીકે થઇ પડે એવાં છે. જે શેનક હીંદુસ્થાનની બાંધણીઓમા પ્રાચીન કાળે વાપરેલી છે, તેવીજ અથવા તેને મળતી આજે યુરોપ ખંડમાં પણ ચાલેછે. તીહાંપણ આજે મોહોટ મોહોટી ઇમારતોને સુંદર શોભાયમાન કરવા તેમની ઉપર મીનાર અને આરકા અને ગુંબજો ઉઠાવેછે જેઓ દેશીઓએ ઇંગ્લંડમાં મુસાફરી કરી છે, તેઓએ જોયું હશે કે આખા યુરપ ખંડની આવી સઘળી ગુંબજ અને મીનારાવાળી ઇમારતો, દેવલ, દેહેરાં અને મસજીદ નથી પણ તેઓ જુદી જુદી મતલબના બાંધેલા સુંદર મકાનો છે!

મદ્રાસનો "બ્યાનકુએટીંગ હાલ" (એટલે મેજબાનીનો મકાન) "બ્લાક ટાઊન" આગળ છે. આ ઇમારત ચઢતે દરજાના ઇંગ્રેજોના મોહોટાં ખાણાંપીણાં અથવા નાચ રંગ રાગ અને એવી જાતની મીજલસો સારૂ વાપરવામાં આવેછે. આ ઇમારત ઘણીજ મોહોટી અને દેખાવમાં સોહામણી અને મજબુત બાંધેલી છે, પણ તેમાં બરાબર વગ સગવડ નથી, અને જે કારણ સારૂ તે બાંધવામાં આવી છે અને હાલ વપરાયછે, તેને તે મુતલક લાયક નથી. એની પડોસમાંજ, મદ્રાસના ગવરનરનો આગળો રેહેવાનો મકાન છે, જેમાં હાલ મેહેસુલ ખાતાની કેટલીએક સરકારી આફીસો કાઢેલી છે, તેહેને લગતો તીહાં એક મોહોટો બાગ આવેલો છે, જે બાગનાજ કંપોડમા ઉપર જણાવેલા મેજબાની આપવાનો મકાન પણ બનાવેલો છે. આ ઇમારતનું ચીત્ર હીયાં આપેલું છે. આં ઇમારતની બાંધણી

ઘણીજ સાદી છે, જેમાં જમવાનો હાલ વચ્ચોવચમાં કરેલો છે. અને આગપાસ ઉચી "ગ્યાલરી"ની બેઠક બનાવી છે, પણ તે એટલી તો ઉચી અને કફેગી બાંધેલી છે કે તીહાં બેસી જોનારને હાલમાં જમવા બેઠેલી મજલીસ બરોબર દેખાઈ શકતી નથી, તથા ટેબલ ઉપર જમીયા પછી જે ભાશણો થાય તે પણ આ ગ્યાલરી ઉપર બેસનારાઓને બરોબર સંભળાઈ નહી શકાય એવી કઢંગી ગોઠવણથી તે બાંધેલી છે. મેજબાનીનાં દીવાનખાનાંમાં ઘણી જોવા લાયક ચીજો છેજ નહી, માત્રે કુટ, કારનવાલીસ, મેંડ્રાસ, સર ટમસ મનરો અને તેની બાનુ, તથા બીજા થોયક શુરે વીરો જેઓએ હીંદુસ્થાનને ઇંગ્રેજોના તાબામાં લાવી મુકયું છે, તેમની શબીઓ તીહાં અચ્છી રીતે બીરાજેછે.

ઉપલો મકાન જોયા પછી મદ્રાસનો "કલબ હાઉસ" જે માઉન્ટ રોડ ઉપર છે તે જોવા ગયા. સરકારી સીવીલ, મીલીટરી અને મેડીકલ અમલદારો અને જેઓ જાહેર મંડળીમાં "ગૃહસ્થોની" પદવી લાયક પુરષો ગણાયછે તેવાજ શખસોને માત્ર આ "કલબ"નાં મકાનમાં રેહેવાની અને જવા આવવાની પરવાનગી છે, અને તેને લગતા કાયદા કાનુનો બાંધેલા છે તે મુજબ એવા ગૃહસ્થોને સભાસદ કરેછે તથા કલબને લગતા બીજા હક આપીયામાં આવેછે. કલબનો મકાન ઘણીજ હવાની અને એકાંત બાગબગીચા ભરેલી જગા ઉપર કીધેલો છે અને તેમાં સઘળી પ્રકારની એટલી તો સગવડ કરી રાખેલી છે કે કોઈ જુદું, છુટું ઘર માંડીને એટલી સગવડ અથવા સુખ નથી ભોગવી શકવાનું. શરીરને અને મનને બંનેને ગમત આપવાની સઘળી ગોઠવણ અત્રે કરીયામાં આવી છે. તેવાજ લાયક "બીલીઅર્ડ રૂમ," (રાકેટ કોર્ટ) દડા રમવાની જગા, પુસ્તકખાનું, હમામખાનું, તરવાની હોજો, વીગરે બીજાં ઘણાં ઉપયોગી ખાતાં આ "કલબ હાઉસ" માં કરેલાં છે. મુંબાઈના ઇંગ્રેજી "બાયખલા કલબ હાઉસ" કરતાં ઘણે દરજે સરસ મદ્રાસનું "કલબ હાઉસ" ગણાયછે. હમામખાનાંને સારૂ તો એક એલાહેદોજ મકાન બાંધેલો છે, તેમાં નાહાવા, તરવા અને ડુબકી મારવાને સાફ સોજાં પાણીની એક મોટી હોજ બાંધેલી છે. હોજને તળીએ ચઢતા ઊતરતા તખતા બાંધેલા છે, જેથી તરનારની ઇચ્છા અથવા શકિત પ્રમાણે જેટલાં ઊંડાં પાણીમાં તે જવા ચાહે તેટલું પાણી તેને જુદા જુદા તખતા ઉપર મળી શકેછે. હોજનો ઉંડાંમાં ઉંડો તખતો વીસ ફુટ પાણીનો

ગએલા છે, જે ઉંઘાઈ કંઇ થોડી નહી જાણવી. ઈસવી સન ૧૮૩૨ થી આ "ક્લબ" ચાલુ થયેલો છે

નાહાવાનાં જાહેર મકાનો હીંદુસ્થાનનાં ઘણાખરાં મોહોટ મોહોટા શેહેરોમાં ઠેકાણે ઠેકાણે બાંધેલાં છે, એવાં મકાનો બનારસ (કાશી) દીલી, આગરા, લખનૌ, વીગેરે શેહેરોમાં હમારા જોવામાં આવ્યાં છે. તેમનું વીગતવાર બયાન ઘટતે ઠેકાણે કરેલું છે, તે વાંચ્યાથી એવા મકાનોની અંદરની રચનાં અને ગોઠવણ તથા એવાં મકાનો શેહેરમાં હોવાથી શેહેરના લોકની તનદુરસ્તી સાથે તેઓ કેટલો સંબંધ રાખેછે તેહેની સમજ પડશે. યુરપ ખંડમા અને બીજા સુધરેલા દેશોમાંતો નાહાવાનાં જાહેર મકાનો ઠેકાણે ઠેકાણે બાંધેલાં હોયછે, તેનો લાભ તીહાંના રેહેવાસીઓ ઘણો લેછે. જેમને પોતાના ઘરમાં નાહાવાને પુરતુ પાણી મળતુ નહી હોય અને શરીર બરાબર સાફ કરવાની સગવડ પણ નહી મળી શકતી હોય તેવા લોકને આવા જાહેર હમામખાનાથી ઘણોજ ફાયદો થાયછે; કઈ જુજ નાહાની સરખી રકમ આપતાં જેટલું જોઈએ તેટલું પાણી શરીર ઉપરનો મેલ સાફ કરવાને તેમને મળી શકેછે, તેથી જેમ જેને ફાવે તેમ કોઈ રોજ, કોઈ અઠવાડીયામાં બે વાર, કોઈ ત્રણ વાર, કોઈ પખવાડીયે એક વાર, એવાં જાહેર મકાનો ઉપર નાહાવાને જાયછે, અને તીહા સારી પેઠે નાહીને આવેછે. માણસોને સારી પેઠે નાહીને પોતાના શરીરની સફાઈ રાખવાની જોગવાઈ મળ્યાથી તેમની તનદુરસ્તી સારી રેહેછે એ વાતની સચ્ચાઈ સાબેત કરવાની તો કાંઇ જરૂર નથી. સર્વે કોઈ આ વાત તો કબુલજ રાખશે કે જેટલી શરીરની સફાઈ તેટલી તનદુરસ્તીનો બચાવ અને જેટલું શરીર મેલુ અને ગંદું તેટલો તનદુરસ્તીનો બીગાડો થાયછે. માટે શેહેરની તનદુરસ્તી અને સુધરાઈ વીશે જેઓ ધ્યાન પોહોંચાડતા હોય તેમની એક આગલી ફરજ છે કે શેહેરના લોકને નાહાવા સારૂ પુરતી ગોઠવણો કરી રાખે. આપણું મુંબઈ શેહેર એક મોટું શેહેર ગણાયછે, પણ તેમા આવા જાહેર હમામખાનાં છેજ નહીં. તો પણ આપણી ટાપુના મુંધી કમીશનરનુ ધીયાન આ અગતની બાબદ ઉપર લાગેલું છે, અને થોડા વખતમાં મારફોરા વીશે જેવુ સુખ આ ચંચલ અને શાહાણીક અમલદાર તરફથી આપણને મળતું થયું છે તેજ મુજબ ગરીબ લોકને નાહાવા ધોવાની લાયક જગા અને શોખી લોકને સારૂ લાયક હમામખાના મળવાની પણ ઉમેદ થઈ છે. આ ખાતાની અગત આપણા મ્યુનીસીપલ કમી-

શનરે સારી પેઠે જોઈએ છે, અને જો નાણાં સંબંધી મગવડ થઈ તો પેહેલાં આ સુખની વધારે ગરજ જે ગરીબ લોકને સારૂ છે, તે લોકની ગરજ પુરી પાડવાને કમીશનર કધી પણ પછાત નથી પડવાનો એવું હમો ધારીએછ. મુંબઈની આટલી બોહોળી વસ્તીમાં ગરીબ લોકને આ અગતનું સુખ આપવાની ફરજ અગર કોઈ મખી દીલના શેઠીઆઓ ઉઠાવી લીએ, તો તેઓ અને મુંબઇની મ્યુનીસીપાલીટી બંધે મળીને આ કામ ઘણુંજ ફતેમંદી ભરેલી રીતે પાર પાડી શકશે. જેમ બીમાર ગરીબોને દવા દારૂ આપવા અને તેમની તનદુરસ્તીની જાળવણી કરવાને હાસ્પીટલો બાંધી આપવાનાં કામો મહાભારત ગણાયાં છે, તેમજ ગરીબ લોકને સારી પેઠે નાહાવા ધોવા અને તેમનાં શરીર સાફ અને સોજાં રાખવાને અને તેથી તેમની તનદુરસ્તી જાળવી રાખવાને જાહેર હમામખાનાં બંધાવી આપવાં આ પણ મહાભારત અને પુનનાંજ કામો થયલા ગણાવાનાં.

મદ્રાસ "કલબ" વીશે બોલતાં, આપણી મુંબઈના આટલા સંધા સુધરેલા દેશીઓમાં એવી એક પણ આબરૂ ભરેલી "દેશી મંડળી" થયલી નથી, આ વીશે થોડાક શબ્દો બોલવાની જરૂર લાગેછે. અત્રે આવો એક પણ "કલબ" નથી, કે જેમાં ગૃહસ્થની પદ્દિ ધરાવનારાઓનો જમાવ અથવા મંડળી થયલી હોય, અને જે "કલબ" સુધરેલી મંડળીના ઠરાવેલા કાયદા કાનુનો મુજબ ચાલતો હોય, અથવા દેશી મંડળીમાં તે કોઈબી તરેની આગેવાની ભોગવતો હોય. આપણા દેશીઓમાં આવો જરૂરનો બંધાણ હજુર સુધી થયનો નથી એ ઉપરથી દેશી મંડળીની બાંધણીમાં કોઈ તરેની મોટી ખામીની હરતી છે એવુ બેશક સાબેત થઈ શકેછે. આની મંડળી નહી હોવાથી દેશી આગેવાનો અને શીકેલા દેશી ગૃહસ્થો એક બીજાથી જુદા, દુર, અને જાણે વીખરાયલા, પડેલા છે. હાલ આપણી કોમની મંડળીમાં ફરતાં જોઈએછ તો દરેક શખસ જેમ જેની નજરે નેક અને સારૂં લાગેછે, તેમ તે બેધડક ચાલેછે. બીજાઓની નજરમાં કોઈ ચાલ ચલગત જો ગેરવાજબી લાગી તો તે વીશે તેઓ એક બીજાની જરા પણ દરકાર કરતા નથી. સુધરેલી મંડળીના કાયદા કાનુનો અને રેવાજો, જે દરેક વીચારવાળો શખ્સ પોતાની ઉપર એક આંકોસ તરીકે સમજેછે, અને પોતે આડાઅવળા અને બેઅદબીથી ચાલવામા અટકાવ કરવાના તેમને

માધનો ગણેછે તેવાં સાધનો આ મંડળીના બંધાણમાં મુતલક દેખાતાંજ નથી સુધરેલી મંડળીના કાયદા કાનુનો મુજમ આજે થોડાજ જણ ચાલતા હશે અથવા તેના કાયદાની તેઓ દરકાર કરતા હશે. જારે સુધરેલા અને તેથી વીચારવાળા દેશીઓમાં આવો એક "કલબ" હજુગમુધી બની નથી શકયો તારે તેમની તરફેણમાં આપણે શું બોલી શકશું ? હમો ઘણાજ દીલગીર છઇએ કે આ બાબદ ઉપર બોલતાં હમો એક ઘણીજ નાજુક બીના ઉપર આવી પડ્યા છઇએ. આ વીશે બોલતાં હમારા કેટલાક હમરાહીઓ વીશે, તેમના ગુણ દોષ દેખડવી બોલવાની હમારી ઉપર ફરજ આવી પડી છે, જે બજાવતાં હમોએ કોઇનોબી જીવ દુખવવાની મતલબ રાખી નથી, તે વીશે સઘળા વાંચનારોએ સત કરી જાણવું.

હમો સઘળી નમનતાઇથી સવાલ કરીએછ કે આટલા બધા કેળવણી પામેલા આપણા દેશીઓ હોવા છતાં, (પછી શું પારશી કે શું હીંદુઓ) માં આજે શું એટલી શકિત અને મંપ નથી કે આવો એક "કલબ" તેઓ બનાવી શકે કે જેમાં પોતાની પદ્વિનાજ તમામ ગૃહસ્થો, એક દીલીથી મળી ભેટીને ચાલે? એક ઠરાવેલી જગાએ તેમનો વખતે વખત મેલાવડો થાય, જીહાં એક બીજાના બીમાર એક બીજા માથે આવજે માવજે કરીયામાં આવે, જીહા દોસ્ત આરાનાઓ સાથે દીલ ખુશ કરનારી વાતચીત થાય, જીહાં એક બીજાની સંસારી હાલત વીશે મેહરબાની ભરેલી પુછપરછ થાય, જેમાં જે મીત્રો, મદદ લેવા જોગ હાલતમાં આવી પડેલા માલુમ પડે તેમને જે મીત્રો મદદ કરવા જોગ હાલતમાં હોય તેઓ પોતાનો જમણો હાત આપી ઉઠાવી લીએ, જીહાં ભેગા થતા સઘળા મીત્રો એક દીલીથી, એક બીજાની ઇમાનદારી અને વિશ્વાસ ઉપર સાબેત અને મુસતકીમ રેહી પોત પોતાનાં ધંધા રોજગારનું કામ, ઇજત અને આબરૂથી બજાવતા રેહે, અને જરૂરની વખતે તેઓ સઘળા એક આવાજે બાહેર પડી શકે, અને મંડળી સંબંધી અથવા હરકોઇ અગતની જાહેર બાબદ સંબંધી સવાલ ઉઠતાં, આ "કલબ"નું શું મત છે તે જાણવાને સઘળા જણ ઇન્તેજાર રેહે, એટલો વીશ્વાસ અને માન, લોક તરફથી આ મંડળીએ મેળવીલું હોય, પછી ગમે એવા વચલી પદ્વિવાળા ગૃહસ્થોનો એ "કલબ" બનેલો હોય તો શું મુજાકો છે? આ સવાલ હમો ફરીને પુછીએછ કે આવો "કલબ" આપણા દેશીઓમા બની શકે અથવા નહી?

હવે જારે આવી મતલબની મંડળી કેળવણી પામેલા આપણા દેશી ગ્રુહસ્થોમાં હજુર સુધી નથી બની શકી તારે તેના અટકાવનાં જે કારણો, હમારા આધીન વીચારમાં આવેછે, તે ખોલ્લા કરી જણાવવાં જોઈએછ, અને એમ કરીયાથી કેળવણીના પવિત્ર નામને તેઓ દોષ લગાડનારાં થઈ પડેછે, એથી હમો ખચીત ઘણાં દીલગીર છઇએ.

મુંબઈમાં *સુધારાવીરો જે મોટેટ મોટા પોકારો અને બગડા વારે થડીએ ઘણાક દેશી વર્તમાન પત્રોમાં અને જાહેર મંડળીઓમા સભળાયછે, તે ખરા અને સગીન સુધારાના નહી જાણવા, પણ પોળા ખાલી ઘરેમાથી નીકળતા ઓર અને ભપાળ આવાજો બરોબર જાણવા. સુધારો બોલી દેખડાવવો અને સુધારો કરી દેખડાવવો, આ બધે જાણે જુદીજ વાત હોય આવી રીતે સુધારાના આવાજો નીકળતા આવીયા છે. આજેખી કેટલાક આવા શખ્સો છે જેઓ લોકને શીખામણ દેવામાજ, ડાહપણ અને માન સમજેછે, પણ તે મુજબ પોતે ચાલવું કેટલું જરૂરનું છે આ વીરો તેઓ કની પણ દરકાર કરતા નથી. કલમ, સીહાઈ અને કાગજ ઉપર પોકળ વીચારો લખીને તેમને ડીબાંમાં ગોઠવી સુધારાના વાવટા તરીકે જાહેર પાડવામાજ, સઘળો સુધારો થઈ ગયલો તેઓ સમજેછે ખરો મગીન સુધારો જોવા જઇએછ તો તે કોઈ જુજ ઠેકાણે અને તેબી કોઈ એકમારગી લોક જેઓના મોહોડાંમાંથી એક હરફ વટીક પણ સુધારાના પોકાર તરીકે નીકળેલા નથી અને નીકળવાનો પણ નથી, તેવે ઠેકાણે માત્રે જોવામા આવેછે. બાકી આપણા લોકમા બીજીરમ જીહાં જોઇએછ તીહા સુધારાવીરો બાર મણ તેલ અંધારે નજરે દેખાયછે અને તે અધારામાથી સુધારાવીરો ફકત ઠંઠાર આવાજો માત્રે સભળાયછે. તો જુઓ અકલમંદ વાંચનારો, આજે કેળવણી પામેલા દેશી ગૃહસ્થોમા કેટલા એોિ મપ અને કેટલી થોડી એખલાસી છે! શું એજે શુધારો કહીએ વારૂ! શીખેલાંઓમાં જો મંપ અને એખલાસી નહીં હોય તો પછી બીજા કોણ લોકમાં હોય વારૂ? આવી હાલતમાં આપણુ પોતે હોઇને પછી બીજાઓને શીખામણ દેવા બાહેર પડીએ તો એ ચાલ વાજબી ગણાશે વારૂ? 'આરણી કડવડાને લીણું' આ કેહેવત વીચાર કરવા જોગ છે, અને તે આ ઠેકાણે લાગુ પડી શકેછે તેથી તે અત્રે રાકી છે, વાસ્તે માફ કરશી! આવી હાલત શીખેલાઓની આજે થઈ પડેલી છે. તેઓ વચ્ચે એખલાસી અને સંપ છે અથવા નહી આ વીશે જો

કોઈ સવાલ પુછે તેને જવાબ આપવાનુ કઠણ કામ હમારી ઉપર આવીયું છે. જવાબ તો ટુંકો છે પણ તે જબર કડવો છે તે બોલતાંજ માંભી ગમથી લપડાક ખાવાની હાલતમાં હમો આવી પડીએચ! પણ હવે કરીએ શું? તે લપડાક ખાયા વગર છુટકોજ નથી, કારણ ખરો જવાબ જે છે તે આ[...]ીયા વગર પણ છુટકોજ નથી. તો લઓ તે જવાબ એટલોજ છે કે હા, ઘણાં ખગ શીખેલા-ઓમાં સંપ અને એખલાશી તો નથીજ, પણ વળી તેઓ એક* બીજા તરફ અદેખાઈની નજરથી જુએછે! આ બીના હમારી તરફથી બોલાતી સાંભળીને હમારા કેટલાક હમશારીકો, હમારી ઉપર ખચીત ગુસ્સા ભરેલી નજરથી જોશે. એકવાર કદાચ તેઓ એમ પણ બોલશે કે, હમારો વીચાર તદન ખોટો છે, તો હમો તે વીશે વધારે ભાંજગડ નથી કરવાના. હમો દીલોજાનથી ચાહી-એછ કે ખોદા કરેને હમારૂં આ મત ખોટું હોય; પણ હમારૂં દીલ તે કબુલ રાખી શકતું નથી. હમોને તો ઉલટું એવું લાગેછે કે જેઓ હમારી ઉપર ગુમે થતા હશે, તેઓ પોતાના મનમાં તો એવુંજ સમજતા હશે કે ગમે એવો ઠપકો આ પુસ્તક લખનારને આપણે આપીએ, પણ આ લખાણમા પરદો ઉઘાડી જે હકીકત જાહેર કરી છે, તે વાત તો સોલે સોળ આના ખરી છે, એમા તો કંઈ શખ છેજ નહી.

શીખેલાઓમાં આજ ઘણા જણ એવા છે, જેઓ એક બીજાને પોત પોતાની પદ્દિ બરોબર અથવા તેથી વધતા ચઢેલા જોવાને ઇચ્છતા નથી અને એવી રીતિ કોઈ ચઢતું હોય તો તેઓ એક બીજાને તોડી પાડવા સારૂ વચમાં પથગ નાખવાને પણ ચુકતા નથી! કેટલાકો વળી એખલપેટાની પેઠે પોતે એખલાજ પોતાનું* ભલુ કરીયા જાયછે, અને પોતાની સફવાળાઓને પોતાના ચારણની જગામાં પગ પેમારો વઠીક કરવા દેતા નથી. મારી અને સુખી હાલતવાળા જેટલા શીખેલાઓ આજે છે. તેઓમાંના કોણ કોણે પોતાની મફવાળા (પણ તેમના જેટલા ભાયગ-શાલી નહી) ઓને બોલાવીને તેમની હાલત વીશે પુછપરછ કરી છે? કે "મિત્રો તમારી હાલત હાલ કેવી છે, કોઈબી રીતે જો હમારાથી તમારે માર કંઈ થઈ શકતું હોય તો તે સુખેથી ફરમાવવું, તે કરવાને હમો ઘણાંજ 'ખુશી છઈએ!'" હમો ધારીએચ કે આવા કોઈ નહી હશે અથવા હશે તો કોઈ જુજ એવા પરોપકારી ગ્રહસ્થો હશે. નહી શીખેલાઓ આની દયા ભરેલી ફરજો જો નહી બજાવે તો

તેમાં તેમની તકશીર આપણે જરાએ કાહાડી નથી શકવાના; પણ શીખેલાઓએ તો આવા પરોપકાર વીશે પુષ્કળ ગ્નાન મેળવેલું છે, તેઓ જો આવી અગતની ફરજો વીશે પોતાનુ હઈયું કઠણ અને એખલસપેટું રાખે તો તેઓ ભારી ઠપકાને લાયકના છે. વળી કેટલાક શીખેલાઓએ પોતાની ખાનગી મતલબને સારૂ તરેવાર રીતે પોતાની ચાલ ચલણમાં ફેરફાર કરીયો છે. જેમ એક અટકી પડેલું વાહાણ એરીયાં બારીયાં કરી પવન ઉપર પોતાની જગાની ફેરબદલી કરીયા કરેછે તેમ કેટલાક શીખેલાઓએ પોતાની ચાલ દેશી શેઠીઆઓ તરફ ચલાવી છે. આજે શેઠીઆઓની તરફેણમાં રેહી બોલવુ, બીજે વખતે તેમની વીરૂધ થઈજવુ. વળી કોઈ સંજોગ થઈ પડતાં પાછા પોતાની પેહેલી બાજુ પકડવી અને વળી વાત કરતાં પાછા તેમની સાબણે થવુ. આવી રીતે ડામાડોલ ચાલ ચલાવી કેટલાક શીખેલાઓ પોતાનો મોભો અને ઈજત ખોઈ બેઠા છે, એટલુંજ નહી પણ આવી ડામાડોલ ચાલથી પોતાની મંડળવાળાઓ તરફ પણ અણગમી થાય એવું કામ કીધું છે. વળી કેટલાક શીખેલાઓએ જબરો ઈતરાઝ, અભીમાન અને નહી તામોસ થઈ શકે એવી આપખુદી કરી બતલાવી છે. આવા ખાલી દમામથી સભા લોકના મનમાં તેઓએ આવો ભય ભરેલો વીચાર ઉત્પંન કર્યો છે કે જેથી તેઓના મોહોડામાથી આવા શબ્દો નીકળતા થયા છે કે "બાપરે આવા શીખેલાઓથી ખોદા પનાહમા રાખે!" જે નમનતાઈ, ગંભીરપણું, ધીરજ, દુરંદેશી, અને પોતાનાં માબાપ અને વડીલો તરફ સઘળી તાબેદારી અને આદરમાનની રાહે જોવુ અને ચાલવું જરૂર છે (પછી ગમે તેવા તે વડીલોના વીચાર એકવાર કસુર ભરેલા હોયા તો શુ થયું) આવા સદગુણો ઉચે દરજેની ખરી કેળવણી પામેલા ગૃહસ્થોમા હોવા જોઈએ તેવા સદગુણો જારે આવા શીખેલાઓમાં નહી માલુમ પડીયા, અને તેમને બદલે ઈતરાઝ, આપફજુલી, ગરદનકશી અને આપખુદી નજર આવી તારે નહી શીખેલાઓએ એકદમ એવુ મત બાંધી દીધું કે "જેટલા શીખેલા તેટલા બધા ગયલા." આવું મત બાંધવામા જો કે તેઓએ ઘણી ઉતાવળ કરી છે, અને અલબત્તાં લાંબો વીચાર કરીને કરતાં, એ મત અલબત્તે ફેરવાય એવું છે, તોયપણ શીખેલાઓ તરફથી ઉપર જણાવેલા દોષ ભરેલાં દાખલાઓ દમપર દમ મળી આવીયાથી, આવુ મત બંધાવાનાં કારણો આપણા દેશીઓને મળી આવીયા છે, આ વાત કોઈથી ના નથી પાડી શકાવાની.

આવા સબબથી શીખેલાઓમાં અને દેશીઓ અને દેશી આગેવાનોમાં મોટો અંતર થઈ પડ્યો છે. આ અંતર પાડવાનો દોષ જો કે પુરેપુરો સઘળા કેળવણી પામેલાઓ ઉપર નથી લાગુ પડી શકતો, તોએ પણ કેટલાકો પર લાગુ પડી શકેછે. માટે સમજુ અને દુરંદેશી શીખેલા ગૃહસ્થો હવે જો ખુલો અને પુખ્ત વીચાર કરશે તો તેમને એવું માલુમ પડશે કે આ અંતર કાહાડી નાખવાની ફરજ તેમનાજ ઉપર આવી પડેલી છે અને તેઓજ પોતાની હવેપછીની નમનતાઈ ભરેલી તેમજ ઓજ અને મોભા ભરેલી અને એકજ ઠરાવેલા કાયદાસર રાજેખી ચાલ ચલગતથી આ અંતર કાહાડી શકશે, અથવા બીજા શબ્દોમાં બોલીએ તો તેઓ સલુખાઈ અને ઓજ ભરેલી રીતે વરતીયાથી દેશી આગેવાનોને પોતાની તરફેણમાં સેહેલાઈથી ખેંચી શકશે.

હવે શેઠીઆઓ જેઓ દેશી આગેવાનો કેહેવાયછે તેમના વીશે પણ આ બાબદમાં બોલવાની હમારી ફરજ છે, જે બજાવવામાં પણ સઘળી વાત ખુલી કરીને બોલવી પડશે.

ઘણા શેઠીઆઓ, આજે શીકેલા દેશી ગૃહસ્થોથી જુદાં અને અલગા રહેલા છે, આ વીશે હમો સઘળી નમનતાઈથી બોલવાની રજા લઈએછ કે આવું કરવામાં એ સાહેબોની એક મોટી ભુલ છે. તેઓમાંના કેટલાક સાહેબોનો આવો વીચાર સાંભળવામાં આવીયો છે કે શીકેલાઓને અગર ઉંચે દરજે ચઢવા દેશું તો તેઓ શેઠીઆઓનાં માંથાં ઊપર ચઢી બેસવાની કોશીશ કરશે!' હમો જાણવા માગીએછ કે એ મુજબ આજસુધીમાં કોણ અને કેટલા તેમની ઉપરવાર થઈ બેઠાં છે. હમો બચીતાઈથી બોલીએછ કે ખરી કેળવણી પામેલા બુનીયાદ ગૃહસ્થોથી તો આવું હલકું કામ કદી પણ થઈ નથી શકનાર. આ વીશે આપણા આગેવાન સાહેબોએ બેફીકીર રેહેવું. હવે જેઓ ખરા બુનીયાદ નહીં હશે તેઓથી આવી બેઅદબી કદાચને થાય અને આવું થાય તેમાં નવાઈ સાની? એવાઓથી કીહાં ભલાં અને નેક કામો નીપજવાની આપણે ઉમેદ રાખીએ તે કોઈ જાણતું નથી. ગમે એવી ચઢતે દરજેની કેળવણી તેઓએ લીધી હશે તોએ પણ જો બુનીયાદી નહીં ધરાવતા હશે તો કેળવણીથી શું તેમના જીગર ઉપર અસર થવાની છે? શેખ શાદીએ કહ્યું છે કે 'વરૂનું બચ્ચું વરૂજ થવાનું.' પછી ગમે એવી સારી સંગતમાં અને તરબીએતથી તેને ઉધારો તો શું થવાનું છે? પણ જેઓ ખરા બુનીયાદ કેળ-

વણી પામેલા ગૃહસ્થો છે, પછી ગમે એવા ગરીબ માબાપોનાં તેઓ ફરજંદ હોય
તો શું મુજાકો છે, તો તેવા ગૃહસ્થો ચઢતી પદ્વિએ જઈ પોતાના વડીલોને અથવા
પોતાની કોમનાં આગેવાનોને કદી પણ અપમાન નથી આપવાના અથવા તેમના
ઉપર મરજાઈ ભોગવવાનો વીચાર પણ કદી નથીજ કરવાના. હમારૂં આધીન મત
એવુ છે કે ખરી કેળવણી પામેલા અમગરૂ ગૃહસ્થો સાથે દેશી આગેવાનોએ
હજુર સુધી લાંબા વખતની ઓળખ, અને મીત્રાચારી, તથા પીછાન અને મેળ-
બેટ અથવી રગેબો રખીયાજ નથી. તેઓએ એક બીજાને કસીને, ત-
પાસી જોયા નથી. સકટ અને સુખમા એક બીજાની જે પરીક્ષા થાયછે એવો
પ્રસંગ આ બવે બાજુવાળાંઓ વચ્ચે પડયોજ નથી, તેથી અલબતાં એક બીજા-
ની ખરી પીછાન એક બીજાથી થઈ શકી નથી. પણ આજ સુધીમાં કોઈવાર
કેટલાક શેઠીઆઓએ લાબો વીચાર કરીયા વગર અને ખરી પીછાન મેળવીયા
સીવાએ, કોઈ તેવા ખોટા દમામ અને ખાલી ધડપચ દેખડાવનારાને સારી કેળ-
વણી પામેલા ગૃહસ્થો સમજીને પોતાની સોડે બેસાડીયા હોય, અને તેવા અધુર
શખસોથી પછવાડે તે શેઠીઆઓને અપમાન પોંહોચીયું હોય અથવા નુકસાન ખ-
મવુ પડીયુ હોય અથવા તેવા શખસો છકી ગયલા ઈતરે જેવા તેમને માલુમ
પડીયા હોય, તો એવા થોડા દાખલા ઉપરથી શેઠીઆઓ ઉતાવળા પડી એકદમ
સઘળા કેળવણી પામેલા દેશી ગૃહસ્થો ઉપર દોષ નાખે અને તેઓથી દુર રેહેવાને
પોતાના બીજા હમશરીક શેઠીઆઓને ભલામણ કરે તો ખરેખર કેળવણી પામે-
લા ગૃહસ્થોના વર્ગ તરફ એક મોટી ગેરવાજબી ચાલ ચલાવેલી અને તેથી
આગેવાનો તરફથી એક મોટો ગેર ઈનસાફી થયલી કેહેવાએ એમાં શખ નથી
આ અગતની બાબત ઉપર હમો સઘળા દેશી આગેવાનોને ધ્યાન પોંહોચાડવાની
ભલામણ કરીએછ. સર્પનો ડંખ ખાઈ પછી સઘળાં દોરડાને સર્પ ગણવા આ
વીચાર કેટલો ભુલ ભરેલો છે તે જાણવું સેહેલ છે. તેમજ બેચાર અધુરી કેળવ-
ણી પામેલા શખસોની ચાલ ચલગત ઉપરથી કેળવણી પામેલા આખા વર્ગ
વીશે આવો હલકો વીચાર બાધવો, તે દેશી આગેવાનો જેવા દુરંદેશી અને
કમાયલા ગૃહસ્થોને સજાવાર નથી દેશી આગેવાનો સારી પેઠે સમજતા હશે
કે પાચ આંગળીઓ આપણી સરખી નથી, તેમજ સઘળા શીખેલાઓ પણ
સરખા નથી. તેમજ વળી આગેવાન સાહેબો જાણતા હશે કે તેમની

સદ્દમાં પણ સઘળા સરખી ખુબી ધરાવનારા ફરેસ્તા નથી. દેશી આગેવાન સાહેબો તો તેમના મોટા કસાએલા અનુભવથી પુરતા વાકેફ હશે કે સુધરેલી કોમના આગેવાનો પોતે મોટી કેળવણી પામેલાં શખસો હોયછે, અને તેમજ તેઓ પોતાની ગદ્દમાં પણ તેવાજ શીખેલા અને મોટા વિદ્વાન શખસોને અગત કરીને સામેલ રાખતા આવીયા છે. પોતાનો બોજ, વગ, અને માન જાળવેલું રાખવાને તેઓ હમેશ પોતાથી ઉતરતી પદ્દિવાળાઓ સાથે મેહેરબાની ભરેલાં દીલથી પોતાની પાસે આવજાવ કરવાની છુટ આપેછે, અને તેમની સાથે પોતે ભેળભેટ રાખી તેમની હાલત વીશે, સાંરી રીતે પુછપરછ કરતા રેહી તેમનો પ્યાર મેળવેલો રાખેછે. મધનું હમોજ કરીએ અને જે હમો કરીએ તે બીજા સઘળાંઓએ કબુલ રાખવું જોઈએ આવો વીચાર આપણા દેશી આગેવાનો ગણેછે આવી ફરીઆદ ઘણેક ઠેકાણેથી સંભળાયછે, (હમો નથી માનતા કે સઘળા આગેવાનો આવો વીચાર ધરાવતા હોય), તો આ નાપાયાદાર વીચાર ઉપર લાંબા વખત સુધી કોઈથી અમલ કરી શકાવાનો નથી, અને આજસુધી કોઈ કરી પણ શક્યું નથી. તવારીખમાં બનેલા પુશ્કળ આવા દાખલા આશકાશ થયલા છે જેમાં એવુ જણાયલું છે કે પ્રજાના આગેવાનોએ જરે ઉપર જણાવીયા જેવી આપખુદી કરવા માંડી હતી, ત્યારે પ્રજા પોતે તેમની સાંમણે ઉલટી, આગેવાનોને બીસાડી મેળીયા હતા. આપણા દેશી આગેવાનો સારીપેઠે વાકેફ છે કે જો બોજ, વગ, અને માન ભરેલી આગેવાની ચલાવવી હોય તો તેમની મંડળીમાં બોજ, વગ, અને માન ભરેલાંજ શખસો સામેલ હોવા જોઈએ. આવી મંડળીમાં પદ્દિ અને ઓધાવાળા ગૃહસ્થો હોવા જોઈએછ, દુરંદેશી અને કમાયલા દેશીઓ હોવા જોઈએછ, દેશને લગતી જુદી જુદી બાબદો વીશે અચ્છી માહીતગારી રાખનારા, સરકાર દરબારમાં અને પોતાના દેશી લોકમાં જાણીતા અને સોભા ભરેલી રીતે વગ ચલાવી શકનાર, ઇનસાફ અને દરબારના કાયદા કાનુનોથી સારી પેઠે વાકેફગાર, વેપાર વણજની ગણત્રી રાખનારા અને તેમાં જોઈતી ધીરજ, સંભાળ, અને ચોકસાઈ ભરેલા અને છેલ્લું સારી કેળવણી અને મજબુત મનશક્તિ ધરાવનારા, તથા પ્રમાણીક અને નીતીવાળા ગૃહસ્થો હોવા જોઈએછ. આટલા સંઘા ગુણો જે મંડળી ધરાવી શકે તેજ મંડળી ખરેખર બોજ, વગ, અને માન ધરાવનારી થઈ શકશે. લાગવગથી બનાવેલી મંડળી કોઈબી તરેનો બોજ

ધગવી શકશે એમાં મોટો શખ છે. પણ ઉપરી કીરામની મંડળી જાહેર રીતે બનાવાને દેશી આગેવાનો પુરતા લાયક છે એમાં તો કંઈજ શખ નથી.

હવે આપણા આગેવાન માહેબોની ખાસ સંગતમાં, અને તેમની સાથે મીત્રાચારીનો ગરોબો રાખનાર કેવી પ્રકારના ગૃહસ્થોનો જમાવ હાલના વખતમાં થએલો છે, તેમની ખાનગી મમલહત અને વીચાર કરવાની મજલીસમાં સામેલ થનારા કોણ કોણ ગૃહસ્થો છે, તેમના દરરોજના વેપાર વહીવટને લગતાં કામ કારભાર ચલાવનારા, કોણ કોણ અને કેવા શખ્સો છે, આ બાબત જાણવી ઘણીજ અગતની છે. તપાસી જોતાં આવુ માલુમ પડેછે કે દેશી શેઠીઆઓની સંગત મમલહતમાં ઘણું કરીને સારી કેળવણી પામેલા કઈ જુજ શખસોજ જોવામાં આવેછે. તેઓ પોતાનો મધળો બોહોળો વહીવટ સાધારણ કેળવણી પામેલા માણસોની મારફતથી બજાવતા આવીયા છે, તોયપણ તેમની સાથે સારી સલાહ અને વીચાર આપવાને તેવા લાયક ગૃહસ્થો હોય એવું નથી દેખાતું, આ ખચીત દીલગીરી ભરેલી વાત છે. તેઓ જાણે બની આવે તેમ કેળવણી પામેલા વર્ગથી દુરના દુર રહેલા છે, એ મોટી તાજુબી લાગેછે. તારે ઉચે દરજ્જેની કેળવણીવાળાઓમાં શું એવું હશે કે તેમની પસંદગી આ ઠેકાણે થતી નથી. આ અંતર શું સબબથી થઈ પડ્યો છે તે ચોકસાઈથી કેહેવાઈ શકાતું નથી. આ વીશે લોક તરેવાર અટકલ કરેછે, અને તે અટકલ જેમ જેની નજરમાં આવેછે તેમ કરેછે. પણ તે અટકલો વીચાર કરવા જોગ છે, અને તેમાંથી એક અગતનો સાર આપણે વીચારશક્તિથી કાહાડી શકીએ. આ જુદાઇના સબબો જે અટકલવામાં આવે છે તેમાં પેહેલો સબબ એવો કહેછે કે કેળવણી પામેલામાંના કેટલાકો આગેવાનોની બધી વાતોમાં ટાંચી ઘા કરવાને નાદુરસ્ત વીચારેછે તેથી તેઓ નાપસંદ થઈ પડ્યા છે. વળી કેટલાકોએ આપખુદી અને સુખન પરવરી દેખડાવી છે, અથવા તો કોઈવાર આગેવાનોની સાધારણ ભુલચુક ઉપરથી તેમની સાથે પોતાના ઉછલતાં લોહીના જુસ્સામાં આવી ઘણી બેઅદબી અને નામજાવાર ચાલ ચલાવી છે, આટલા કારણોથી કેળવણી પામેલા ગૃહસ્થો શેઠીઆઓને અણગમતા થઈ પડ્યા છે. ત્રીજું કારણ એવું કેહેવામાં આવેછે કે, કેળવણી પામેલાઓમાંના કેટલાકોએ, તેમના મગજમા અભીમાનનો ધુમાડો ઉપજાવી એવોજ વીચાર રાખીયો છે કે હમો વીદ્યા હુંનર

અને લખવા ભણવામાં ઉચે દરજેની કેળવણી પામેલા ગૃહસ્થો છઈએ, અને દેશી આગેવાનોમાં કોઈ તેવા ભણેલા ગૃહસ્થો નથી, તેઓ માત્રે માલમુસ્તાક અને પોતાની બાપીકી દોલત ઉપર તવંગરી અને તાજાગી ભોગવેછે અને ખાલી આપણી ઊપર હુકમ ચલાવા માગેછે તે કેમ બની શકે? એઓ એમને ઘેર અને હમો હમારે ઘર! હવે આપણે આ સઘળાં સબબોને વીચારના તગજુમાં તોલીએ અને આગેવાન સાહેબોની સાંભણેની તકશીર તથા કેળવણી પામેલા સાહેબોની સાંભણેની તકસીર મરખાવી જોઈએછ તો જે બાજુએ અભીમાનનો બોજો વધારે પડેલો છે તે બાજુએ ઠપકો જવો જોઈએછ, અને એ બાજુવાળા સાહેબોએ આ ઠપકામાથી મોકળા થવાના ઊપાયો કરવાને દરીઆફ્ત કરવી જોઈએછ. આ કેહેવત તો મશહુર છે, કે ભણેલા તકોબરો કરતાં અજ્ઞાની અસીલો વધારે પસંદ કરવા અને માન આપવા જોગ છે, તેમજ તવંગર તકોબરો કરતાં અસીલ મુફલીસો પણ વધારે પસંદ કરવા અને માન આપવા જોગ છે.

એર, હવે જુદાઈનાં કારણો વીશે ખોલાસા ભરેલી રીતે બોલીયા પછી, આ જુદાઈ ટાળી, મેલાપ પાછો કેમ થાય આ વીશે થોડાજ શબ્દોમાં કેહી જણાવીએછ- સઘળી બાબદની ગઈ ગુજરી કરી નાખી, દેશી આગેવાનોએ કેળવણી પામેલા ગૃહસ્થો સાથે વધારે મેળજોળ, વધારે મીત્રાચારી, અને તેમના ઉપર વધારે વિશ્વાસ રાખવો જોઈએછ. તેમજ કેળવણી પામેલા ગૃહસ્થોએ વડીલો સાથે ઘટતા આદરમાનથી ચાલી, પોતાના દરજાને જાળવી જેમ બની આવે તેમ આપણા આગેવાનોની ખાત્રી કરી આપવી જોઈએછ કે તેમના ઊપર મુકાયલો વિશ્વાસ તેમનાથી નથી ઘવાનો, અને આગેવાનોની તરફથી કદાચને કંઈ ખામી થાય તો ખરી કેળવણીવાળા તે કેટલે દરજે નમનતાઈ અને મમતાઈથી દરગુજર કરી શકનાર છે, તેમજ કેળવણી પામેલાઓ પોતાથી કંઈ ખામી થતાં તે એકરાર કરવાને અને સુધારવાને તેઓ કેટલા આતુર અને કેટલા ખુલાં દીલવાળા છે આવુ તેઓએ બતલાવી આપવુ. એકવાર જો આવો સંજોગ બન્યો તો પછવાડેથી શેઠીઆઓ અને કેળવણી પામેલા ગૃહસ્થો વચ્ચે દોસતીનો અને પ્રીતીનો મજબુત જુગ બધાવાનો. એકવાર આવો જુગ બંધાયો તો તેની મદદથી આપણા સંસાર વેહેવારની કઠણ બાજુમાં જે જે સંકટો અને નડોની મોટકીઓ વારવાર આપણી આડે આવી પડેછે તેમને આ જુગના બાંધનારે પોતાનાં એખલાસી ભરેલાં મતની જબરી કજ્જલ નાખી

સેહેલાઈથી મારી હઠાવરો અને આએ સંસારની બાજીમા તેઓ મધરા જીતેલા અને જીતેલાજ રેહેશે.

ઉપલુ લખાણ આવુ ખુલી રીતિ હમોએ બધે બાજુવાળાઓ વીશે કર્યુ છે, જેમા અગ્ધા બાધો અને અગધાનો ઝુગ્લો, આ નાજુક બાબદ ઉપર બાધે તરફથી કરી આપીયા છે, આથી હમો ખરેખર દીલગીર છઇએ. પણ આગળ કહી જણાવીયું તેમ આવુ કરવામા હમોએ કોઈનોખી જીવ દુખવવાની મતલબ રાખી નથી આ નાજુક બાબદ ઉપર બોલતા શેકસપીયર કવીના શબ્દો ધીયાનમા રાખી, બધે બાજુ સરખી રીતે દેખડાવી આપી છે. માણસ જાતની પુરી ખુબી પીછાનનાર આ સાએરે એક બાબદ વીશે જીકર કરતા કેહી જણાવીયુ છે કે "આ ચીત્ર ઉપર પણ જુઓ અને પેલા ચીત્ર ઉપર પણ જુઓ," તેમજ આ અગતની બાબત ઉપર વીસ્તારીને બોલતા, હમોએ પણ એવુજ કરીયુ છે કે "શીખેલા અને સુધારા કરનારાઓની ચાલ ચલગત ઉપર પણ જોઓ અને નહી શીખેલા અને જુને મારગે ચાલનારાઓની ચાલ ચલગત ઉપર પણ જુઓ." હવે આ બંધે બાજુમા કહી બાજુએ વધારે ખામી છે તે દરેક વીચારવાળો વાચનાર જાણવાને શકિતવાન છે.

મદ્રાસ "કલબ" ને લગતી બાબદ ઉપર બોલતા હમોએ વાચનારનુ ધીયાન, મુબઈની દેશી મડળીને લગતી કેટલીક બાબદ ઉપર ખેંચીયુ છે. આ બાબદ પુરી કરતા, પાછા હમે મદ્રાસ શેહેરના બયાન ઉપર જઇએછ.

તા૦ ૨૫ જાનેવારીને દીને, મદ્રાસમા જે મકાન ઉપર હમારા મીત્ર ડાકતર ભાઉ દાજીએ ઉતારો કરીયો હતો, તે જોવાને ગયા. આ ઠેકાણુ "બ્લાક ટાઉન" થી આસરે ચાર પાચ માઇલ દુર હતુ, જેને ધોબી પેઠને નામે તીહાના લોક બોલેછે મદ્રાસના ગારૂડી લોક પણ પોતાના હુનરને લગતી હાતચાલાકીની જબરી કસરત કરી બતલાવનારા છે. એવા એક ગારૂડી ડાકતરને તીટા કસરત દેખડવાને આવીયો હતો. તેની હાતચાલાકી ઘણાજ ચડતા દરજેના હુનરવાળાઓના જેવી હતી, એટલુજ નહી પણ તેણે એક તલવાર આખી મુઠ સુધી ગળી જવાની જે કઠણ કસરત કરી બતલાવી હતી તે ખરેખર જેવી જોવાને તાજુબી ભરેલી લાગી હતી તેવીજતે જોખમ અને ભય ભરેલી હતી. આ કસરત કરવામા તે શાખગ પેહેલા જમીન ઉપર પલાઠી વાળીને બેઠો હતો. પછી એક

ચકચકીત તલવાર, બે અથવા ત્રણ ફુટ લાંબી કાહાડીને તેહેની અણીનો છેડો પોતાનાં મોહોડાંમાં લીધો અને બે હાથે ધીરજથી તે પોતાના ગળામાં ઊતાર્યો. ત્યારપછી હળવે હળવે, તે ગળાની અંદર ઊતારતો ગયો, તે છેક બેથી ત્રણ ફુટ સુધી અંદર ઊતાર્યાં પછી બાકીનો તલવારનો જે ભાગ મુઠ આગળનો બાહાર રહ્યો તેહેની ઊપર એક ગોળ ચક્કર મુકયું, અને તે ચક્કરની અંદર બંદુકનો દારૂ ભરીને જેમ આતસબાજી ફુટતાં ચક્કરો ફરેછે, તેમ તે મુઠ ઊપર આતસબાજીનું ચક્કર મુકી તેને સળગાવ્વાથી, તે ચક્કર જોસભેર પેલી તલવારની મુઠ ઊપર ફરવા લાગ્યું હતું, અને તેમાંથી ફટાકા વીગરે આતસબાજી ફુટવા લાગી હતી. જીહાં સુધી તે આતસબાજી સઘળી ફુટી રહી તીહાં સુધી તે ગારૂડી ઉંચું મોહું રાખીને પેલી ગળેલી તલવારની મુઠ ઊપર જોયા કરતો હતો અને ફટાકાના ફુટવાથી અને ચક્કરના ફરવાથી જે આંચકા લાગતા હતા તે વગર દુખે ખમ્યા કરતો હતો! આખરે સઘળું થઈ રહ્યા પછી તેણે તલવારને જેમ હળવે હળવે ગળી હતી તેમ પાછી કાહાડી અને તે હમોએ જોઈ ત્યારે કેટલેક ઠેકાણે તે ઊપર લોહીની છાંટ લાગેલી હતી. તલવાર ગળવાની કસરત જે મદ્રાસનાં કેટલાએક ગારૂડીયો કરી દેખાડેછે તે ખચીત કમરત છે. પુછપરછ કરતાં માલુમ પડ્યું કે એવી કસરત કરવાને બાલપણથી તેઓ બાંબુની પાતળી ચીપો ગળામાં ઉતારવાની અને પાછી કાહાડવાની ટેવ પાડેછે. આ ચીપો ગળતાં તેમનાં ગળાનો રસ્તો ઘસાઇને મોકળો તથા સુણો થઈ રહેછે. બાંબુની ચીપો ગળ્યા પછી પાતળી લોહાંની અથવા તીખાંની બુઠી ચીપો ગળવાની ટેવ પાડેછે, અને ત્યારપછી છરી, તલવાર, વીગરે એવાં હથીયારો ગળામાં ઉતારેછે. છરી અથવા તલવારો જે ગળામાં ઉતારેછે તે ઘણું કરીને વાંકી વળી શકે અથવા મરડાઈ શકે એવી હોયછે.

આ ગારૂડીની સાથે એક બીજો ખેલાડી હતો, તે જુદી જુદી જાતનાં પક્ષીયોનાં જેવા આવાજ કાહાડી શકતો હતો, તેમાં કેટલાક .પક્ષીયોનાં આવાજની તો ઘણીજ બરાબર નકલ કરી શકતો હતો. આપણાં દેશમાં ઠેકાણે ઠેકાણે જુદી જુદી જાતની કસરતો કરનાર ખેલાડીયો વીખરાયલા છે, તેમાંનાં કેટલાક ઘણીજ હેરત ભરેલા અને નવાઈ જેવા ખેલો કરી શકેછે. પણ આ લોક જે કઢોરી રીત ભાંતથી ખેલો કરી બતલાવેછે તથા પોતાનાં ધંધામાં દીલ લગાડીને તેમાં વધારો કરતા નથી, અને બેપરવા જેમના તેમ એકજ તરેની કસરત કરતા કરતા એણાગમેપેણીગમ રખડતા

ફરતા ફરેછે, તેથી એ લોકનો ભાવ આજે કોઈ પુછતુ નથી. જે પેશાથી પશ્ચીમ દેશના ખેલાડીઓ આજ ઘણીજ સારી કમાઇ કરી પોતાની જીંદગી ગુજારેછે એજ પેશાથી આપણા દેશીઓ, લાચાર અને ઘણીજ કંગાલ હાલતે પોતાનુ ગુજરાણ કરતા પડેલા છે. આ વીશે જેવો દોષ આપણા દેશી ખેલાડીઓની બેપરવાઈ અને આળસાઈ ઉપર મુકાયછે, તેવોજ દોષ આવા ખેલના જોનાર દેશી ગૃહસ્થો ઉપર પણ લાગુ પડી શકેછે એવા ખેલ કરનારઓને પોતાના ધંધા પેશામા વધારે ઉલટ ભરેલા રાખવાનો તેમની પાસે વારવાર એના કરવી, દેશીઓએ તેમને ઉત્તેજન આપવુ જોઇયેછ વારવાર તેમની પાસે નવા નવા ખેલ જોવાની ઈચ્છા દેશીઓયે બતલાવવી જોઇયેછ, અને જારે નવા નવા ખેલ કરી બતલાવે તે વખતે તેમને સારી કમાણી થાય એવી તદ્બીર તથા ગોઠવણો કરી આપવી જોઇયેછ જેમ દેશીયો તરફથી, તેમજ દેશી રાજધાનીઓ તરફથી પણ દેશી તમાસગીરોને મદદ તથા ઉલટ મળવી જોઇયેછ. નાટકશાળાઓ અને તેવા લાયક ગમતના મકાનો દેશી ખેલાડીઓને માટે બનાવવા જોઇયેછ, તોજ દેશી ખેલાડીઓને જોઇયે તેટલી ઊલટ મળશે જે દેશમા ખેલાડીયો ઘણા હોય અને નાટકશાળા તથા તમાસાના મકાનો પણ તેટલાજ હોય અને તીહા દરરોજ તેવા લાયક ખેલ, વીદ્યા સબંધી અખતરા કરી દેખાડવાની મજલીસો અને બીજા તેવા તરેવાર, દીલપસંદ, તેમ દીલને ચાનાક આપનાર નાટકો, હાતચાલાકીના અને રમતના મેળાવડા, તથા ઉંચી કીસમના તમાસા, ગાયનો થતા હોય, તો ખરેખર તે દેશની હાલત ચઢતે દરજ્જેની જાણવી.

આ બાબદ ઊપર થયલા ઊપલા બયાણ વીગેરે ગેરમમજુતી નહીં થાય, એટના ઉપરથી હમો ખુલ્લી રીતે હીયા જણાવાની જરૂર જોઇયેછ કે વારવાર નાટકો અને તમાસા થવા વીશે જે અત્રે ભલામણ કરીયામા આવી છે, તે ખરેખર સારાજ નાટકો વીશે કરીયામા આવી છે તે નાટકો એવા કે જેથી નાટક જોનારો અને કરી બતલાવનારો બધાના જીવને થોડીવાર આનંદ ઊપજે, તેની સાથે તેમના મનમા સારા વીચાર ઊત્પન્ન થાય, તેમના સંસાર વેહેવારમા કામજોગ થઈ પડે એવી કેટલીક નસીહતો તેમને મળે, અને ઈનસાન જાતના સારા નરસા ગુણોની તરેવાર અસરો ખુલ્લી રીતે તેમની સામે જાહેર થાય, આવી કીસમના નાટકો વારવાર થવાની અને તે જોવા જવાની હમોએ ભલામણ કરી છે

મુંબઈમાં હાલના વખતમાં જે નાટકો થાયછે, એ વીશે હમો લંબાણથી લખવાની જરૂર જોતાં નથી. પણ એકુ બે ચેતવણી હમો હમારા દેશીઓના ભલાને સારૂ આપીએછ, તે જો તેમની નજરમાં વાજબી લાગે તો સઘળા માબાપોએ અને જેમને લાગે વળગેછે તેઓએ એ બાબદ ઉપર સારી પેઠે ધીયાન આપી અમલ કરવો જોઇએછ.

નાટક કરવાનું કામ નાદાન બચ્ચાં અને નાહાની ઊંમરના કાચા અનુભવવાળા છોકરાઓનું નથી. તેઓ એવાં કામ કરવાને તદન નાલાયક છે. માટે વીસ વરસની અંદરના જેબી જુવાન છોકરાઓ આવી બાબદમાં રોકાયા છે, તેમનાં ભલાં માટે તેમને ચેતવણી અને એક સારી મસલહત આપીએછ કે એવાં કામમાંથી તેઓએ તુરત હાથ ઉઠાવવો અને તેમની ઊંમરનો આ કીમતી વખત જે નીશાળમાં જઇ કઠણ અભ્યાસ કરવાનો છે, તે મુજબ લખવા પહડવાનું અને વીદ્યા હુંનર તથા ધંધો પેશો શીકવામાં કામે લગાડવો, અને પોતાના માબાપોનું અને પોતાનું ગુજરાણ કરવાને પેહેલાં શક્તિવાન થવું. તારપછી પાંચ પઇશા મેળવતા થઇ, અને પુખ્ત ઊંમરે પોહોંચીયા પછી તેવણની મનશક્તિની વલાણ એવાં કામોમાં સામેલ થવાને અંદરખાનેથી તેમને ઊલટ આપતી હોય, અને તેઓએ મેળવેલી કેળવણી એવી બાબદમાં આગળ વધવાને તેમને મદદ આપી શકતી હોય તો તેઓએ પોતાનો ફુરસદનો વખત (તેબી થોડો એક, સઘળો એકદમ નહી) એવાં કામ પાછળ રોકીયો હોય તો તે વીશે તેમને કોઈ ઠપકો વાજબી રાહે નથી આપી શકવાનું. પણ આજે તો ઘણા જુવાન છોકરાઓને એક જાતનું ઘેલાપણું લાગેલું છે, કે શીકવા ભણવાનું એક કોરે મુકી, નાટક કરવાનાં કામમાં તેઓ જઇ પડેલા છે, અને ખરેખર બોલીએ તો, ફસી પડેલા છે. આ નાદાન નાકકાન જેવા છોકરાઓ નાટક તે સું છે, તે કરવામાં કેટલી અક્કલ, હોશ, અને દુનીઆના અનુભવની જરૂર છે, તે ફરી અતલાવનારાઓમાં હચે દરજેની કેળવણી કેટલી હોવી જોઇએછ, આ વીશે તેઓ તદન નાવાકેફ અને બેહોશ છે. નાટક કરવામાં તેઓ બીચારા એટલુંજ સમજેછે કે, ચકચકીત પોશાકો પેહેરવા, માથાં ઉપર યુરોપીયન લોકના જેવા બાલ ગખવા અને ખોટી દાહાડી મુછ બાંધવી! નાટક કરવામાં તેઓ એટલુંજ સમજેછે કે, વગર અદબ આદાબે જેમ જેની નજરમાં આવે તેવો બેકાયદે પોશાક પેહેરી, ઢાલ, તલવાર અને

લાકડીઓ બાંધી, એહેરા ઉપર રંગ લગાડી રાતા સુગ્ગા જેવા બનીને, નાટકના તખ્તા ઉપર મોહોટ મોટી બુમ, શોહોર પાડવી અને ધાટું પડે એટલા જોરના આવાજથી બોલીને, દોડધામ, મારામારી અને અફડાતફડી કરવી! જીહાં તીહાંથી લોકને ખુબ હસાવવાની મતલબે, થોડોવાર દીવાના લોક જેવાં થઈ પડવું એટલે સઉથી સરસ નાટક તેઓએ કીધો, એટલુંજ નાટક વીશે તે છોકરાઓ મ-સુજેછે! વારૂ આ બીના તો એક કોરે રહી. પણ જે જુવાન કુમલી વયના બચ્ચાં અને છોકરાઓ આવા નાટકોમાં મામેલ થાયછે, જે કુમલી લસણ જેવાઓનાં કુમલાં ભેજામાં હુજુર તો આ દુનીયાદારીના કામ કારભાર વીશે એક રતીભાર પણ વીચાર ઉત્પન્ન નહી થયો હશે, તેવા નીર્દોષ બચ્ચાંઓ નાટકમાં મામેલ થઈ સ્ત્રી જાતનો વેશ લઈ, મધળી રીતે ઓરતોની મોઆફક દેખાવાની કોશેશ અને મેહનત કરેછે, ઉઠવામાં, બેસવામાં, ચાલવામાં, વાતચીતમાં અને સઘળી બીજી પ્રકારે સ્ત્રી જાત જેવા બની જવા માંગેછે, તેમના માંબાપોને એક ચેતવણી તરીકે જણાવાની હમો ફરજ સમજીએછ કે આવી તરેની તાલીમ તેમનાં કુમલી વયનાં બાલકોએ લીધાથી, તે બચ્ચાંઓ મુરદના ગુણો ખોઇને સ્ત્રીની ખાસીએત પકડવાના. બીજા દીલગીરી ઉપજાવનારા શબ્દોમાં બોલીએ તો તેમના છોકરાઓ નામરદ અને આસીબાએલા જેવાં થઈ પડવાના, આ વીશે તેઓએ ખુબ સંભાળ રાખવી. નાટકનું કામ આવાં બચ્ચાંઓને મુતલક લાયક છેજ નહી. યુરોપ અને અમેરીકા ખંડમાં મોહોટ મોટા નાટકો થાયછે, જીહાં નાટકની પુરતી ખુબી તેઓ સમજેલા છે, તીહાં વટીક સ્ત્રી તરફથી જેબી બોલવા ચાલવાનું હોયછે તે સ્ત્રી જાતને પોતાને સામેલ કરીને તેની પાસે નાટકનો તે ભાગ બોલાવેછે અને કોઇબી ચોકસ કારણ શીવાય ઓરત જાતનુ કામ મરદને કભીપણ બજાવાને આપતા નથી, તેમજ મરદની વીતી તેનો ભાગ ઓરત બજાવતી નથી. પણ હીયાં મુંબઈમાં તો આ-પણા દેશી નાટક કરનારોએ જે વલાણ પકડી છે તે બાબત ઘણીજ સુખન નાખવા જોગ અને પાછળથી ભય ભરેલાં પરીણામ ઊત્પન્ન કરે એવી લાગેછે!

આવા જુવાન શખ્સોના જનમ સુદીનાં ફાયદા તરફ ધીયાન પોહોંચાડી હમો દીલાજાનથી તેમને ભલામણ કરીએછ કે આવાં કામમાં તેઓએ આવી કુમલી વયથી કદી નહી પડવું જોઈએ. એમાં તેમની આકેબત ખરાબી થવાની છે તે સત જાણવું. બીજી અગતની ચેતવણી એ આપવાની છે કે આવા જુવાન

કુમળી વયના છોકરાઓએ નાટકમાં સામેલ થઈ, એશરાકની બાબદો ઉપર ધીયાન પોહોચાડવું, એથી તેમને નાગજાવાર છે. તેઓએ મારી પેઠે યાદ ગખાવી કે કુમલી વય તે નશીયત અને સારી કેળવણી લેવાનો વખત છે. જેમ કુમલા બાગુને વાળીએ તેમ તે વળી શકેછે, પણ તે મોટો અને પુખ્ત થયો એટલે તે કધી મરડાઈ શકાવાનો નથી, અને જોર કરી મરડશું તો તે ભાંગી જવાનો. તે મુજબ આવી કુમલી અને નાહાની વયમાં મનશકિતને તથા શરીર શકિતને જેવી વલણ આપીએ તેવી તે પકડી શકશે. તેથી જો બાલપણ-થીજ ઈશક, આરામ, અને લુચ્ચાઈ લફંગાઈના વીચારો ઉપર મન લગાડયું અને તે બાબદનો અભ્યાસ કીધો તો મોટી વયે પોહોચતાં આવીજ બાબદની વલણ ઉપર મન લાગેલું રેહેવાનું. પછવાડેથી તેને બીજી બાબદ ઉપર ફેરવી લગાડવું મુશ્કેલ થઈ પડશે. હમોને ઘણીજ ચીંતા લાગેછે કે નાટકનાં કામકાજમ જે કુમળી વયના છોકરાઓ પડેછે, અથવા પડ્યા છે, જેમના માંબાપો પોતાના આની નાધની વયના છોકરાઓને એવાં કામમાં પડવાની રજા આપેછે, તેમને પછવાડેથી ઘણો પસ્તાવો ખમવો પડશે. કમાએલી નાટક ટોળીના ઉમરે પોહોચેલા શખ્મો, જેઓએ નાટક વીશે થોડી ઘણી સારી માહીતગારી મેળવી છે, તેમને હમો ભલામણ કરીએછ કે તેઓએ પોતાની મડળીમાં જેટલા ૨૦) વીસ વરસની અંદરના નીશાળે કેળવણી લેવા લાયક છોકરાઓ હોય, તેમને દુર કરવા, અને હવે પછી એવાઓને કધી ફરીને સામેલ નહી કરવા. હમો ભલામણ કરીએછ કે આપણા દેશીઓ આ વીશે ચોકમાઈ અને સભાળ રાખી પોતાના ઊધરતાં બચ્ચાઓને એવા કામમાં સામેલ નહી થવા દેશે. છેલી હમો અરજ ગુજારીએછ કે આવા ચુલબુલીયા કેટલાક જુવાનો, જેઓ પોતાના માબાપની નાફરમાની કરી, પોતાના વડીલોના હુકમ તોડી, પોતાના મીત્રોની શીકામણની વીરૂધ ચાલી, ઢોગ ભરેલા નાટકો કરેછે, અને મોહોટ મોહોટી જાહેર ખબરો છપાવી, તેમા લોકને એવુ જાહેર કરેછે કે આજે તો "એક નવી અફલાતુન નાટક ટોળી પોતાનો પેહેલી વારનો ખેલ કરી બતલાવનાર છે," કાલે વળી કોઈ બીજીજ ટોળી "જુની આદરગોશશસ્ય નાટક મંડળી નામે જાહેરખબર છપાવેછે," અને પરમદીને કોઈ ઢોંગી ટોળી "નામદાર જીહાં બખમની નાટક ટોળાનું નામ ધારણ કરીને લોકને ઠગાવા બાહેર પડેછે,"

તેમના નાટકો જોવાને આપણા બીચારા, આબરૂ કરે પણ પોતાના નીચાગાનોના નામ સાંભળીને સેહેલાઈથી ઉસકેરાઈ શકાય એવા બગ બુનીઆદ પારસીઓ દીલાજાનથી પોતાનો સકસાઇનો પઈરો બગ્ગી સામેલ થાયછે, તેમ તેઓએ નહી કરવુ જોઈએજ. હમો સઘળા વીચારવંત આપણા દેશીઓને અરજ કરી જણાવીએછ કે તેવા ઢોંગીઓના નાટકોમા તેઓએ કદીપણ જવુ નહી, અને આવા નાદાનોને ઉત્તેજન આપવુ નહી. આપણા દેશીઓમા હાલ કફીરા નાટકનુ જે એક નવુ દરદ દાખલ થતુ જાયછે, તેને પેવસ થતાજ ડાબવુ જોઈએછ, અને તેમ થશે તોજ તેનો અટકાવ થશે.

ડાકતર ભાઉ દાજીના ઉપર જણાવેલા મદ્રાસમા મકાન ઉપર હમો ગયા હતા તે દીવસે, મદ્રાસની લેજીસલેટીવ કૌનસીલના તે વખતના દેશી મેમબર, મરનાર ધી હાનરેબલ સાધા ગોપા ચારલુ, મુલાકાત લેવાને આવીયા હતા, તેમની સાથે હમો સઘળાની ઓળખાણ થઈ.

હીંયાથી નીકળ્યા તે મદ્રાસની મેડીકલ કાલેજ જોવાને ગયા. રવીવારનો દીવસ હતો તેથી એ મકાન ઉપર કોઈ પ્રોફેસર અથવા વીદ્યાર્થી હાજર નહી હતો. મદ્રાસથી હમને રૂખસદ લેવાનો દીવસ પણ ઘણોજ નજદીક આવેલો હતો, અને ફરીને આ મકાન જોવા આવવાની હમને ઊમેદ નહી હતી, તેથી તીહાના રખેવાળની સાથે આ મકાનમા ફરીવળીને જે કંઈ નજરે પડ્યું તે જોયુ હતુ. ઇમારતની બાંધણી, આપણી મુમ્બઈની મેડીકલ કાલેજ જેવી લાયક કોશાદ અને સગવડ ભરેલી હમારા જોવામા નહી આવી હતી, તોયપણ આ ઇમારતની ગોઠવણમા વૈદકશાસ્ત્રને લગતી જુદી જુદી બાબદો શીખવવાને, જુદા જુદા વર્ગોને માટે કેટલીક સગવડ, તથા જોઇતો સરસરંજામ, સુંદર નકસા, તથા પુસ્તકોના સંગ્રહસાથે, શરીરના જુદા જુદા ભાગનું જ્ઞાન આપવાને બનાવેલા મીણની મેળવણીના નમુના, વીગરે બીજો ઘણો સામાન સારી રીતિ પુરો પાડેલો હતો

હીંયાથી નીકળીને યુરોપીયન હાસપીટલ જોઇ, અને સર ચાર્લસ ત્રીવેલીયનનો "પીપલ્સ પાર્ક" જે આગળ અધુરી રીતે જોવામા આવીયો હતો તે ફરીને બગેબર સારીપેઠે જોવાને પાછા તીહા ગયા હતા મદ્રાસના લોકને સેલાગાહ, ફરવા હરવા અને મોજ શોખ કરવાને બની આવવાસારૂ "બ્લાક ટાઉન" ની પછીમ દીશાયે આ પાર્કને માટે જમીનનો મોટો ભાગ રોકયામા આવ્યો છે, જેનુ નામ "જના ગેહેગ

મેદાન" કરીને પાડ્યું છે. આ બાગમાં પાણીના નાહાનાં મોહોટાં તલાવો અને સરોવરો આવેલાં છે, તેહેમાંનાં બે સરોવરની વચમાં એક નાહાનો જમીનનો કડકો ઘેરાયલો છે, તે એક બેટ અથવા ટાપુ જેવો થઈ પડયો છે. આ ટાપુ ઉપર લોક બોટમાં બેસીને ફરવા જાયછે, લોકની ગમતને સારૂ તરેવાર જાતનાં જનાવરો, પશુ અને પક્ષીયોનો પણ એક મોહોટો સંગ્રહ હીયાં કરી રાખવાની ગોઠવણ થઈ છે. હમે જીયારે તીહાં ગયા હતા, તીયારે કેટલાંએક જનાવરો એકઠાં કરેલાં હતાં અને બીજાં આવનાર હતાં. સરકારી મ્યુઝીયમમાં એકઠાં કરેલાં સઘળાં જાનવરોને પણ એજ ઠેકાણે રાખવાનો વીચાર થયલો હતો. બચ્ચાંઓને રમવા અને મોહોટાં માણસોને કસરત કરવા અને તાલીમ ખેલવાની સગવડ અને લાયક જગા આ ઠેકાણે કરી આપવાની પણ ગોઠવણ થવાની છે એવું હમુને તે વખતે જણાવીયામાં આવીયું હતું. આ પાર્ક હમોએ જોયો તે વખતે પુરી હાલતમાં આવેલો નહી હતો, પણ જારે એની અંદર કરવા ધારેલી સઘળી ગોઠવણો અને રચના પુરી થશે તીયારે મદ્રાસ શેહેરમાં એ "પીપલ્સ પાર્ક" એક મનોરંજક અને સઘળાને આનંદ અને ગમત આપનારી ફરવા હરવાની જગા થઈ પડશે, એમાં કંઈ શક નથી.

"પીપલ્સ પાર્ક" જોયાપછી, હમારા મીત્ર ડાકતર ભાઉએ મદ્રાસની "આગ્રી હાર્ટીકલચરલ ગારડન" જોઈ નહી હતી, તે દેખાડવાને તીહાં ગયા, પણ પાછી સાંજ પડી ગયાથી આ ઠેકાણાં ઉપર વધારે વાર થોભી નહી શકાયું હતું.

આવીરીતે થોડીક વીગત તા૦ ૨૩ જાનેવારીના અહેવાલમાં આપી છે. હીયાંથી નીકળીને લાર્ડ એલફીનસ્ટનનાં વખતમાં કીનારાની બાજુયેથી જે નવો રસ્તો બનાવ્યામાં આવ્યો છે તેવીશે હમોયે તા૦ ૨૦ મી જાનેવારીના અહેવાલમાં વીગત આપી છે, તીહાં ફરીને પાછા "બ્લાક ટાઉન" માં આવ્યા હતા.

મદ્રાસથી ૩૫) માઇલ દુર, મહાબલીપુરમ કરીને એક ગામ છે, તીહાં હીંદુઓનાં પુરાનાં દેવળ દેહરાં અને પથરમાં મોટું કોતરકામ ઘણી તરેનુ છે તે જોવાની ઇચ્છા ડાકતરને, મદ્રાસ શેહેર જોવાનાં કરતાં વધારે થયાથી, જેવા હમે સઘળા મદ્રાસ શેહેરમાં આવી પુગા કે લાગલે બીજેજ દીવસે ડાકતર એખલાજ તેતરફ કુચ કરી ગયા હતા. મદ્રાસ શેહેરમાં હમારૂં રેહેવુ ઘણુંજ થોડા દાહાડા થયું હતું, અને "મેલ સ્ટીમર" આવવાની વખત ઘણીજ નજદીક હતી, તેથી હમારાથી મહાબલીપુરમ જવાઈ શકાયું નહી હતું.

મહાબલીપુરમને ઇંગ્રેજ લોક "ધી સેવન પગોડાસ" એટલે સાત દેહરાંને નામે ઓળખેછે. હીંદુ લોકની કથા પ્રમાણે આ ગામ આગળના વખતમાં એક ઘણુંજ મોહોટું શેહેર હતું, પણ હાલ દરીયો ફરીવળ્યાથી તે શેહેરનો ઘણોક ભાગ ગરક થઈ ગયલો છે. મદ્રાસની "અદીયાર" નદી આગળથી નીકલતાં કનાલને મારગે ઘણીજ સેહેલાઈ અને આસાનીથી થોડાક કલાકની બોટની મુસાફરીથી તીહાં જવાઈ શકાયછે. જેવાને પુરાણી ઇમારતો અને કોતરકામો જોવાનો શોખ હોય તેઓએ મહાબલીપુરમનાં જુનાં દેહરાં જરૂર કરીને જોવાં જોઇયેછે, તેથી તેમનો ફેરો ફોકટ જશે નહી, આવું હમોને ડાકતરે પણ કેહુ હતું, અને આવું ઘણાં જણનું મત છે. ડાકતર ભાઉએ આ ઠેકાણે કંઈ નવુ જેવું નહી હતુ, તોપણ ૩૫) માઇલની મુસાફરીનો બદલો તેમનાં વીચાર પ્રમાણે તીહાંની પુરાણી ઈમારતો અને પથરનાં કોતરકામો જોવાથી વળી રહ્યો હતો.

મદ્રાસની ટંકશાળ પણ એક જોવા લાયક મકાન છે, જેઓએ મુંબઈની ટંકશાળ જોઈ હશે તેમને આ ખાતુ જોવાની નવાઈ નથી. મદ્રાસમાં આ ખાતું ઇસવી સન ૧૮૦૭ માં ચાલુ થયું તેની આગમચ શિક્કા પાડવાનું "કંત્રાકટ દેશીઓને આપ્યામાં આવતું હતું, અને શિક્કા બરોબર પાડવાને "કંત્રાકટરો" ઉપર સરકારની તરફથી "મીંટ માસ્તર" અને "આસે માસ્તર" ઉપરીપણું ચલાવતા હતા. હાલ એ ખાતું સરકાર પોતેજ ચલાવેછે. આ ખાતું માંચા વગેરે સઘળી બાબતમાં સંપૂર્ણ છે. "બ્લાક ટાઉન" માં "સાત બાઉડી" એટલે સાત કુવા નામની જગા છે તેની પડોસમાંજ મદ્રાસની ટંકશાળનું ખાતું છે.

મદ્રાસના ખરાબ દરીયા અને મોજાને લીધે બોટમાં બેસીને સેલગાહ કરી મજાહ ભોગવવાને નજદીકીમાં તેવી સારી જગો તીહાંના લોકને નહી મળી આવીયાથી, "એનોર" કરીને મદ્રાસથી નવ દસ માઇલ દુર એક ઠેકાણું છે, તીહાં ખારા પાણીનાં સરોવરો છે તેમાં બોટોમાં બેસીને સેલગાહ કરવાને યુરોપીયન લોક ઘણુંકરીને જાયછે, તેહેની સાથે માછલી અને કાલું ખાનાર શોખીનોને જેટલા જોઇયે તેટલા ખોરાક આ ઠેકાણે મળી શકેછે, એટલા ઉપરથી એ ઠેકાણે ઘણાં ઇંગ્રેજો તેહેવારનાં અને ગરમીનાં દીવસો ઉપર કાલુ ખાવાની મોજમારવાને જાયછે. આ ઠેકાણે મીઠાનો પણ ઘણો પાક થાયછે.

મદ્રાસની "આબસરવેટરી" વેધશાળા ઘણી પુરાણી બાંધેલી ઇમારત છે. આ

ખાતું, ઈસવી સન ૧૭૯૩ ના સાલમાં કોરટ આફ ડરેકટરો જીઆરે હીંદુસ્થાન ઉપર અમલ ચલાવતા હતા તે વખતથી ચાલુ થયલું છે. હાલ તેમા તારા જોવાના અને હવામાં થતી લાહોચુબકી અસરો નોંધવાના ઘણા ઊપયોગી યંત્રો ગોઠવેલાં છે. આ ખાતું મુંબઈની "આબઝરવેટરી" ના જેવુંજ છે.

મદ્રાસમાં માંબાપ વગરના લાચાર છોકરાંઓની બરદાસ્ત કરવાનાં ઘણાં ખાતાં છે, તેમાં અગત કરીને લશ્કરી ખાતાને લગતાં પુરૂષ અને સ્ત્રીને લગતાં બે જુદાં જુદાં ખાતાં છે. પેહેલું ઈસવી સન ૧૭૮૮ માં અને બીજું સન ૧૭૮૬ માં ઉભું થયલુ છે. આ ખાતાઓનું કામ ઘણુંજ સારી રીતે ચાલેછે, અને કેહેછે કે પુરૂષોનાં ખાતાંમાંથી નજદીક ૩૩૦૦ છોકરાંઓ ખાવાપીવાની સઘળી જરૂરની ચીજ મેળવતાં, સારી કેળવણી લઈ બાહાર પડયા છે તેમાંનાં આજે ઘણાં જણ સરકારી ચાકરીમાં રહેલા છે, કેટલાક વેપારીઓ બનીયા છે, કેટલા એક જુદા જુદા ધંધા રોજગારી થઈ પડયા છે, અને કેટલા એક મીશનરીઓ તરીકે કામે લાગેલા છે. જેઓનાં માંબાપ અથવા બેમાંથી એક પણ મરણ પામ્યું હોય,તેમનાં છોકરાંઓને બીજાઓ કરતાં પેહેલાં આ ખાતામાં લેવાનો કાયદો રાખીયો છે, આપછી જેઓનાં માંબાપ હોનારત અને અકસમાત કારણથી અશક્ત થઈ ગયાં હોય, તેમાંના બચ્ચાંઓને લેછે; અને માત્ર થોડાંજ છોકરાંઓને, તેમની પાસથી ખાવાપીવાનાં અને શીખવાનાં ખરચનો લવાજમ લઈદાખલ કરવામાં આવેછે.

માબાપ વગરની છોકરીઓનાં ખાતાંમાં સરકાર અને લોક તરફથી પૈસાની વાર્શીક મદદ થાયછે. એની અન્દર છોકરીયોને ઘરસંસારનું કામકાજ, સીવવા સાંધવાનું, કપડાં ધોવાનું અને આજારી માણસોની બરદાસ્ત કેમ કરવી, આવી બાબદો શીખવવામાં આવેછે. જે છોકરીયોમાં, ઘણીજ ચંચળ અને હોશીયાર નીવડવાનાં લક્ષણો આગમચથીજ દેખાયછે, તેવી છોકરીયોને શીક્ષકનુ કામ કેમ ચલાવવુ તે વીશે કેળવણી આપવામાં આવેછે. આ ખાતનું કામ કેટલાએક સરકારી અમલદારોની પરોપકારી બાયડીયો ચલાવેછે તેથી કેળવણી તથા બીજી તરેની તરબીયત આપવા પછવાડે આ ખાતાંમા ઘણી સારી તપાસ રેહેછે, જેથી આ ખાતાનો કારભાર ઘણોજ મનમાનતી અને ફાયદા ભરેલી રીતે ચાલેછે.

હમો દીલાજનથી ઉમેદ રાખીએછ કે જેમ કેટલીક ભલી યુરોપીયન બાનુઓ આવા ઉપયોગી ખાતાં પછવાડે તેમનાં દીલ લગાડી પરોપકારી કામો કરેછે, તે

મુજબ આપણી ભલી દેશી સ્ત્રીઓ પણ કરશે. આવી આગેવાની આપણી કોમની પેહેલા દરજાવાળી ગૃહસ્થ સ્ત્રીઓથી થવી જોઈએછ, કારણ આવાજ દરજાવાળી બાનુઓ આ કામને લાયકની છે. ઘણીક બાબદમા દરજો બજવવાની મોટી જરૂર છે.

દરજો ખુદરતી હદ છે, તે હદમા રેહી હરેક કામ કરવુ એમાજ ડાપણ છે. આ ઉપરથી એક સવાલ ઉઠશે કે પેહેલા વર્ગની સ્ત્રીઓ કેળવણી પામેલી નથી તારે તેઓથી આવાં કામમા આગેવાની કેમ કરી શકાશે? આ સવાલનો જવાબ સેહેલ છે. મોટા કામમા આગેવાની કરવાસારૂ જો કેળવણી સાથે દરજાવાળા શખસો સામેલ નહી હોયા તો તે એક મોટી ખુટ ગણાવાની. મુંબઈ શેહેરમા આજે આ એક અગતના સવાલ વીશે અજાએબ તરેની ભુલ ચાલી જાયછે. ઘણા જુવાન કેળવણી પામેલા પુરૂશો આવુ ધારેછે કે બોજવાળા સાહેબોની મદદ વગરે, ઉતરતી પદ્વિવાળાઓ એખલાજ કોઈબી મોટું કામ માથે ઉઠાવી તે ફતેમંદીથી પુરૂ બજાવી શકશે. હમારૂ મત એઓથી તદન ઉલટુંજ છે. તો જુઓ મેહરબાન વાચનારો, સ્ત્રીકેળવણી જેવુ અગતનુ કામ, જો કે વચલી પદ્વિવાળા શીખેલાઓએ ઉઠી તો ઉભુ કીધું, પણ તેને ફતેમંદીથી અનજામ પોહોચાડવાને, માતબર અને દરજાવાળા શેઠીઆઓની મદદ લેવી પડી હતી કે નહી? આવી મદદ માગવાની જરૂર પડી હતી કે નહી? ત્રણ શેઠીઆઓએ આગેવાની કરી, શીખેલાઓનો હાત પકડી તેમને આગળ પાડયા હતા કે નહી? શેઠ ફરામજી નુશરવાનજી પટેલ, શેઠ ખુરશેદજી નુશરવાનજી કામાજી, શેઠ ધનજીભાઈ નુશરવાનજી કામાજી, જેવા દેશી આગેવાનોએ છુટી અથવા જાહેર મદદ કીધી હતી કે નહી? આ વીશે કોઇને અણજાણ્યું નથી. એઓની મદદ નહી મળી હતે તો સ્ત્રીકેળવણીનુ કામ હમો કહીએછ કે કદાચ નહી પારપડી શકતે. એજ પ્રમાણે પારસી લોકને તેમના વારસા હીસા અને લગન તથા તલાક સંબધી સરકાર તરફથી જે ધારા મળીયા છે તે પણ શેઠીઆઓનીજ આગેવાનીથી મળીયા છે કે નહીં? આવા બીજા ઘણા દાખલા આપવા માગીએ તો મોજુદ છે. માટે ઘણા માહાભારત કામો જે આજમુધી થયા છે તે સઘળા કેળવણીજ પામેલાઓની એખલાની આગેવાનીથી નથી થયલા, પણ તે સઘળા કામોમા કેળવણી પામેલાઓને દેશી આગેવાનોએ પોતાના બોજ અને દરજાથી અચ્છી રીતે ટેકો

આપીયો છે તેથી બન્યાં છે. આવીજ રીતે બંને તરફથી ઘટતી સમજુતી અને સંપ થયાથીજ મોહોટ મોટાં કામો પાર પડયાં છે અને બીજા મોહોટ મોટાં કામો પાર પડવાની ઉમેદ છે.

**તા૦ ૨૬ મી જાનેવારી.** તા૦ ૨૫ જાનેવારીની સાંજના કપતાન મીચલે પોતાની કબુલાત મુજબ હમને ખબર આપી કે બીજે દીને એટલે તા૦ ૨૬ મીએ સહવારના પોહોરમાં "મ્યુઝીયમ" જોવાને આવવું. આ દીને કલકત્તા તરફ જતી "ઇંગ્લંડની મેલ સ્ટીમર" ની આવી પોંહોચવાની વકી થઈ રહેલી હતી, તેથી તાકીદેથી સહવારના સકારેથી "મ્યુઝીયમ" જોવાને ગયા હતા, અને તે ઠેકાણે કપતાન મીચલ પણ પોતાની કબુલાત મુજબ સકારેથી આવી હાજર થયલા હતા.

મદ્રાસનું સંગ્રહસ્થાન ઘણુંજ મોહોટું અને ઘણી એક બાબદોમાં સંપૂર્ણ છે. મુબઇનું મ્યુઝીયમ તેની આગળ કુચ બીસાતમાં નથી. ખુદરતની હમા જીનસોનો એક અચ્છો પસંદ પડતો જમાવ આ ઠેકાણાં ઉપર કરી રાખેલા છે, જેમાં એક બે કલાક ફકત અમસ્થા ફરીવળીયા હોઈએ તો તેથી આ દુનીયાના જુદા જુદા ભાગોમાં કેવી કેવી વસ્તુઓ ઉત્પન થાયછે, એવીરો પુશ્કળ ગ્નાન મળી શકેછે. કપતાન મીચલ આ સઘળી જીનસોને જુદા જુદા વર્ગોમાં ઘણી ચોકસાઈ ભરેલી રીતે ગોઠવી છે. પૃથ્વીમાં જણાયલી કોમનાં જુદા જુદા પોશાક, તેમની તરેવાર રીતભાત અને સંસાર વેહવારમાં વપરાતી તરેવાર જીનસો, વાસણ અને કારીગીરીની વસ્તુઓનો એક મોહોટો જમાવ કરી તે સઘળો એક એલાહેદા ઓરડામાં ગોઠવી રાખેલા છે. મદ્રાસ શેહેરની સરહદમાં જુદી જુદી જાતની જે માછલીઓ મળી શકેછે તે દરેક જાતના નમુનાનો એક મોહોટો સંગ્રહ કરેલો છે અને તેમાં નવી નવી જાતની માછલીઓના નમુના ઉમેરાતા જાયછે. હમોએ જે વખતે આ સંગ્રહ જોયો તારે તેમાં ૫૦૦) પાનુસો જુદી જુદી જાતની માછલીના નમુના એકઠા કરેલા હતા. માછલીને ચીરી તેના પેટ્પાનાંમાંની જીનસો કાહાડી લઈ તે ઠેકાણે દવાની મેળવણીથી બનાવેલો રૂ ભરીને પેટ પાછું સીવી લીધું હતું. આવી રીતે તજુમલથી બનાવેલા માછલીના નમુના આપણને જાણે તાજી હવડાંજ પકડેલી માછલી હોય, એવા નજરે દેખાડછે અને તેમના તરેવાર રંગો આબેહુબ રહેલા છે. એક મોહોટો સંગ્રહ જુના દુગાણા અને હાલના ચલની સીક્કાઓનો કરેલો છે, તે જોવા લાયક છે. સીક્કનાં નામ, તે કહે ઠેકાણે અને

શેહેરમાં વપરાયછે, તે કહ્યા વખતમાં આગળ વપરાતા હતા, કોણ પાદશાહના તે સીક્કા હતા, તેનો સને અને એ ઉપરથી તવારીખને લગતી કેટલીક નોંધ, સીક્કાઓ સાથે કરીને રાખી છે, જે જોનારને ઘણીજ ઉપયોગી અને જ્ઞાન આપનાર છે. આખી પૃથ્વી ઉપરના દેશોમાં મળતી સઘળી પ્રકારની ધાતુ અને ખાણીજ વસ્તુઓનો એક ઘણોજ અમુલ્ય જથો હીયાં જમાવેલા છે, અને તેની રચના પણ કાયદાસર કરેલી છે, જેથી ખંડેખંડની જુદી જુદી જીનસો ગેહેલાઈથી માલુમ પડી શકેછે.

આ સંગ્રહસ્થાનને લગતો એક મોટો બાગ કરેલો છે, તેમાં જીવતાં જાનવરોનો પણ એક નાહાનો સરખો જમાવ કરેલો છે. આ જમાવની હજુ તો માત્ર શીરૂઆત થયલી હતી. હમો જોવાને ગયા તે વખતે બાગમાં તરેવાર જાતના પક્ષીયો, વાંદરા, હરણ, જંગલી ડુકર, ગેંડો, રીછ, ચીત્તો, વાઘ, અને આવાં બીજાં જાનવરો એકઠાં કરેલાં હતાં. આ સઘળાં જાનવરોને આ મ્યુઝીયમના બાગમાંથી કાહાડીને મદ્રાસના "પીપલ્સ પાર્ક" નાંમના મોહોટા બાગમાં રાખવાની ગોઠવણ થવાની છે એવું તે વખતે હમારા સાંભળવામાં આવીયું હતું.

મ્યુઝીયમ સાથે એક મોટું પુસ્તકખાનું અને વાંચવા સારૂ એક મોહોટું દીવાનખાનું પણ જોડેલું છે. હીયાં ખુદરતી વીદ્યાને લગતી બાબદો ઉપર સત્તા ભરેલાં પુસ્તકો, તથા બીજી તરેવાર બાબદોને લગતી ચોપડીઓ, ચોપાનીયાં, વીગેરેનો જમાવ કરેલો છે. માત્ર આબરૂવાળા ગૃહસ્થોનેજ આ મકાનમાં દાખલ થવાની રજા આપીયામાં આવેછે.

કપતાન મીચલે થોડી વારમાં હમને મ્યુઝીયમનો ઘણો ખરો ભાગ ઘણી મેહેરબાની ભરેલી રાહે દેખડાવીયો હતો, અને જેટલીવાર એની સાથે હમો ફરીયા હતા, તેટલી વારમાં પુષ્કળ જાણવાજોગ બાબદો વીશે જ્ઞાન હમને તેનાથી મળ્યું હતું. આ લશ્કરી અમલદાર ઘણોજ મીલનસાર હતો અને ખુદરતી વીદ્યાના જ્ઞાનનો તો જાણે એક મોહોટો ભંડાર હોય એવો તેની વાતચીત ઉપરથી તે હમને જણાયો હતો. જો હમને વધારે વખત મળીયો હતે તો આવા જ્ઞાની પુરૂષની સંગતમાં હમોએ "મ્યુઝીયમ" જોવાને ખચીત રોક્યો હતે, પણ સહવારનાં ૧૧) વાગામાં "મેલ સ્ટીમર" આવી પુગવાની ખબર તોપની મારફતથી સાંભળવામાં આવી તેથી આ ઠેકાણેથી કપતાન મીચલનો ઉપકાર માની તુરત રૂખસદ લવી

પડી, અને તાબડતોબ પી. એંડ ઓ. કંપનીની આફીસમાં જઈ કલકત્તે જવાના ઉતારૂ તરીકેની "પાસીજ"ની ટીકીટો લઈલીધી, અને તેજ આફીસના કારભારીઓમાંથી એક જણે, હમારો મથળો સામન સ્ટીમર ઉપર પોહોંચાડવાનું કામ ઉપડ લેવાની ઇચ્છા જણાવીથાથી, હમોએ તે તુરત તેને સોંપી દીધું, કારણ હમારા હાતમાં વખત હવે પુરતો નહી રહેલો હતો.

સહવારથી આ દીવસે જગ વાદળ થઈ આવીયું હતું, પણ બે વાગામાં તે વધી પડયુ હતું. વરસાદની ઝીણી ઝીણી છાંટી આવવા માંડી હતી. જરા રહી વરસાદ વધ્યો હતો, અને પવન જોરમાં ફુકવા માંડયો હતો, અને તે થોડી વારમા ઘણોજ જોસ ભરેલો થઈ પડયો હતો. એવામાં ખબર પડી કે એક સ્ટીમર બારામાં આવતી મોજાનાં જોરથી, ખગબા ઉપર ચઢી ગઈ છે. આથી ઘબ્બગાટ વધી પડયો, સ્ટીમર ઉપર જવાને બોટો મળી નહી, કેમકે પી. એંડ ઓ. કંપનીનો કેટલોક સામન સ્ટીમર ઉપર લઈ જવાને કેટલી એક બોટો આગળથી રોકાયલી હતી. તેમ વળી બીજી બોટવાળાઓ તોફાનનાં ભબથી નાહીમત થઈ પડ્યા હતા. ચાર વાગામાં દરીયો પુષ્કળ જોરમાં આવી ગયો હતો. જેમ તેમ સમજાવતાં એક બોટવાળો હાથમાં આવ્યો. તેની બોટમાં હમે છ જણાં લાગલાજ બેસી ગયા. કીનારા ઉપરથી બોટમાં ચઢતાંજ પેહેલી મોહોટી અડચણ નડી હતી બોટ બાયેગે ચાર સેકંડ સુધી પણ સીધી ઊભી રહી શકતી હતી, જો કે છેક કીનારા ઉપરનાં પાણીમાં તે તરતી હતી તોયપણ મોજાના જોરથી તે જબરી ઊથલ પાથલ થયા કરતી હતી. અતે ખુદાનું નામ લઈ, હલેસાં મારી આગળ વધ્યા પણ પેલા ત્રણ મોજા જે મદ્રાસના બારાનું એક મોહોટું સંકટ અને જીવનો કાળ ગણ્યામા આવેછે, તે વટાવતાં નજદીક પોણો કલાક સુધી, જીવ ખોવા જેટલાં ફાંફાં મારવાં પડ્યાં હતા. જેટલી મેહેનત કરીને આગળ જઇયે તે સઘળી મેહેનત એક મીનીટની અંદર મોજાનાં સાંભા ધસારા બધ અને ઘસડી લઈ જનાર જોરથી વ્યર્થ જતી હતી, અને મોજો બોટને કીનારા તરફ એક પલવારમાં પાછી ખેંચી લાવતો હતો. કીનારેથી જરા આગળ પાણીમાં વધીયા પછી હમોને એક આફત જેવો દેખાવ જોવો પડયો હતો. મોજો કોઈવાર બોટને એટલી તેર ઉચે ચઢાવી દેતો હતો કે હમો જાણે આકારામાં અને દરીયો નીચે છેક ઊંડો થઈ ગયલો નજર આવતો હતો, અને વળી બીજી વખતે મોજો એબલો એટલો તો ઊંચો ચઢી જતો

હતો કે, હમારી બોટ જાણે પાણીમાં ઓગ્ગે ગરક થઈ જશે એવી ઉંઘણમાં હમો આવી પડતા હતા ' અને આવા જબરદસ્ત ઉંચે ચડેલા મોજે પછી જાણે એકદમ તોપો છુટી હોય એવા ભયંકર આવાજે આવીને બોટઉપર અફળાઈ પડતો હતો તેહેનો આચકો અને આવાજ અંદર બેઠેલાઓને ઘભરાવી અને બેહેરા કરી નાખતો હતો. મોજાનું પાણી બોટઉપર રહીને ચાલાયું જતું હતું અને અંદર બેઠેલા ભીનાઈતરબોર થઇ ગયા હતા, તથા સામાન ઉપર તથા હમારાં મોહોડાં ઉપર વારંવાર પાણીની છોડ જબરી લાગતી હતી. તેમજ મછવામાં ધામટ પણ એટલું વધારે થઈ પડયું હતુ કે હોળીઓ સખત મેહેનતથી તે પાછું બાહેર કાટાડી શકતા હતા. મોજાના આવા સખત આંચકા ખમવાને મદ્રાસની સીવી લીધેલાં પાટીયાનીજ બોટ ટકી શકે એવી છે. જો આવા આંચકા આપણી કલામોબધ જડી લીધેલાં પાટીયાંની બોટને લાગે તો હમો ધારીએછ કે આરધા કલાકમાં તેના ફાડચે ફાડચાં થઈ જાય એમાં કંઈજ શખ નથી. બોટ ઉપર બાર હલેમાં મારનાર મદ્રાસનાં મજબુત હોળીયો હતા. તેઓએ સખત મેહેનતથી અને ભારે બુમો પાડીને જેટલું જોર થઈ શકે તેટલું મોજાની સાંમે કીધું હતું, તોયપણ ઘણીએક વારે અતીશય મેહેનત કરતાં, માત્ર બે મોજા વટાવ્યા હતાં, અને હજુ તો ત્રીજો જીવ લેનાર મોજો, વટાવવાને બાકી હતો, તેટલામાં તેઓ મધળા થાકી ગયા હતા !

સઘળાની હીમતની આ વખતે અચ્છી તપાસ થઈહતી. હમારા સઘળાનાં મોહોડાં રુની પુણી જેવાં સુફેદ થઇ ગયાં હતાં ! હમારા જનમમાં મદ્રાસનાં બારાનું સંકટ જોયુ નહી હતુ, અને જે શાભળ્યું હતું તે નજર આગળ આવી એકદમ ઊભું રહ્યું હતું તોયપણ આ પુસ્તક લખનારનાં સફરસીરો કાચા અનુભવ પ્રમાણે તે વખતે તેને તે સંકટનું પુરેપુરૂં ગ્નાન થયલું નહી હતું. તેથી જારે બોટ વાંકી વળતી હતી અને અંદરનાં લોક બુમો પાડતા હતા, ત્યારે સઘળાનો જીવ કેટલો જોખમમાં પડતો હતો એ વીશે સઘળા દીલગીર થતા હતા, પણ હમોને પેલા શોર અને પોકારથી હસવું આવતુ હતું. પણ જારે ત્રીજો મોજો પસાર કરવાનો વખત આવ્યો; જે વખતે એક જબરો મોજો બોટ ઉપર અફળાઇને બીજીગમ નીકળી ગયો તે વખતે જે ભયકર આવાજ થયો હતો તથા જે જોસાથી પાણી હમને વાગ્યું હતું, અને જેથી હમો ગરદ પેચ થઇ પડયા હતા, તથા બોટ વાંકી થઈ ગઈ હતી, અને તેની અંદરનો મધળો સામાન એક બાજુએ ગગડી પડયો હતો, તથા સઘળા હોળીઓએ એક

મોહોટી ચીચીયારી પાડી હતી, તે વખતે જે ખબરાટ થયો હતો તે સાંભળીને અને આસપાસ કંઈજ નહી પણ બંધે બાજુએથી ઊછેલા દરીઆવ અને હમે વચમાં ગરક થઈ જતા હોઇયે, એવો મામલો જોવામાં આવ્યો ત્યારે હમારી છાતી જબરી ધડકવા લાગી હતી, અને હોસ આવી હતી કે, ખરેખર ભારી સકટ તે હવે ખચીત આવી પડયું છે. જે ચીચીયારી મેલા કોળીઓએ પાડી હતી તે આ ઘણુંજ ઊંડાણમાં આવી પડયાથી પાડી હતી, અને હવે પછી જે ત્રીજો ભયંકર મોજો આવનાર હોતો તે રખેને બોટ ઉપર ફરીવળે તેની ધાસ્તીથી પાડી હતી, તથા એ આવતા મોજાની હેઠળ જવાને બદલે તેની ઉપર બોટને હલેસાંના જોરથી ચઢાવી દેવા એક જોરથી કોરોમ કરવાને તેઓએ ચીચીયાગી પાડી હતી, તે ચીચારી સમેતની કોરોસમાં ખુદાતાલાની મેહરબાની થયાથી, હમારી બોટ આ ત્રીજા મોજાની હેઠળ ગરક થઈ જવાને બદલે અંતે કુલેસંદીથી તે મોજા ઉપર થઈ પસાર થઈ શકી હતી. જેવો ત્રીજો મોજો વગન્યો કે મધળા કોળીઓએ ફરીને એક મોહોટો પોકાર મારીયો હતો, જેમાં તેઓ, હે સ્વામી? હે સ્વામી? હે સ્વામી? આવા શબ્દો જોસા ભરેલી રીતે બોલીયા હતા, જેનો અર્થ એવો હમને સમજાવીયામાં આવીયો હતો કે અરે ખુદા! અરે ખુદા! અરે ખુદા! આવું બોલવાની મતલબ એ હતી કે જારે બોટ મોજા ઉપર થઈ પાર પડી તારે તેની ખુશાલીમાં તેઓએં ખુદાતાલાને યાદ કીધો હતો, કે આની બાગી સકટમાંથી તે કીરતારે મધળાને છોડાવીયા હતા!

પણ હજુ મધળાં સંકટનો અંત આવ્યો નહી હતો. સ્ટીમર આગળ સાડા-પાંચ વાગે બોટ જઈ પુગી હતી, પણ તેહેમાંથી ઊતરીને સ્ટીમરનાં દાદર ઊપર પગ મુકવાની એક જગ પણ જોગવાઈ ગુસ્સામાં આવેલો દરીયો આપતો નહીં હતો. બોટ, સ્ટીમરનાં દાદર આગળ ૫) સેકડ સુધી સીધી અથવા થંભ ઊભી રહી શકતી નહી હતી એટલુ જોર પાણીમા આવેલું હતું. જેઓ બોટમાંથી ઊતરતા હતા તેઓ બોટ જેટલી નજદીક લઇ જવાય એટલી સ્ટીમરનાં દાદર પાસે લઈ જઇને કુદકો મારીને દાદર ઉપર ચઢી જતા હતા, એહેવી હાલતમાં, ઊતરવું ખરેખર ઘણુંજ જોખમ ભરેલું હતું, પણ જીહાં બીજો ઊપાય રેહેલોજ નહી તારે આતે સંકટમાં માથું ઘાલ્યા વગર છુટકોજ નહી હતો. હમારા મિત્રોમાંથી હમી દરેક જણ એકક પછી કેટલેક વારે કુદીને સલામતીથી સ્ટીમર ઉપર જઈ શકયા હતા, પણ મી. ખુરશેદજી

રૂસ્તમજી કામાજી એવી રીતે કુદકો મારીને ઊતરતા હતા એવામાં મોજાનાં જોરથી બોટ એકાએક જોસ્સાબંધ ખસી ગયાથી મીત્ર ખુરશેદજીનો પગ સ્ટીમરનાં દાદર ઉપર પોહોંચી નહી શકયો જેથી એક મોહોટી હોનારતમાં તેઓ આ પ્રસંગે આવી પડ્યા હતા! પણ તેવણની સમયસુચકતા સારી હત્યાથી તેવણે તુરત દાદરનાં દોરડાંનો છેડો પકડી લઈ તેને ટંગાઈ રહ્યા હતા, અને પાણીમાં પડવાથી ઘણીજ હીમત ભરેલી રીતે તેવણે પોતાનો બચાવ કીધો હતો! બીજી બે બોટોમાં હમારો સામાન તથા માણસો પછવાડેથી આવ્યાં હતાં, તે વખતે દરીયો નરમ પડેલો હતો, જો કે પાણીની છોળથી તેઓ સઘળા તમામ ભીનાઈ ગયા હતા, તથા હમારા સામાનના પણ હાલહવાલ થઇ ગયા હતા. છ અથવા સવાછ વાગે સાંજના સ્ટીમરે લગર ઉચકાયું હતું હમોને આગળ વધતાં એવી ઉમેદ થઇ હતી કે તોફાન નરમ પડી જશે, પણ હમને તે બે દીવસ લાગટ લાગ્યું હતું અને ત્રીજે દીવસે તે નરમ પડ્યું હતું. અનીશે એહવાલ આગળ વાંચવામાં આવશે.

આ ઠેકાણે મદ્રાસ શેહેરનો એહવાલ પુરો કર્યા આગમચ તે જગા ઉપરની ખાવાપીવાની કેટલીક જીનસો વીશે, તથા તીહાંનાં સ્ત્રીપુરૂષોનાં પોશાક વીશે, અને ખેતીવાડી કરવાની રીતભાંત વીશે, થોડીક બાબદ જે હમારા જોવામાં આવી હતી તે જાણવા જોગ ધરીને અત્રે દાખલ કરી છે.

મદ્રાસનાં પાંઊ ઘણાંજ મોજાં અને લેહજતદાર હોયછે, તથા તેમનો રંગ ઘણોજ સુફેદ રેહેછે, તથા આ પાંઊ જલદી વાસી થઈ જતાં નથી. એ ગુણ તીહાંની તાડી ઉપર તથા આટાની સફાઈ અને ચોખાઈ ઉપર આધાર રાખેછે. પાંઊ તરેવાર આકાર અને રોનકના બનાવેછે, તેથી જેમ સ્વાદમાં જીભને તેમ આંખને પણ જોવામાં સરાં લાગેછે. પાઊ પછી "ઓપમ" કરીને ચોખાની બનાવટની એક ખાવાની જીનસ મદ્રાસમા સાધારણ વપરાયછે. "ઓપમ"નો આકાર અનેસ્વાદ નકરો આપણાં મુકતાદના તેહેવારોમાં બનાવેલાં સાંધણાંને મળતો આવેછે, અને જો બરાબર બોલીયે તો સાંધણાંનીજ મેળવણી પ્રમાણે ઘણું કરીને તે દરરોજ હીયાં બનાવ્યામાં આવેછે. મદ્રાસના ઘણા લોક સહવારના નાસ્તાની સાથે અથવા નાસ્તો કર્યા પછી "ઓપમ" ખાયછે. સારી તાડીનાં સબબથી ખમીર ઘણું ચઢેછે, તેથી "ઓપમ"નો સ્વાદ ઘણોજ લેહજતદાર થાયછે, અને એ માધરૂં કરમાં ખીજવું પણ વધારે રહેછે. દુધ, દહી, છાશ, સહવારનાં ખાવાનો



CULTIVATOR & HIS WIFE — MADRAS

સાધારણ રવૈયો છે, અને ગરીબ માણસો તો આવી જીનસો રોજ ખાયછે. મહવારના ચાહેને ઠેકાણે તેઓ તાડી પીયેછે. વળી એક ત્રીજી જીનસ ખાવાની છે તે અપરથી સુરતીઓને મળતી આવેછે તે એક જાતની હીંદુની દેશી મીઠાઈ છે પાન, સોપારી, ચુનો અને કાથો, આ તો દેશી લોકની આખા દીવસની સાધારણ ચાવવાની અથવા વગોળવાની જીનસો છે

મહવારના પોહોરમા અને સાજ ગરીબ બેનાર દેશી લોક પોતાના ઘરના ઊંબરો આગળ હમેશ ચોક પુરેછે, તેમા તરેવાર આકારો તેઓ પાડેછે આપણા લોક ચોક પુરવામા માત્રે થોડીક સાધારણ આકૃતિ શીવાય બીજા ઘણા આકાર કાહાડી શકતા નથી, પણ હીંદુના લોકપાસે હજારો આકાર છે જે તેઓ મેહેલાઈથી પોતાના બારણા આગળ પાડી શકેછે. મદ્રાસના દેશી લોક કાળા રંગના છે, તોપણ તેમના શરીર તથા ચેહેરા ઘણાજ સારા આકારવાળા અને સોહામણા છે. હિંદુ દેશી ગૃહસ્થ સ્ત્રીયો પોતાના પોશાકમા ફકત એક સાડી પેહેરેછે તથા હાથમા ચીતલ તથા ઘરેણુ ઘાલેછે, તેઓ ચોળી તથા જોડા મુતલક પેહેરતા નથી ચોળી માત્રે વેશીયા-ઓજ પેહેરેછે, અને તેથી ચોળીવાળી સ્ત્રી મદ્રાસમા નજર આવી તો તેને ગૃહસ્થ સ્ત્રી નહી જાણવી આ પોશાકનીરો આવો રવૈયો આજમુધી ચાલુજ રહેલો છે, અને તે લાંબી મુદતથી ચાલતો આવેલો છે આસ્તે આસ્તે સુધરેલા ચઢતી પદ્ધિના લોકોએ હાલ વાસ્કુટ પેહેરવા માંડ્યા છે, પણ તેવા લોક હજુર ઘણાજ થોડા છે. પાસે આપેલુ ચીત્ર મદ્રાસના એક બેકુત અને તેહેની બાયડીનુ છે. બેકુત એકગીના હથીયારો લઈ ઉભો છે, તથા બાયડી મેવાની ટોપલી લઈ માથે સાડીની ઉઢણી કરીને બેઠેલી છે એ ચીત્ર ફોટોગ્રાફ પાડનારે ખામુખા એવી રીતે પુરૂષને ઉભો રખીને તથા સ્ત્રીને બેસાડીને પાડેલુ છે, એ ઉપરથી જોનારને હીંદુના મરદ ઓરતોના પોશાક અથવા પેહેરણનો વીચારયોગ ઘણો બરાબર આવી શકસે. મરદના શરીર ઉપર જે ટીલા, બાજુ, છાતી અને કપાળઉપર પાડેલા દેખાયછે, તે મદ્રાસના હીંદુઓની જુદી જુદી જાતની નીશાનો જણાવેછે.

મદ્રાસના હીંદુઓ તેમા ઘણુ કરીને તેમના બ્રહ્મણો ઘણા સકડ વીચારવાળા છે, તેઓ પર મતના હીંદુઓને અદેખાઈથી અતીશય ધીકારેછે, તે એટલા સુધી કે બની આવે તો તેમનુ ખુન વટીક કરવાને અચકાય નહી, એવા મુસલમાનોના જેવા ધરમઝનુની છે.

મદ્રાસનાં હીંદુ રેહેવાસીઓનો ઘણો ખરો ભાગ ખાધાપીધામાં માસ (ગોશ્ત) અને દારૂ છુટથી વાપરેછે.

મદ્રાસ તરફનાં બ્રાહ્મણો વીશે અથવા તો હીંદુસ્થાનની દક્ષીણ દીશાએ ક્રીષ્ણા નદીની હેઠળથી તે છેક કેપ કન્યા કુમારી સુધીનાં પ્રતોમાં, રામાનુજાચાર્ય નામના બ્રાહ્મણોનો એક પંથ વસેલો છે, તેમના વીશે થોડીક બીના વીસ્તારીને જણાવાની આ ઠેકાણે જરૂરની જાણીયેછ, કેમકે આ ટોળાનાં બ્રાહ્મણોનાં સ્વભાવ, વીચાર અને ચાલ ચલગતમાં કપટ, નીર્દયપણું, અભિમાન તથા તોછડાઈ બીજા બ્રહ્મણોકરતાં અતીશય વધારે છે. મુખ્ય મતલબ આ ઠેકાણે એવીશે જણાવાની એટલીજ છે કે એકજ ધર્મનાં ધર્મ ગુરૂઓમાં, ધર્મ વીચાર સંબંધી મતોમાં કઈ જુજ ફેર પડવાથી તેઓ એક બીજાથી એવાં અને એટલાં તો છુટા પડી ગયાછ કે, એક બીજાનાં લોહીનાં તરસ્યા થઈ પડ્યા છે. મનુષ્ય જાતની કમ અક્કલની આ એક મોહોટી ખામી આખી દુનીયામાં સઘળી કોમ અને જાતમાં જણાની આવી છે. જંગલી અથવા સુધરેલી કોમમાં ધર્મ ગુરૂઓનાં મત એક બીજાની વીરૂધ થયાથી તેમની અને તેમનાં પંથનાં લોકોની હાલતમાં મોહોટો ફેરફાર થવાનાં કારણો આ કમ અક્કલ ધર્મગુરૂઓજ થઇ પડ્યા છે.

આ બ્રાહ્મણો વીષ્ણુના ભક્તો છે. આખા હીંદુસ્થાનમાં બ્રહ્મા, વીષ્ણુ, અને રૂદ્ર અથવા શીવ, આ ત્રણેને સરખે આદરમાને અને સરખી પદ્વિનાં ઘણાં ખરા હીંદુઓ ગણેછે, અને તેમની પુજા કરેછે, તોયપણ આ વૈષ્ણવ બ્રહ્મણો વીષ્ણુને બ્રહ્મા તથા શીવ કરતાં વધારે ચઢતી પદ્વિનો ગણીને તેહેની ભક્તિ તથા પુજા વધારે આદરમાનથી કરેછે, તેથી બ્રહ્મા અને શીવને માનનાર તપોધન અને વૈષ્ણવોનાં પુજારીઓમાં તડાંપડી તેઓ એક બીજાને અણગમતા થઈ પડેલા છે.

વૈષ્ણવ બ્રહ્મણો પોતાને બીજાઓથી ઓળખાવા માટે પોતાનાં કપાળ ઉપર ત્રણ લાંબી રેખો પાડેછે, તેમાં વચમાંની રેખ લાલ અથવા પીલા રંગની અને દરેક બાજુની એક જાતની ધોળી મટોડી જેને આ લોક "નામ" કરીને કેહેછે તેની પાડેછે. આ ત્રણ રેખોને હેઠળનાં છેડા આગળથી જોડેછે એટલે કપાળ ઉપર આ નીશાન ત્રણદંતી (|) આવા આકારની આપણાં જોયામાં આવછે. ઊપર કહેલી ધોળી મટોડી "મેગનીસીયમ કલે" જાતની એક મટોડી છે, એ મટોડીને "ગોપીચંદન" પણ કેહેછે. એવું કેહેછે કે દ્વારકાથી આ માટી પુષ્કળ આવેછે.

ગોપીચંદન આ શબ્દનો અર્થ, કૃષ્ણની ગોવાલણોનું ચંદન (સુખડ) એવો થાય-છે. શ્રીકૃષ્ણનાં મરણની ખબર સાંભળીને તેહેની લાડકી ગોપીઓએ દ્વારકા શેહેર-માંનાં એક તળાવમાં ડુબીને તેમનો જીવ પોતાનાં વાહાલા શ્રીકૃષ્ણજીને અર્પણ કરી દીધો હતો, એવું કેહેવામાં આવ્યું છે, તે ઉપરથી ઊપની માતીનું નામ "ગોપીચંદન" પડયું છે. ત્રણદંતી તીલક, વૈષ્ણવોનાં બ્રાહ્મણ સીવાય બીજી ઊતરતી ન્યાતીનાં શુદ્ર લોક પણ તેમને કપાળે અને શરીર ઉપર કરેછે તેથી તેઓ પણ વૈષ્ણવમાર્ગી ગણાયછે.

વૈષ્ણવ બ્રહાણોનો સ્વભાવ ઘણોજ આકરો છે. એવું થવાનું કારણ એટલુંજ કે તેઓ પોતાનાં મનમાં એવો અભિમાન ગણેછે કે બીજા સઘળા પંથનાં બ્રહાણો કરતાં તેઓ મણીથી ચડતી પદ્દિનાં છે, એવા અહંકારથી તેઓ એટલા તો ફુલી ગયા છે કે બીજી જાતનાં બ્રાહ્મણો સાથે તેઓ ખાવા પીવા અને કોઈ પણ તરેની સગાઈ અથવા વેહેવાર, મેલાપ ભેટ કરવાથી અલગા રેહેછે. પણ વાસ્ત-વીક બોલતાં તો એવું માલુમ પડયું છે કે આ પંથનાં બ્રહાણો પોતેજ ઘણાં હલકી પદ્દિનાં છે, તેથી તેમની જોડે ખાવા પીવાનો અને બીજો વેહેવાર રાખવાને, બીજા પંથનાં બ્રહાણો બીલકુલ નાગજી અને નાખુશ છે.

વૈષ્ણવ બ્રાહ્મણોનાં અભિમાન અને કપટપણાનાં દાખલા જે હમે મદ્રાસ શેહેરમાં જોયા છે, તે ઉપરથી હમે દીલગીરી સાથે જણાવીયે છૈયે કે આ ત્રણદંતી તીલક કરનારાનો આશ્રય તળે અથવા તેમનાં ઘરબારનાં ઓટલા અથવા આંગણાં ઊપર બીજી જાતનાં હીંદુ મુસાફરોયે ખુબ સાવચેતી રાખી ઊતારો કરવો લાજીમ છે. એવાઓને તીહાં પેહેલા તો ઊતારો મળવોજ મુશ્કેલ છે; પણ એકાદ વાર મળ્યો તો, પુરેપુરા ભરોંસાથી આવે ઠેકાણે રેહેવું મુરખાઈ છે. આ પંથવાળા બીજા પંથવાળાઓનાં લોહીનાં એવા તો તરસ્યા છે કે, તક મળતાં તેઓ પોતાને ઘેર આવેલા પરોણા અથવા વાટમરનું ખુન પણ કરવાને ચુકે તેવા નથી. એવાં ખાતરી કર્મો થયલાં છે આ વીશે તવારીખમાં લખેયું છે, અને આવું વેર હજુ સુધી તેઓમાંથી મટયું નથી. તે વંશપરંપરા ઊતરતુંજ ચાલી આવ્યું છે. જે વખતે હમે મદ્રાસમાં હતા તે વખતે એવો એક પ્રસંગ બન્યો હતો, કે કેટલાએક હીંદુઓ આગગાડીએ મદ્રાસમાં આવી પોહોંચીયા હતા, તેમને તે ઠેકાણે ઓળખાણ નહી હતી તેથી જોગજોગે આ ત્રણદંતી તીલકવાળાનાં ઘર આગળ તેઓ આવી

લાગા. તેઓનાં મનમાં એવું કે બ્રાહ્મણ જેવાને ઘેર ઉતારો કરવાને કેહેશું તો કોઈ કદી ના કેહેશે નહી. તેથી તેઓએ તીહાં ઉતારો કરવાને વીનંતી કરી પણ તે વીનતી પુરી થઇ નહી, તેટલામાંથી ઘરનાં ધણીયે કહ્યું કે બાહાર ઉભા રહીને બોલો, હીયાં કોઇને ઉતારો આપવાની જગા છેજ નહી. જગા પુષ્કળ હતી અને ઘરમાં જુજ માણસ સીવાય બીજું કોઈ નહી હતુ. પેલા હીંદુઓએ કહ્યું કે, હમને માત્ર જુજ જગા જોઈએછે, અને તે વળી કંઈ ઘણાં દીવસ જોઈતી નથી. એકાદ બે દીવસમાં હમો હીંઆથી જનાર છઇયે. તેઓએ બીજી વાત એ કહી કે હમે પણ જાતનાં બ્રાહ્મણ છઇયે, અને હીંદુ ધર્મની ક્રીયા રસમને માન આપી તે મુજબ ચાલનારા છૈયે. "હમે બ્રાહ્મણ છૈયે," આ શબ્દો સાંભળતાને વાર ત્રણ તીલકી દેખુવ બ્રાહ્મણનો મીજાજ હાથથી ગયો. તેણે સાફ ના કહી કે આ મારૂં ઘર છે, હું હીયાં તમને નહીજ ઉતરવા દેવાનો, તમે શું કહોછો ? તમે હીયાંથી હવડાંને હવડાં જાઓ, એવું કહી બુમો પાડવા માંડી ! પેલા હીંદુ મુસાફરોયે કહ્યું કે, બસ ભાઈ, એટલી બધી ગડબડ કરવાંની કંઈ જરૂર નથી, હમો હીયાથી જઈએછ, પણ ભાઈ, ઉતારો કરવાની બીજી જગા વીશે કંઈ ખબર અથવા ઠેકાણું જણાવવાની તમે તસદી લેશો તો તમારો ઉપકાર માન્યામાં આવશે. એ સાંભળીને વળી તેણે બુમ પાડીને કહ્યું કે, "હું કોઇના ઉતારાની જગા જાણતો નથી, અથવા કેહેતો પણ નથી, તમે જઈ શોધી કાહાડો, અને બસ હવે તમે વધારે ના બોલો, અને હીયાંથી જાઓ!" પેલા મુસાફરોયે આ સખત દીલનાં બ્રાહ્મણને બે ત્રણ દીવસ રેહેવાને રૂ. ૨૦) થી ૨૫) સુધી ભાડાંનાં આપવાને કેહ્યું, તોયપણ તેહેનું દીલ જરા પણ ફર્યું નહી ! આ વાતચીત અને તકરાર ઘણીવાર લગી ચાલી હતી, એટલામાં પેલો બ્રાહ્મણ પોતાનાં પડોશીને ગુપચુપ પોતાનાં માણસોથી ચેતવણી આપી ચુક્યો હતો, તેથી જેહને તીહાં પેલા હીંદુઓ અથવા તેનાં માણસો ઉતારાની જગા વીશે પુછવા ગયાં હતાં તેમને સઘળી તરફથી એકજ જવાબ મળ્યો હતો, "હમારે તીહાં જગા નથી, ફીહાં ઉતરવું તે આગળ જઇને પુછો, હમે નથી જાણતા!" આવી નીર્દય ચાલ જોઇને હમને ઘણીજ તાજુબી લાગી હતી. પેલા હીંદુ ગ્રહસ્થોને જગા મળી કે નહીં તેની હમને ઘણીજ ચીન્તા ઉત્પંન થઈ હતી, તેથી ખબર કાહાડતાં માલુમ પડ્યું કે અંતે તે બીચારાઓને શેહેરથી ત્રણ ચાર માઈલ દુર કોઇન્નુ નાહાનું મરકુ ખાલી ઘર મળ્યું તે ભાડે લઈ રેહેવું પડ્યું હતું. બીજી

દીલગીરી ભરેલી વાત એ બની હતી કે, છેક, બપોરનાં ૧) વાગે તે હીંદુ મુસાફરોને પાણીની ઘણીજ તરસ લાગ્યાથી તેઓએ પીવાનું પાણી માગ્યું હતું, તે પણ પેલા બ્રાહ્મણે અને તેના પડોસીઓએ આપવાને ના પાડી હતી, અને એ મુસાફરો પણ જાતે પોતે બ્રાહ્મણ હતા તેથી કોઇ બીજા શુદ્રને તીહાંનુ પાણી તો પીવાય નહી, તેથી બીચારાઓને ભુખે અને તરસે બહુ હેરાનું પડ્યું હતું. વૈષ્ણવપંથના અને બીજા પંથનાં બ્રહ્મણો વચ્ચે ધરમ સંબંધી જેજે ખુનરેજીઓ થઈ છે તેહેનું વીગતવાર બયાન, ફારબસ ઇંડીયા, એશીયાટીક રીસરચીસ અને એવા બીજા સત્તા ભરેલાં પુસ્તકોમા કરેલું છે, અને તેમા જે બનાવો જણાવેલા છે તેમની સાથે સરખાવતાં તો ઉપર જણાવેલો દાખલો કુચ બીસાદમાં નથી.

જોયું હતું, તેથી આ ઠેકાણેથી શેતાન ડાઘો કરીને તીહાં વધારે વાર ખોટી નહી થવું બેહેતર જાણી, પ્લાસોશી અખ્તિયાર કરી, ગુગામુગા આગળ ચાલતી પકડી હતી.

આ વેષ્ણુવો રામાનુજ નામનાં એક હીંદુ આચાર્યનાં મેનકો છે. રામાનુજ ઈસવી સન ૧૨૦૦ ના વર્ષમાં હીંદુસ્થાનનાં દક્ષણ ભાગમાં પ્રખ્યાત થઈ ગયો છે. કાનજીવરમ (કાંચી) શેહેરમાં એણે આ પંથના ધર્મનો પ્રમારો કીધો હતો. તે ઘણું કરીને ત્રીચીનાપોલી શેહેરની નજદીકમાં રેહેતો હતો. હીયાથી એણે હીંદુસ્થાનના જુદા જુદા ભાગમા ઘણીવાર આવજાવ કરી હતી. જીહાં જીહાં એ ગયો હતો તીહાં તીહાં બીજા પંથવાળાઓ સાથે ધર્મવીશે વાદવીવાદ કરીને તેમનું ખંડણ કરતો હતો, અને વીષ્ણુની પુજાની સ્થાપના કરતો હતો. ફકત માણસોનેજ એક પંથમાંથી કાહાડીને પોતાનાં પથમાં ખેંચતો હતો એટલુંજ નહી પણ ઘણાં દેવલો અને દેહેરાં બીજા પંથવાળઓના હાથમાંથી છીનવી લઈ અથવા છોડાવીને તેમાંના દેવતાને ખીસાડી, વીષ્ણુની મુર્તી તેઓમાં બેસાડતો ગયો, અને તે દેવળો અથવા દેહેરાં પોતાનાં પથવાળાઓને સ્વાધીન કરતો ગયો. આવી રીતે હાથ કરી લીધેલાં દેહેરાંઓમાંનું સઊથી મોહોટું અને સુશોભીત તથા જોવાલાયક રચના ભરેલું દેહેરૂં ત્રીપટી આગળ છે.

મદ્રાસમાં બોજો ઊચકનાર મરદો બોજો પોતાનાં માથાં ઊપર ચઢાવતા નથી પણ ખાંધઉપર અથવા પીઠ (વાસા) ઉપર મુકેછે, અથવા માલને હાથગાડીમાં મુકીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે એક અથવા બેજણ મળી ખેંચી લઈ જાયછે. બળદના ગાડાં અથવા ગાડી સામાન ઉચકી લઇજવાને હીયાં વપરાતી નથી.

આ શેહેરમાં ખેતીવાડી, કુઆના અને તળાવોનાં પાણીથી, ઘણું કરીને [illegible] પાણી પણ જે જે ઠેકાણે મળી આવેછે તીહાં વાપરેછે. મદ્રાસનાં કુવા ઘણા ઊંડા નથી, તેથી તેમાંથી પાણી કાહાડવાની એક ઘણીજ સેહેલી પણ અસલની રીત હજુ ચાલુજ છે. કુવા અથવા તળાવનાં વરા આગળ લાંકડાનો એક ઊંચું ખુંટો દાટેછે, અને તેના મથાળાં ઊપર આડું એક લાંબુ પાટીયું, એવી રીતે બાંધેછે, કે તે પાટીયાનો એક છેડો વધારે લાંબો અને બીજો છેડો ટુંકો રેહેછે, અને તે પાટીયું ત્રાજુની માફક, ઉપર નીચે, ઊચકાઈ તથા પડી શકેછે પાટીયાના લાંબા છેડાને નાકે દોરડા સાથે, ચામડાંની એક ડોલ બાંધેછે. જીઆરે કુવામાંથી પાણી કાહાડવાનું હોય તીઆરે એક માણસ પેલા ખુંટાને મથાળે જઈ

ઊભો રેહેછે, અને એક બીજે માણસ કુઆના વરા આગળ ઉભો રેહેછે. હવે પાટીયાંનો લાંબો છેડો ભારી હોવાથી હમેશ નીચે પડલો રેહેછે, તેને ઉંચકવાને માટે થુંટાને મથાળે ચઢી ઉભેલુ માણસ પાટીયાંના ટુકા છેડા ઉપર ચાલી જાયછે, જેથી તે છેડા ઉપર ભાર પડવાથી, પાટીયાનો લાંબો છેડો ઊંચકાયછે, તેની સાથે બાંધેલી ડોલ પાણી ભરાયની ઊંચકાઇને ઊપર આવેછે. જેવી ડોલ ઉપર આવી કે વરા આગળ ઊભેલું માણસ તેને ખાલી કરી નાખેછે તેવામાં પેલું ઉપર ચઢેલું માણસ પાટીયાંના ટુકા છેડા ઉપરથી એક બાજુએ નીચે ઉતરી પડેછે તેથી લાંબો છેડો ડોલ સાથે પોતાના ભારથીજ પાછો કુઆમાં પોતાની મેળે પડેછે. વળી ડોલ ભરાઈ, એટલે પેલા ઉપરવાળો, પાછો પાટીયાઊપર ચાલી જાયછે એટલે બીજીવાર ડોલ ઉપર આવેછે. એ પ્રમાણે પાણી કુવામાંથી બેજણ મળીને કાહાડેછે, અને તે પાણી પેલા બેજણ રોજના માહાવરાથી એટલી તો ઝડપથી કાહાડેછે કે આપણી નજર ઠરી શકતી નથી. હમે ધારીયે છઇયે કે એક મીનીટમાં પંદરથી વીસ ડોલ પાણી તેઓ કાહાડી શકતા હશે. ઊપલી ગોઠવણ ઘણાં ઊંડા કુઆઓમાંથી પાણી કાહાડવાને હમે ધારીયે છૈયે કે સવલ પડે એવી નથી. આ માત્ર થોડી ઊંડાઇનાંજ કુઆઓને લાગુ પડી શકે તેવી છે. નદી કીનારે પણ એવી ગોઠવણો કરેલી હમારા જોયામાં આવી હતી.

મદ્રામ ઈલાકામાં નાળીયરી, તાડ અને ખજુરી, અતીશય છે. જારે આગગાડી મુંબઈથી ઠેઠ મદ્રાસસુધી ચાલુ થશે તે વખતે હમે હમારા મોબેદ સાહેબોને ભલામણ કરીયે છૈયે કે નીજામ હેદરાબાદની અને મદ્રાસ ઈલાકા તરફની તાડીની પરીક્ષા તેઓએ જરૂર કરીને કરવી ! હમારૂ મત આ લતા તરફની તાડી વીશે તો હલકું છે, તોયપણ જેઓ તાડીના ખાં છે તેમનું મત આવી બાજુનો ચીકલ વધારે વજનદાર ગણાસે !

આગળ જણાવીઉ છે તેમ તા૦ ૨૬ મી જાનેવારીની સાંજના મદ્રાસથી "મેલ સ્ટીમર" માં ઉપડીયા હતા. તોફાન જબરૂં લાગુ હતું અને રાત્રીના સાથે જબરો વરસાદ પણ પડીયો હતો. સ્ટીમર ઉપડીને ચાલવા માંડી કે હમારા મીત્રોને એકક પછી વાહાણ લાગવા માડયું. થોડી વખતમા નાહાના અને વડા કામાજી બધેજણ બેચેન થઈ પડયા, તેવણની પાછળ ડાકતર ભાઉ સાહેબ પણ મીક થઈ ગયા. તેવણના હીંદુ માણસોને પણ દરીયો લાગો. હમુને પણ જગ જગ ભોર

આવતી હતી પણ જરા મોડાનાટર અને બગડી પાણી લઈ, કેબીનમા રેહેવાને બદલે બાહેર તુતક ઉપરજ ગેલા હતા પણ થોડાવાર પછી વરસાદ ઘણો થયાથી તુતક ઉપર નહી રેહેનાઈ શકાયુ હતુ તેથી નીચે ઉતરી જમવાની ટેબલ આગળજ ફરીયા કીધુ હતુ કેબીનમા જતાજ જીવ પાછો ઉકળતો હતો. એક કલાક મુધી હમોને જરા બેચેની રેહી હતી, પણ આઈસ અને બગડી પાણી જરા જરા વાર્રે ટપકાવીયા કીધુ હતુ તેથી સઘળી સમાધાની થઈ ગઈ હતી હમો સારીપેઠે રેહાથી હમારા મીત્રોની બરદાસ્ત લેવાને, તેમને કાજી વીગરે પુછવાને હમારેથી બની શકયુ હતુ જેવી હમારા મીત્રોની હમોએ બરદાસ્ત કીધી હતી તેમજ હમોએ હમારી પોતાની બરદાસ્ત પણ અચ્છી કીધી હતી જમસી ભુખે, દીવસમા ત્રણ વાર, કેબીનની પાસેનીજ ટેબલ ઉપર એખલા બેસીને શુકરાના કરી એવુ તો જેસ્વી આ લીયુ હતુ કે તેની યાદ નીકળી નથી શકવાની ! રોજ અને બાફેલા પપૈયા અને અમેરીકન માખણની બરફીની ખબર ઘણીજ સારી રીતે ગેજ લેયા કીધી હતી હમારા મીત્રોએ બે દીવસ બેચેના ભોગવી હતી અને ગીચારાઓએ કાજી ઉપર આધાર રાખીયો હતો, પણ ત્રીજે દીવસથી તે સાહેબોએ ટેબલ ઉપર જે ગપાટા મારીયા હતા તેમા પેહેલા બે દીવસના ઉપવાસનો બદલો તેઓએ સારીપેઠે વાળી લીધો હતો જેને વાહાણ સદીયુ તો તે ખરેખરજ તનદુરસ્તી ભોગવાનો પણ જેને વાહણ લાગતુ હોય તે બીચારાનો હાલ ખરેખરજ દયા ઉપજાવા જોગ થઈ પડેછે

**તા૦ ૨૭ મી** અને **તા૦ ૨૮ મા** જાનેવારીના બે દીવસ વરસાદ લાગો હતો પણ તા૦ ૨૮ મીની સાજના તે નરમ પડી ઉઘાડ થયો હતો, અને કેબીનોની બારીઓ જે, વરસાદના સબબથી ઢાકી રાખી હતી તે ઉઘાડીયામા આવી હતી. સ્ટીમરની તુતક સઘળી સાફ સફાઈ બેરેની કરી હતી અને ઉતારુઓ ઉપર આવી એક બીજાની એખે આફીયત પુછવા લાગા હતા દેખાવ ઘણોજ ખુરાનુમા થઈ પડયો હતો સેત્રજનો ' વ ડાકતર બાઉ સાહેબે સ્ટીમરના ડાકતર સાથે ચલાવીયો હતો, જેમા મધુરું રમી જાણનાર યુરોપીયન ઉતારુઓ એક બાજુએ થઈ આપણા ડાકતરને હરાવાની તજવીજ કીધી હતી તોયપણ અતે આપણા ડાકતરની જીત થઈ હતી અને સાબાસોની સાહાત થઈ હતી ડાકતર બાઉ, બચગીયોના સેત્રજની રમત ઘણીજ ચાલાકીથી રમવામા પ્રખ્યાત થયલા છે

**તા૦ ૨૯ મી** જાનેવારીની રાતે આસરે સાડા ૯ વાગે, હમો તુતક ઉપર પગાર

કરતા હતા એવામાં સ્ટીમર ઉપર એક આવાજ ઉઠીયો કે કલકત્તાની ખાડી આગળ આપણે આવી પુગા. આ ઉપરથી થોડા વારમાં તુતક ઉપર દોડધામ થઈ રેહી હતી. સઘળા ઉતારૂઓ ઉપર આવીને, સલામત આવી પોહોંચવાની એક બીજાને મુબારકબાદી આપવા લાગા. દુરથી એક દીવો દરીયામાં દેખાતો હતો, તે દીવો આસ્તે આસ્તે હમારી સ્ટીમરની પાસે આવતો માલુમ પડ્યો હતો. આ દીવો પાઇલિટની બોટનો હતો પી. એંડ ઓ. કંપનીની "મેલ સ્ટીમર"ના દરીયાવરદી કાયદા કાનુનો મુજબ હમારી સ્ટીમર ઉપરથી બે બાણ અને બે "બ્લુ લાઇટ" એટલે બપોરીયા મળગાવી, નીશાન કરી દેખડાવી હતી. થોડા વારમાં પાઇલિટ સ્ટીમરની બોરદુએ આવી પુગો હતો. તેણે ઉપર આવી સ્ટીમરને આગળ ચલાવા સારૂ પોતાને સ્વાધીન સઘળો અખ્તિયાર લઈ લીધો હતો. પાઇલિટની સાથે, પાણી માપનાર એક શીખાઉ અમલદાર પણ આવેછે, જેનું કામ એજ હોયછે કે ખાડીનું પાણી માપતો રેહે અને ક્યા માર્ગથી પાઇલિટ સ્ટીમરને ચલાવેછે તે માર્ગ ધીયાનમાં રાખે. આટલું જણાવાની તો કંઇજ અગત નથી કે પાઇલિટના સ્ટીમર ઉપર આવીયા પછી તે બાગ્કમને આગળ ચલાવાનો સઘળો અખ્તિયાર તથા જોખમ તેના ઉપર રેહેછે.

જે ઠેકાણાં ઉપરથી પાઇલિટ સ્ટીમર ઉપર આવેછે તેને *Sandshead of Calcutta* એટલે કલકત્તાનું રેતીનું મથક કરીને કેહેછે. આ ઠેકાણાં ઉપર જો દીવસના આવી પુગા હોઇએ તો ઉતારૂઓને દરીયાનાં પાણીનો રંગ બદલાયલો નજરે પડેછે. ભર દરીયાનાં પાણીનો રંગ ઘણો ખરો નીરમળ પણ કાળો અથવા ઘેરો આસમાની રેહેછે; પણ આ ઠેકાણાં ઉપર "હુગ્લી" નદીનાં પાણીનો ચીકલ, રેતી, મટોડી વીગરે જે બીજો કચરો ખેંચાઈ આવી દરીયાનાં પાણી સાથે ભેળાયછે તેથી, પાણીનો રંગ, ગદલો અને ભુરો થઈ ગયલો હોયછે. "હુગ્લી" નદી જે ગંગા નદીની એક શાખા છે, તે બંધે નદીઓ વરસાદની મોસમમાં, એટલે માસ જુન, જુલાઈ, આગસ્ટ અને સપટેમબરમાં બંગાલાના આખાતમાં આસરે ૬,૦૮,૨૦,૪૧,૬૦૦) છ અબજ કયુબીક ફીટ અથવા ૩૩,૯૪,૧૩,૭૬૦) તેત્રીસ કરોડ ટન ચીકલ લાવી નાખેછે, એવું ગણત્રીથી માલુમ પડયું છે. આ હીસાબે આ નદીના મુખ આગળ દરીયામાં કેટલો ચીકલ એકઠો થતો હશે

અને તેથી વાહાણવાળાઓના માર્ગને કેટલો અટકાવ થઈ પડતો હશે આ વાત મેહેલાઈથી વીચારમા આવી શકેછે આ મથકનુ નામ "સાઉંડ" પડ્યુ છે તે ઉપલાજ સબબથી, કે ગંગા અને હુગ્લી નદીયો, આ ઠેકાણા ઉપર પુશકળ રેતી, ચીકણ અને કચરો લાવીને મહાસાગરમા નાખેછે. આ વેરાન જેવા ઠેકાણાં ઉપર તરતી રખેલી નીશાનો વાહાણવટીઓને આવી ચેતવણી આપેછે કે હીંદુસ્થાનનુ પાયાતખ્ત કલકત્તા હજુર હીયાથી ૧૦૦ માઇલ દુર છે, અને તે પોહોચવાની આગમચ "હુગ્લી" નદીની કઠણ વલાણો અને પેચ બગેરી વાટ ખુબ સભાળથી વટાવવી પડશે.

જો પાઈલટ બોલકણો, મીલનસાર અને ખુશ મીજાજી હોયો તો કલકત્તાની થોડી ઘણી તાજી ખબર તેના મોહોડાથી ઉતારૂઓને મળી શકેછે, અથવા તે પોતાની સાથે છેક નજદીકની તારીખના વર્તમાનપત્રો લઈ આવેછે તે ઉતારૂઓને વાચવાને આપેછે, જેથી કલકત્તે પોહોચ્યાયા આગમચ કેટલીક અગતની ખબરો મળી શકેછે. પણ પાઈલટ જો બગ્તુ છાલ્યુ હોયુ તો તેના મુલાકાતથી ઉતારૂઓને તેવી ખબર મળી શકતી નથી.

પાઇલિટ આવીયા પછી સ્ટીમર આગળ ચાલવા માડેછે, તોયપણ બંગાલાનો કીનારો એકદમ નથી નજરે પડતો કેટલુક સુધી આગળ વધીયા પછી અને તરતા રાખેના લાલ અને સુફેદ રંગના કેટલાક બોહીયા પસાર કરીયા પછી કીનારાની નીશાનો રફતે રફતે નજરે પડના માડેછે જો દીવસ હોયો તો આકારાના કાઠા આગળથી હજીરે હળવે ઝાડોના મથાલા દેખાવા માડેછે, જે દેખાવ હમારી નજરે હમોએ જોયો હતો કારણ હમારૂ દીવમના વખતમા તીહા જઈ પોહોચવુ થયુ હતુ પણ રાતે કીનારાનો દેખાવ નહી નજરે પડી શકયાથી, આવે વખતે દીવાદાંડી ઉપરથી જે ફરતી રોશની ઝળકને ચમકતી દેખાયછે અને આસ્તે આસ્તે ઝાખી થતી જાયછે, તે જોયાથી કહી શકાયછે કે સ્ટીમર ઉપરથી હવે કીનારો દેખાવા માડીયો છે. જે ઝાડો અને શેરાની પેહેલી દેખાયછે, તે સાગર નામના ટાપુઓ ઉપરની જાણવી. આ ટાપુઓ કલકત્તાથી ૮૩) માઇલ દુર છે "સાગર" ટાપુઓ, માને આગળા વખતમા જગલ અને વેરાન જમીન હતી અને આજે પણ કેટલાક ભાગ હજુર તેવીજ હાલતમા છે તીહા વાઘોની જબરી વસ્તી છે, અને તે ઠેકાણાની આબો હવા પણ ઘણીજ અગુણકારી બગેલી છે

એક વખત આ ટાપુઓ ઉપર હીંદુ લોકની એક ઘણીજ કમકમાટ ઉપજાવનાર ધરમ સંબંધી ક્રીયા દર વર્ષે થતી હતી, અને તે વખતે તીહાં એક જાત્રા અથવા મેળો ભરાતો હતો. આ ક્રીયામાં હીંદુ લોકની સ્ત્રીઓ માનતાં પાલવાને પોતાનાં કુમલાં જીવતાં એકક બાલકને પોતાને હાતે "શાર્ક" એટલે સોસવાટ જાતની માછલીનાં મોહોડાંમાં ભોગ આપતાં હતાં! આ અજ્ઞાની સ્ત્રીઓ એવું માનતી હતી કે આવી ખુન ભરેલી ક્રીયાથી ઇશ્વરની કૃપા તેમની ઉપર અને તેમના બાકીજીવતાં રેહેલાં છોકરાંઓ ઉપર થશે! સોસવાટ માછલીને તેઓ પોતાનો દેવ સમજીને આવાં નીરદય કર્મ તેઓ અજ્ઞાનપણાથી કરતાં હતાં, અને આથી હજારો કુમલાં નીરદોશ બાલકોના જીવનો ઘાત દરવરસે આ ટાપુઓ ઉપર હીંદુ માતાઓને હાતે જાહેર રીતે થતો હતો! પણ ધન્ય છે ઇંગ્રેજ સરકારને અને યુરોપીયન મીશનરીઓને કે તેઓએ આ અનર્થનું ઘાતકીપણું દેશી લોકને ખાત્રી ભરેલી રીતે સમજાવીઊં અને સરકારે અદલ ઇનસાફની રાહે આવા ખુનરેજી ભરેલાં કામોનો ફ્તેમંદી ભરેલી રીતે અટકાવ કીધો છે. સાગર ટાપુઓનો દેખાવ કોઈ પણ રીતે ઘણો જોવા લાયક નથી, તોયપણ કલકત્તા તરફ જનારા મુસાફરોને ઘણાં દીવસ સુધી લાગટ પાણી અને આકાશ શીવાએ બીજું વાહાણ ઉપરથી કંઈજ દેખાઈ શકાતું નથી, તેમની નજરે જારે જમીન પેહેલ વેહેલી દેખાયછે, તારે અલબતાં ગમે એવી ઉજડ જગા પણ તેમની આંખોને પસંદ પડી થઇ પડેછે.

સાગર ટાપુ આગળ પેહેલ વેહેલાં આપણી સાંભણે ખરાં બંગાલી લોક, પણ ઉતરતી જાતનાં, દેખાવા માંડેછે. તેઓ જાતના મચ્છીમારો છે. તેમને જોયાથી બંગાલી લોક વીશે ખરેખર ઘણોજ હલકો વીચાર આપણાં મનમાં આવીયા વગર નથી રેહેવાનો, પણ આટલું જાણવું જોઈએછ કે તેઓ સઉથી હલકી જાતના બંગાલી લોક છે. બરોબર બોલીએ તો આ મચ્છીમાગેમાં જાતીભેદ જેવું કંઈ પણ છે નહી. મુંબઇના કોળીઓ અને મચ્છીમારો સાથે બંગાલાના કોળી અને મચ્છીમારોની સરખામણી કરવાને હમો વાજબી જોતા નથી, કારણ એમ નહી સમજવુ કે હમો હમારાં મુંબઈ શેહેરની અથવા હમારા આ શેહેરી ભાઈ બંધુઓની તારીફ કરીએછ, પણ આવી સરખામણી કરવાથી જાણે શેહેરી પુરૂષો સાથે જંગલીઓને સરખાવવા બરોબર છે! મુંબઇના મચ્છીમાર અને કોળીઓ ગમે એવા ઉતરતી પદ્દિના છે તોયપણ તેમનાં શરીરનો બાંધો

ગાયે, શોભતો અને ઘટમદાર છે, ચેહેરા ઉપર ચંચલાઈ અને ઉદ્યોગ તથા કઠણ મેહનત આપણે જોઈ રાજીએછ. આ ઉપરથી માલુમ પડેછે કે આ જાતમાં કંઈ પણ અંદરખાનેથી મનશક્તિનું બળ છે. પણ કલકત્તાનો કોળી અથવા મચ્છીમાર તો, રૂઢી પ્રમાણે બોલતાં, ખરેજ નકરો કાળો કોળી, ચેહેરા ઉપરથી દેખાતો છે, તેની સાથે સુસ્તી અને મુર્ખ, જેવો નજર આવેછે, તથા તેના શરીરના બાંધાનું બયાન કરવાને સારૂ તો હમારી પાસ લાયક શબ્દો નથી મળી આવતા. તેઓ ઘણું કરીને પતલા, મુરદાર સાટકા જેવા નજરે પડયા હતા, બળવાન અને હોશીયાર તો ઘણાજ થોડા જણ હમારાં જોવામાં આવીયા હતા. મચ્છીમાર અને કોળીઓની જાત તેમની સખ્ત દરીયાઈ મેહનત પ્રમાણે તો ઘણી મજબુત અને શરીરે દંડ ભરેલી હોવી જોઈએછ, જેવા કે આપણી મુંબઈનાં ઘણા ખરા કોળીઓ અને ગામ ગાંમડાંના કોળીયો હોયછે, તેમ પણ કલકત્તાના કોળીયોમાં તો લાંબાં ચેહેરાવાળા, ચીમડાયલા ગાલવાળા અને કંતાયલા શરીરનાં પાંજરાવાળા માણસો ઘણાં જોયામાં આવીયાં હતાં. તેમની બોટ અથવા મછવા પણ તેમનાજ જેવા નાજુક, પાતલા, એએ પવનના એક ઝપાટાથી ઉંધા વળી જાય એવા દેખાયછે, તોયપણ આવાં નાજુક બારકસો અજાએબ રીતે પાણી ઉપર મજબુતાઈથી અને મખમ રેહી શકેછે. કલકત્તા તરફ જતાં વાંહાણોને સારૂ પાઈલટની સાથે હમેશ આવા એકુ બે મછવા રેહેછે, અને તેમનું કામ આજ ઠરાવેલું હોય છે કે વાંહાણની બંધે બોરદુ તરફનું પાણી માપતા રેહેવું અને પાઈલટને આ વીશે સારી પેઠે જાણીતો રાખવો. આ કામમાં કેળવાયલા કેટલાક કોળીઓ ઘણા ચપળ રેહેછે અને પાણીનું માપ ભરોસો રાખવા જોગ રીતે ઘણીજ ઝડપથી અને ચોકસાઈથી કરી શકેછે. જેમ આપણી તરફના મછવાઓ બંધે બોરદુએથી સાંકડા અને બંધે છેડેથી અણીદાર અથવા અણીયારા હોયછે તેમ કલકત્તાના મછવા નથી. તેઓ ઘણા ખરા એક છેડે સાકડા પણ બીજે છેડે ઘણાજ પોહોળા છે.

જરા આગળ ચાલતાં, "કેડગીરી" થી નીકળેલી "ડાક બોટ" ટપાલના કાગળો લાવતી સાંભણે મળેછે. મેલ સ્ટીમરના ઉતારૂઓને સારૂ, તેમના કલકત્તાનાં મીત્રોએ જે કાગળો મોકલીયાં હોયછે તે આ બોટમાંથી ઉતારૂઓને મળી શકેછે. આ કાગળો મળીયાથી કલકત્તાની બીજી તાજી ખબર અને ઉતારૂઓને ખુદ પોતપોતાની ખાનગી બાબદો વીશે ખબર પડીયાથી કોઇને ખુસાલી

અને કોઇને ગમી ભરેલા સમાચારો મળેછે, જેથી થોડીવાર મેલ સ્ટીમર ઉપર તરેવાર દેખાવો થઈ પડેછે. કોઈ ખુસાલીથી ગીત ગાવા માંડેછે, કોઇ દીલગીર થાયછે અને કોઈ વમાસનમાં પડેછે. આ મથકથી કલકત્તા પોહોંચવાને જો મારો પવન હોયો અને સંજોગ બનીયો તો એક દીવસમાં પોહોંચી શકાયછે અને એ મુજબ હમો જઈ પુગા હતા. આવું પણ કોઇવાર બનેછે કે પાણીનો માંમો જોર અને મોહોડાં ઉપરનો પવન હોયો તો કલકત્તે જઈ પોહોચતાં આખું એક અઠવાડીયું પણ લાગેછે.

આગળ વધતાં, નદીની બંને બાજુના કીનારા હવે ખુલ્લા નજરે દેખાવા માંડેછે. પચ્છીમ તરફનાં કીનારા ઉપર "કાઉકાલી"ની દીવાદાંડી દેખાયછે, જે કલકત્તાથી ૭૪ માઇલ દુર છે. જરા આગળ વધતાં "કેડગીરી"નું મથક આવેછે. થોડાં વરસોની વાત ઉપર મોહોટ મોટાં "ઇનિડયામેનો" એટલે યુરપ ખંડ તરફથી વેપારના કારણસર આવતાં મોહોટાં વાંહાણો, આ ઠેકાણાં ઉપર લંગરવાર થતાં હતાં. હાલના વખતમાં "કેડગીરી" માત્રે એક પોસ્ટ આફીસ અને તારથી સદેસા મોકલવાનું મથક છે. નદીની પોહોળાઈ હીયાં સાતથી આઠ માઇલ સુધીની છે. ઉગમણ તરફનો કીનારો હજુર ઉજડ અને વેરાન દેખાયછે, પણ આથમણના કીનારાની જમીન ઉપર "કેડગીરી" આગળથી મારી લીલોત્રી અને ખેડણી કરેલી માલુમ પડેછે. "કેડગીરી" આગળથી કલકત્તા હવે ૧૮) અડસેઠ માઇલ દુર છે.

આ મથકથી આગળ વંધતાં "મડ પાઇન્ટ" એટલે કીચલનું મથક એવે નામનું ઠેકાણું આવેછે. હીયાં હારબધ ઉંચા "Cassurina" જેને આપણા કેટલાક લોક ભુલથી જંગલી સરોવરના ઝાડ કેહેછે, તેવાં ઝાડોની ઘટા અચ્છી લાગેલી દેખાયછે. આ ઠેકાણે આગલા વખતની મોહોટી પણ હાલ પાયામાલ થઈ ગયલી ઇમારતોની નીશાનો હજુર જોવામાં આવેછે. એમ કેહેછે કે ઇ૦ સ૦ ૧૮૩૩ના સાલમાં એક જબરૂં તોફાન હીયાં થયું હતું, જેથી નદીનાં પાણીના જોરથી આ જગા મધળી ધોવાઈ ગઈ હતી. આગળ વધતાં, "સુંદરબંદ" ની જમીન દેખાયછે. "સુંદરબંદ" શબ્દોના અર્થ ઉપરથી વાંચનારના વીચારમાં આવું આવશે કે આ જમીન ઘણીજ રળીયામણી અને સુંદર હશે. પણ તે માત્ર જંગલ, ખબોચીયાં અને ચીકલની જગા છે. આ જગાના નાહાના મોહોટા તરેવાર આકારવાળાં ટાપુઓ બનેલાં છે.

આ ટાપુઓ ઉપર એવું કેહેછે કે આગળ મોહોટી અને મારી વસ્તી અને ઘણી ઈમારતો હતી, પણ નદીનાં પાણીનો બરોબર અટકાવ નહી કીધાથી વારંવારની રેલ, આ ટાપુઓનો નાશ કરી નાખ્યો છે. આવી જગાઉપર હજુર કેટલીક વસ્તી છે અને તીહાં ભાતની ઉપજ પુશકળ છે. મુંબઈ શેહેરના સટ્ટાના દીવાનાપણામાં કલકત્તાના દેશીઓએ સામેલ થઈ, આવી જગો એડીને તેને ફળવંત કરવા સારૂ એક કંપની ઉભી કીધીહતી જેનું નામ "પોર્ટ કયાનીંગ" કંપનીને નામે કહોળી રીતે મશહુર થઈ પડેલું છે. આ કંપનીનો કારભાર ફેરફાર કરીને પાછો ચલાવીયો છે, અને ઉમેદ છે કે તેથી ફાયદો થઈ શકશે, કારણ કારભારીઓ ઘણા ભાગ હોશીયાર અને પ્રમાણીક ગ્રહસ્થો મળેલા છે. "સુંદરબંદ"ની પાયમાલ થએલી મીલકતોની નીશાનો હમણા આપણા જોવામાં આવેછે. અને કોઇ તો આવુંબી કેહેછે કે તે વખતની દોલત વટીક પણ હજુર તીહાં દટાયલી મોજુદ છે. પણ તેને કાહાડે કોણ? તીહાં વાઘો, ઝેરી સાંપ અને રોગી પવન એવો તો જબરો ફુંકેછે કે થોડા જણ તે મથક ઉપર ગયલા પાછા સલામત આવી શકયા છે. તીહાં દોલત દટાયલી પડેલી છે, આ વાત વીશે તો હમારેથી કંઈ કેહેવાઈ શકાતું નથી, પણ સુંદરબંદની બદ હવા જે ઘણીજ ઝેહેરી અને રોગી કેહેવાયછે, તથા વાઘ અને સાંપની તીહાં મોટી વસ્તી છે આ વાત તો ખરેખરી અને મતા ભરેલી છે. જીવનો વીમો ઉતારનાર કંપનીવાળાઓએ તો તેમની "પાલીસી" એટલે વીમાના લખતની સરતોમાં ખુલ્લું સાફ લખી જણાવેલું છે કે ફલાણી ફલાણી જગા ઉપર જીવનો વીમો ઉતરાવનાર શખસોએ કદી પણ જવું નહી, એમાં "સુંદરબંદ" ટાપુઓનું નામ મુકેલું છે, અને તેવી જગા ઉપર ગયાથી જો તે શખ્સનું મરણ નીપજીયું તો વીમાવાળાઓ તેના જીવની નુકશાનીના જવાબદાર નથી ગણવાના એવી ચોકસ સરત લખેલી છે.

નદીમાં આગળ જતાં "રંગા ફુલા" નામનું એક મોહોટું ગીચ જંગલ નજરે આવેછે. આ જંગલમાં પણ વાઘની ઘણી વસ્તી કેહેછે. હમારી નજરે તો કોઈ પણ જાનવર તે વખતે નહી દેખાયું હતું પણ આવું સાંભળીયામાં આવીયું છે કે આ ઠેકાણા ઉપર વાંહાણવાળાઓને કોઈ કોઈ વાર દુરથી જંગલમાં ફરતો વાઘ નજર પડીયો છે, અને એક વાર તો તે ઠેકાણાં ઉપર કેટલાક કોળીઓ હીમત કરીને માછલી મારવાને ગયા હતા, તેમનામાંના

એક જણને વાઘ આવી ઉચકી લઈ જતો વાંહાંણવાળાઓએ નજરે નજર જોયો હતો, એવું લખાયલું છે. વળી આગળ ચાલતાં, વાંહાંણવાળાઓએ પોતાનો રસ્તો પીછાની રાખવાને એક ઠેકાણાં ઉપર એક નોંધી રાખવા જોગ ઝાડને નીશાન તરીકે નજરમાં રાખી મુકયું છે અને તેનું નામ તેમના રમુજી મીજાજ અથવા તોરમાં "રૂપાનાં ઝાડનો મીનારો" કરી રાખીયું છે. જરે આ ઝાડ આગર આવી પુગા એટલે કલકત્તા ૫૭) માઈલ દુર છે એવું વાંહાંણવાળા જાણેછે.

આ ઠેકાણેથી પસાર થતાં આગળ નદીના ઉગમણુ કીનારા ઉપર વસેલું ગામડું પેહેલ વેહેલું નજરે પડેછે. આ ગામડાંનું નામ "કળ્પી" કરીને કેહેછે, જેમાં એક પુરાણું હીંદુનું દેહેરૂં છે અને થોડાક ઝાડોનો ઝુમ્ખડો માત્રે દેખાયછે.

હવે હીયાંથી બંગાલાની વેરાન અને જંગલ જેવી જમીનનો છેડો આવી માણસ જાતની વસ્તી લાયક જગા આપણી નજરે પડતી જાયછે. હમોએ આ ઠેકાણે સ્ટીમર ઉપરથી ઉતરીને નજરે નજર કંઈબી જોયું નથી, પણ વાંહાંણના તુતક ઉપરથી જે કંઇ દેખાઈ શકતું હતું તે ઉપરથી એવું કેહેવાને બની આવેછે કે આ વસ્તીની જગા ઉપર ખેતીવાડી થયલી હોય એવું હમુને અછડતું નજરે પડીયું હતું. આ ગામડાનું નામ "કળ્પી" કેહેછે અને હીયાંથી કલકત્તા ૪૮) માઈલ દુર છે.

"હુગ્લી" નદીની કઠોરી વલાણ અને પેચ ભરેલો માર્ગ હવે હીયાંથી શીરૂ થાયછે. જે વલાણ ઉપર "ડાયમંડ હારબર" નામનું મથક છે, તીહાં આગળ એક વાર ઈસ્ટ ઇંડીયા કંપની સરકારનાં વાંહાંણો આવી લંગરવાર થતાં હતા. હાલ આ મથક ઉપર પોસ્ટ આફીસ, તારની આફીસ અને માંડવી ખાતું છે. આ છેલાં ખાતાંમાંથી એક અમલદાર આ મથક ઉપરથી સ્ટીમર ઉપર આવેછે. અને જીહાંસુધી આપણે કલકત્તે પોહોંચીએ તીહાંસુધી સ્ટીમર અંદરનાં સરવે સામાન ઉપર જકાતની બાબદ વીરો તે ચોકાસી રાખેછે. બરોબર બોલીએ તો આ અમલદાર સરકાર તરફથી સ્ટીમર ઉપર આવેછે, અને તેમાં આવેલો જકાત લાયક માલ, તેવા સાહુકાર ઉતારૂઓ વીમરખોમાં અથવા ભુલથી વગર જગાત આપરે પોતાની સાથે લઈ ચાલતી નહી પકડે, આ વીરો તે સંભાળ રાખેછે!

જરા આગળ વધીયા કે નદીના હવે ઘણાજ ધાસ્તી ભરેલા ભાગ ઉપર આવી પોહોંચીએછ, જીહાંથી પસાર થતાં વાંહાંણવાળા ઘણીજ સંભાળ રાખેછે. આ ઠેકાણાંને "જેમ્સ એન્ડ મેરી" નું નામ આપેલું છે. હીયાં રેતીનો એક જબરો

મોટો ઢગ થયલો છે. "હુગલી" નદીની સાથે બે બીજી નાહાની નદીઓ "રૂપનારન" અને "દમુદા" મળોયાથી આ બંધે નદીનાં પાણીસાથે ઘસડાઈ આવતી રેતી, મટોડું, કચરા વીગેરેના જમાવ થયાથી આ ઢગ અથવા ટેકરો બનેલો છે. આ ઠેકાણાંનું નામ ઇંગ્રેજ લોકના કાનમાં હમેશ ઘણીજ ધાસ્તી ઉપજાવનારૂં છે, કારણ એ કે આ જગાએ કેટલાંક કમબખ્તી ભરેલાં વાંહાણો કંઈ મુદત ઉપર ભાગામાં આવીયાં હતાં. રૂપનારન અને હુગલીના દોઆબના ઉત્તર કીનારે "ફોર્ટ મારનીંગટન" નામનો કીલો અથવા બતેરી આગલા વખતમાં ઉભી કરેલી હતી, અને આ મથક, કલકત્તા તરફ જતાં, પેહેલી ચોકી તરીકે ગણાતું હતું. એની સાંભણેના કીનારાનું નામ "હુગલી પાઇંટ" આપેલું છે, જે વચથી આગળ જતાં, જમીનનો દેખાવ વધારે અને વધારે રળીઆમણો નજરે પડતો જાયછે. "હુગલી પાઇંટ" આગળથી કલકત્તા ૩૩) માઈલ દુર છે. ગામ ગામડાંનાં ઝુપડાં નજરે પડેછે તેમનો દેખાવ ગોલ અને અણીદાર ઘાંસની ગંજીઓના જેવા દેખાયછે. સઘળાં ઝુપડાંનાં છાપરાં એક તરેના ઘાંસનાંજ બનાવેલાં હોયછે. ગામડાંઓની વસ્તી મોહોટી હોયછે. બંગાલ પ્રાંતની જમીન, કીનારા આગળ શું કે અંદર જમીન ઉપર શું, બંધે ઠેકાણે નાચી અને સપાટ છે. કોઈબી ઠેકાણે એકુ પણ ટેકરી અથવા ડુંગરી જેવું કંઈ નજરે પડતું નથી. સ્ટીમર ઉપરથી ગામડાંનાં ઝુપડાં જાણે નીચાણમાં પડેલાં હોય એમ દેખાયછે. નદીનાં પાણીને, બંધ બાંધીને તજવીજથી અટકાવી રાખેલાં છે. આ બધ જો નહી હોય તો મોહોટા ઉધાનનાં પાણી આખી જમીન ઉપર ફરી વળે એટલી જમીનની સપાટી નીચી છે.

"હુગલી પાઇંટ" છોડી સાત અથવા આઠ માઈલ આગળ ચાલતાં, "દમુદા" નદીનું મુખ ડાવા હાત ઉપર આવેછે, જે ઠેકાણાં ઉપર "ફુલટા" નામનું એક ગામડું છે, જીહાં વલંદા વેપારીઓએ વેપારનું પેહેલ વેહેલું મથક કરીયું હતું. ઈ૦ સ૦ ૧૭૫૬ ના સાલમાં, ઇંગ્રેજ લોક કલકત્તાથી નાહાસી આવી, આ મથક ઉપર વાંહાણોમાં અને તંબુઓ મારી ખીચોખીચ ભરાઇ સંતાઈ બેઠા હતા. પણ જેવા બુરા હાલ કલકત્તામાં સપડાયલા ઇંગ્રેજોના "બ્લાક હોલ" નામના પ્રખ્યાત કેદખાનાંમાં સુરજઉદ દોલાને હાતે થયા હતા, તેવાજ બુરા હાલ આ ઠેકાણાં ઉપર પણ નાહાસી આવી ભરાઈ રેહેલા ઇંગ્રેજોના, મરકીથી અને ખીચોખીચ વસીયાથી થયા હતા, જેમાં ઘણા જીવની ઘાત થઇ હતી. "ફુલટા" ગામડાંથી કલકત્તા ૨૭) માઈલ દુર છે.

હીયાંથી આગળ ચાલતાં નદીમાં, હવે ઠેકાણે ઠેકાણે ગામડી હોડીયો, મછવા, પડાઉ મળેછે, જેમનો તરેવાર દેખાવ પેહેલવેહેલા જોનારને પુરાનુમા લાગેછે. મછવા તથા પડાઉના મોડા જે મોહોટા અને લાંબા વાંસ્ત્રો સાથે બાંધેલા હોયછે અને જેઓ ભારથી વાંકા વળી ગયલા અથવા મરડાઈ ગયલા દેખાયછે, તે જોઈને આપણાથી ટીકા કરયા શીવાય રેહેવાતું નથી: પણ તે સડ વળી ફાટી ગયલા, થીંગર થાંગર કરેલા, કોઈ કોઈમાં તો મોહોટાં ગાબડાં અને બગાડાં પડેલાં જોઈને તો, કલકત્તાના પડાઉ અથવા હોડીઓ અને હોડીવાળાઓની આળમાઈ અને બેપરવાઈ ઉપર હસવું આવીયા વગર રેહેવાનુંજ નથી. કોઈ કોઈ જગા ઉપર નદીમાં હવે એક વાંહાણ પણ લંગરવાગ થયલું નજરે પડવા માડેછે અથવા કોઈ સ્ટીમર ધ્રુમતી અને આવાજ કરતી આપણી સ્ટીમરની બોરડુએથી ઝડપમાં નીકળી જતી પણ દેખાયછે.

આગળ જતાં "મોયાપુર" નામનું કલકત્તાથી ૧૮ માઈલ દુર, એક મથક આવેછે, જીહાં મરકારી બારૂત રાખવાનાં મકાનો બાંધેલાં છે. કલકત્તા તરફ જતાં સઘળાં બારકસોની પાસે તેમનાં કામ જોગ કરતાં વધારે દારૂ ગોળો તેમની પાસે હોયો તો તેવાં સઘળાં બારકસોને આ ઠેકાણાં ઉપર તે દારૂ ખાલી કરવો પડેછે. આજ ઠેકાણાં ઉપર ઈ૦ સ૦ ૧૭૫૬ ના સાલમાં, હીંદુસ્થાન ફતે કરનાર "ક્લાઈવ" પોતાના સીપાઈઓ લેઈને, કલકત્તા પાછું જીતી લેવાને ઉતર્યો હતો, અને આજ ઠેકાણે ફ્રેંચ લોકોએ તેમનાં વેપારનું એક વેળા મથક કરયું હતું. "મોયાપુર" આગળ થોડાક વખતની વાત ઉપર, વાંહાણના આવવા જવાની કલકત્તે ખબર આપવાને, એક વાવટાકાઠી હતી, પણ જીઆગથી તારની મારફતથી મહેસા મોકલવાનું કામ જારી થયું છે, તીયારથી "મોયાપુર" આગળની વાવટાકાઠી કાહાડી નાખીને એક માઈલ આગળ "આટચીપોર" નામની જગા ઉપર તે ઉભી કરવામાં આવી છે.

આગળ વધતાં "ફોર્ટ ગ્લાસ્ટર" નામનું મથક આવેછે. આ મથકને જો કે "ફોર્ટ" એટલે કીલ્લાનું નામ આપીયું છે તે છતાં પણ તીહાં માત્ર એક મોહોટી રૂની ગીરણી સીવાએ બીજું કંઈજ નથી એવું જાણવામાં આવ્યું છે. આ કીલ્લા આગળથી કલકત્તા ૧૨॥ સાડાબાર માઈલ દુર છે. "ફોર્ટ ગ્લાસ્ટર"ની સાંમણેના કીનારા ઉપર "બજબજ" નામનો એક બીજો કીલ્લો છે, જે

જમીન ઉપર ઘણો અંદરથી છે તેથી સ્ટીમર ઉપરથી દેખાઈ શકતો નથી. પણ આ કીલ્લા વીશે તવારીખમાં એક રમુજી ખીના લખાયલી છે તે જાણવા જોગ સમજી અત્રે આપી છે. કેહેછે કે ઈ૦ સ૦ ૧૭૫૬ ના સાલમાં જારે કલકત્તા પાછું જીતવાને ઇંગ્રેજી લશ્કર આ ઠેકાણાં ઉપર આવી પોંહોંચીયું, તારે ૨૯ મી ડીસેંબરને દીવસે, દરીઆઈ લશ્કરનાં આડમીરલ વાટસનનું "કેન્ટ" નામનુ એક વાંહાંણ, આ ઠેકાણાં ઉપર લડાઇને માટે લગર-વાર થયલું હતું. વાંહાણ ઉપરથી કીલ્લા ઉપર તોપનો મારો ચલાવેલો હતો અને તેથી કીલ્લાના કોટમાં બગાડાં પડીયાં હતાં, તોયપણ તે કીલ્લો ઇંગ્રેજોના હાતમાં હજુ સુધીક આવેલો નહી હતો. તા૦ ૨૯ મી ડીસેંબરની રાત્રે, છાવણીમાં સઘળી સમાધાની હતી, અને લડાઈ બંધ હતી. તેવા વખતમાં "કેન્ટ" વાંહાંણ ઉપરનો એક ઇંગ્રેજી સેલર (ખલાસી), જેનું નામ સ્ટ્રેહન હતું તે સેલરને દારૂ પી-વાનો પુશ્કળ મળી આવીયાથી, તેને સુગું પડી રેહેવા નહી ગમીયું હતું. તે પોતાની જગા ઉપરથી પીધેલાની બાહારમાં બાહેર નીકળ્યો. કોઈએ તેને જોયો નહી તેથી તે રખડતો છેક કીલ્લાની નજદીક જઈ પુગો. તે કીલ્લાની એટલો નજદીક જઈ પુગો કે, તેનાં માથામાં એવોજ પવન આવીયો કે તોપથી પડેલાં બગાડાં વાટે કીલ્લામાં દાખલ થવુ! તુરત તે બગાડાં વાટે અંદર ઘુસી ગયો, અને જોએછે તો કેટલાક મુસલમાન સીપાઇઓ તીહાં બેઠેલા હતા. તેણે તુરત પોતાની પાસે વાંહાંણની "કટલાસ" કુહાડી હતી તે કાહાડીને તેમની ઉપર ધમારો કીધો, અને પોતાની પાસે ભરેલી એક પીસ્તોલ હતી તે પણ સીપાઇઓ ઉપર ફોડી, અને "હુર્રે" ના ત્રણ મોહોટા પોકાર મારીને બોલીયો કે "કીલ્લો મારા હાતમાં આવીયો!" મુસલમીન સીપાઇઓ તેવાજ તેની ઉપર તુટી પડ્યા, પણ પેલા સેલરે એખલે હાતે તેમની સાંમણે ઘણીજ દીલાવરીથી અને તાજુબી ઉપજાવે એવી બાહાદુરીથી પોતાનો બચાવ કીધો હતો. સાંમાં સાંમી લડતાં અંતે તે સેલ-રના હાતમાંની કુહાડી એક સીપાઇએ મારેલા ઝટકાથી કપાઈ બે કકડા થઇ પડી હતી, જે થયાથી સેલરનો જીવ હવે ભારી જોખમની અણી ઉપર આવી પડ્યો હતો! એવામાં બીજાં બે સેલરો આવીજ રીતે રખડતા રખડતા કીલ્લા આગળ આવી પોંહોચેલા હતા, તેમના કાન ઉપર પેલી "હુર્રે" નો પોકાર પડયાથી તેઓ લાગલાજ અંદર ઘુસીગયા હતા અને જે વખતે પેલાની કુહાડીના બે કકડા

થયા હતા, તેજ પ્રસંગે આ નવા બે ત્રણ મેલરો અંદર ઘુસી ગયાથી તથા ઘુસતા વારજ તે મેલરોએ પણ "હુરરે" નો પોકાર જોરથી મારીયાથી, આખી ઇંગ્રેજી છાવણીમાં, સોહોર અને પોકાર થઈ રહો હતો. પેલા મુસલમીન સીપાઈઓ આવો બનાવ જોઈ, ખરેખર ઘભરાટથી બેસાવધ થઈ ગયા હતા. છાવણીમાં પોકાર થતાંજ, ઇંગ્રેજી લશ્કર એકદમ ઉઠીને, જો કે તેમને કોઈએ હુકમ નહી આપીયો હોતો, તોયપણ પડતુ ખડતું એકદમ દોડી ધમારો કરીને કીલ્લા ઉપર ચઢી ગયું હતું. આ રાત્રની વખતે સઘળો ગડબડાટ અને હુમલો બીન કવાયદે જેમ તેમ થયલો હતો, તોયપણ તેમાં એક અકસમાત સીવાએ બીજી કઈ નુકમાની નહી થઈ હતી. માત્રે એક નામીચોં સરદાર "ડયુગલ કાંપબેલ" નામનો કપતાન પોતાનાંજ લશ્કરનાં માણસની બંદુકની ગોળી લાગાથી મરણ પામીયો હતો. કપતાન કુટે તુરત ગતોરાત્ર કીલ્લો પોતાના હસ્તકમાં કરી લીધો હતો અને સહવારના દીવસ ઉગતેજ કીલ્લા ઉપરથી તોપો છોડી આડમીરલ વાટમનની મનવારને સલામતીનું માન આપીયુ હતું! ખરી મેલરી બાહાદુરીનો આ એક અચ્છો દાખલો છે, અને ખરા મરદની દીલાવરી તે એનેજ કેહેવી જોઇએછ, જો કે છાસ પાણીના બાહારમાં આ બનાવ બનીયો હતો એટલીજ ખામી એમાં થઈ હતી. મેલર સ્ટ્રેહનને જ્યારે મહવારના ધમકી આપીને કેહેવામાં આવીયું હતું કે તેણે લશ્કરી કવાયદના કાયદા કાનુનો તોડીયા હતા, અને દારૂ પીને આવુ તોફાન ઉઠાવીયું હતું, આવો અન્યાય તેની ઉપર મેલીયામાં આવીયો છે, તે ઉપરથી એવું કેહેછે કે પેલા સેલરે મનમાં બડબડીને જવાબ આપીયો કે "——" ફલાણાના મહને કસમ છે કે જીહાં મુધી હું જીવતો છું તીહાંસુધી ફરીને હું કોઈબી બીજો કીલ્લો મારી મેળે એખલો કદી પણ જીતી નથી લેવાનો"!

આ ઠેકાણાં ઉપર નદી ઘણીજ સાંકડી થયલી છે, અને બંધે બાજુના કીનારા ઉપર પુષ્કળ ગાંમડાં, વસ્તી તથા ખેતીવાડી નજરે પડેછે. હીયાંથી હમા ચીજો મછવાઓમાં કલકત્તા તરફ ભગાઇને જતી આપણા જોવામાં આવેછે. મેવો, તરકારી, બાળવાના લાંકડાં, ઘાંસ, પેંડા, કોડીકામ, કાચકામ, ઇતરડી, ઘર બાંધવાની બીજી ચીજો, અને હજારો જાતની બીજી જીનસો હીયાંથી કલકત્તા તરફ જતી દેખાયછે. આટલા ઉપરથી જોનારની નજરે હવે એવું દેખાવા માંડેછે, કે તે કોઈ મોહોટાં વેપારનાં શેહેર અથવા મથકની નજદીકીમાં આવી પોહોંચેલો

છે. હીયાંથી જરા આગળ વધતાં "મેલનકલી પાઇંટ" નું મથક આવેછે. આ ઇંગ્રેજી શબ્દનો અર્થ દુઃખ અથવા દીલગીરીનું મથક એવો થાયછે, પણ તેવું કંઈ તીહાં છે નહી. આ ઠેકાણાંનું અસલ હીંદુસ્થાની નામ "મલીકહલ" કરીને હતું. પણ ઇંગ્રેજોથી આવો ઉચ્ચાર બરોબર નહી બોલી શકાયાથી, તેઓ "મલીકહલને" ઠેકાણે એક કફોરો બોલ "મેલનકલી" લગાડી દીધો હતો, અને તે આજ સુધી બોલીયામાં આવેછે. આ ઠેકાણાં ઉપર બીજું જાણવાજોગ કંઈ નથી, તોયપણ એક બીના તવારીખને લગતી હીયાં બનેલી છે, જેમાં એવું જણાયલું છે કે ઈ૦ સ૦ ૧૭૫૮ ના સાલમાં, તા૦ ૨૪ મી નવેમબરને દીવસે, ત્રણ ઇંગ્રેજી વેપારીના નાહાનાં વાંહાંણોએ મળીને વલંદાનાં સાત લશ્કરી વાંહાંણો સાથે આ ઠેકાણાં ઉપર લડાઈ કરી હતી અને બે કલાક કઠણ મારો ચલાવીયા પછી વલંદાઓને તદન અને પુરા હરાવી નાખીયા હતા, અને સાત વાંહાંણોમાંનાં છ વાંહાંણ ઇંગ્રેજોએ પકડી પોતાના તાબામાં લીધાં હતાં. સાતમું વાંહાંણ હીયાંથી નાહાડું હતું, તે આગળ જણાવેલાં "કલ્પી" નામનાં મથક આગળ બીજાં ઇંગ્રેજી વાંહાંણવાળાઓના હાથમાં સપડાયું હતું. આ ઠેકાણું કંઈ દરીયાઈ લડાઈ કરવા જોગ મથક નહીં હતું, તોયપણ હીયાં લડાઇ તો થઈજ હતી એમાં તો કંઈ શક છેજ નહીં. આ મથકના ઉગમણ કીનારા ઉપર "અકરા" નામનું ગામ આવેલું છે, જીહાંથી કલકત્તાના ઘણાં ખરા ભાગ ઉપર અને તીહાંથી જતાં વાંહાંણવાળાઓને મીઠું દીધેલા ખોરાકની જીનસો થોડાક વખતની વાત ઉપર પોંહોંચાડીયામાં આવતી હતી. "અકરા" ગામથી કલકત્તા સાડાસાત માઇલ દુર છે. હીયાંથી "સંકલ સાન્ડ" નામનાં મથક ઉપર થઇ, રાજગંજ ગાંમડું છોડી તથા "થાણા" અને "આલીગડ" નામના કીલ્લા જે "કલાઇવ" અને "વારનાક" સરદારોએ સેહેલાઈથી ફતે કીધા હતા, તે કીલ્લાની હેવણ પડેલી જગા વટાવી આગળ વધતાં, "ગારડનરીચ" નામના એક રળીયામણા અને બાગોબાહાર જેવાં મથક ઉપર આપણ આવી પોંહોંચીએછ, જે મથકની પુરાનુમાઈ ઉપર આખું કલકત્તા પુરબાન અને મગરૂર છે. દરીયા ઉપર સફર કરનારા ઘેરાયલા ઉતારૂઓ, જેમને લાંબા વખત સુધી દરીયો અને આકાશ શીવાય જાજું બીજું કંઈજ નહી નજરે પડેલું, તથા "હુગ્લી" નદીમાં આવીયા પછી પણ જે કંઈ દેખાવ જોયલો તે મધળો વેરાન, ઉજડ અને જંગલી હાલત જેવો જોવામાં આવેલો, તેમની

આંખો જ્યારે આવા ખુશનુમા "ગારડનરીચ" નામનાં મથક ઉપર પડેછે ત્યારે તે જોવાથી જે દીલમાં આનંદ ઉત્પન્ન થાયછે, તે આનંદ ભોગવીયા શીવાય, ફક્ત વાંચીયાથી નથી હાંસલ થઈ શકવાનો. એક હાથ ઉપર નદીનું પાણી સ્થીર પથરાયલું છે, જાણે પાણીની નકશી એક મોહોટી થાળી ભરાયલી છે, તેની એક કોર આગળ ફુલવાડીના રળીઆમણા બાગોનાં સુંદર ઝાડોનો પ્રતીબીંબ પાણીની સપાટી ઉપર, જાણે આરસીમાં દેખાતો હોય તેમ દેખાયછે; બીજી કોરે ઉંચાં, ઉભા કદનાં, કદાવર ઝાડોની દબદબા ભરેલી હાર લાગેલી છે; તેમનો આ-બેહુબ જેઉં પાણીની સપાટી ઉપર, તમામ બારીકી ભરેલો દેખાયછે, અને આ સઘળાની અંદર એક મોહોટી સુંદર ઈમારત, જેનો ઉઠાવ તબકા ઉપર તબકા બાંધીને કરેલો છે, તે નજરે પડેછે; આ દેખાવ કંઈ જેવો તેવો નહી સમજવો! પેલાં ઉંચા કદાવર દબદબા ભરેલાં ઝાડોની જે હાર દેખાયછે, તે ઝાડ કલકત્તાના સરકારી બાગનાં ઝાડ છે, જે બાગમાં પૃથ્વિના ઘણા ખરા દેશોના ઝાડ પાન અને વનસ્પતીનો એક ઘણોજ કીમતી અને જોવા લાયક જમાવ, પુરે હાથે ખરચ કરીને સરકાર તરફથી બનાવીયામાં અને ચાલુ રખીયામાં આવીયો છે. આ બાગનો દેખાવ નદી ઉપરથીજ જોનારનાં મનને પોતાની તરફ ખેંચી લીએછે. ત્યાંથી જોનાર તેની ઉપર જાણે મોહીત પડી તે અંદરથી કેવો ખુશનુમા હશે તે જોવાની ઈન્તેજારીમાં પડેછે. કલકત્તે જઈ આવેલા જેઓ કોઈએ આ બાગ નહી જોયો હશે, તેમને હમો ખરેખર એક લેખે કુદરતી મોજ ભોગવનારોમાં ઘણાજ કમનસીબ ગણુંશું. પેલી તબકા ઉપર તબકાવાળી જે ઈમારત દેખાયછે તે "બીશપ કાલેજ" છે. ત્યાં ઇંગ્રેજી કેળવણી આપવાનું એક મોહોટું ખાતું છે, જે કલકત્તાના વડા બીશપની કોશેશથી સ્થાપવામાં આવીયું છે.

બીશપ કાલેજની સાંમણી બાજુએ અને ગારડનરીચની પડોશમાંજ પી. એંડ ઓ. કંપનીની સ્ટીમરો લંગરદાર થાયછે. ત્યાંથી ઉતારુઓ સ્ટીમરમાંથી ઉતરેછે અથવા ચઢેછે. આ ઠેકાણું ઉપર સ્ટીમરમાંથી ઉતરતાં જો ભરતીનો વખત હોયછે તો સ્ટીમર છેક કાંઠાની જમીનની નજદીક સુધી જઈ શકેછે. આ ઠેકાણું ઉપર ઉતરતાં કલકત્તાનું ગેહેર ત્યાંથી નજદીક ત્રણ માઈલ દુર છે, છતાં પોહોંચવાને ગાડીમાં જવું હોય તો ભાડેની ગાડીઓ અથવા બીજી ટ્રામ લાઈન ગાડીઓને પકડી, સોઈ તરીકે મળી શકેછે.

ગારડનરીચ આગળ આવી પોહોંચતાં, હજુર કલકત્તાના શેહેરનો દબદબો ખરોબર નજરે પડી શકતો નથી. જે કંઈ તે ઠેકાણું ઉપર દેખાયછે, તે માત્રે ગોદીઓ, અને તેમને લગતાં કારખાનાં, ઝાડોની ઘટા અને ઈમારતો માત્ર દેખાયછે. એક ગમથી ખુલ્લું સપાટ મેદાન દેખાયછે, જીહાં મેંઢાં અને બકરાં ચરેછે. બીજી ગમથી સેંટપાલ નામના ક્રીસ્ચીયન લોકના દેવલનો મીનારો અને ચોરંગી લતા ઉપરની સુફેદ રંગની ઈમારતો પેલી ઝાડોની ઘટામાંથી છુટી છવાઈ નજરે પડેછે. શેહેરનો ઘણો ખરો ભાગ તો, કોટની દીવાલ અને ફોર્ટ ઊલીયમ નામના કલકત્તાના કીલ્લાથી ઢંકાયલો રેહેછે. તેમાથી માત્રે નાવટા કાકીનો ઉપરનો ભાગ અને દેવલનો મીનારો માત્રે દેખાયછે

**તા૦ ૩૦** જાનેવારીને દીને સાંજના ૪॥ કલાકે મેલ સ્ટીમર તેના ઉતારાની જગા આગળ આવી પુગી હતી અને તેની થોડો વખત આગમચ, સ્ટીમરના માણુસોએ ઉતારૂઓનો સઘ સામાન, પેટી, પેટારા, વાંહાંણના હોલમાંથી કાહાડીને સ્ટીમરની તુતક ઉપર હારબંધ ગોઠવી દીધા હતા. એમાંથી નામ વાંચીને જેનો જે સામાન હતો તે ઉતારૂઓ આપોઆપ પોતે ઉઠાવી લેતા હતા. આ વખતે કલકત્તા તરફથી ઉતારૂઓના સગાવાહાલા, દોસ્ત આશનાઓ, કીનારા ઉપર આવી ઊભા હતા, તે વખતે એક જોવા જેવી રચના, જેવી આપણા પાલવાના બંદર ઉપર આવા ટાંકણામર થાયછે, તેવી તીહાં થઈ રહી હતી. તેમાં એક મોહોટો ફેર એ હતો કે આપણી મુંબઈના પાલવાના ડંકા ઉપર તો બદર બોટમાં ઊતારૂઓ સ્ટીમર ઊપરથી ઊતરીને આવેછે, પણ હીયાં કલકત્તામાં તો મોહોટી સ્ટીમર છેક ડંકાની બોગદુએ જઈ શકેછે, અને કીનારા ઊપર ઉભા રહેલાં માણુસો સ્ટીમર ઊપરના માણુસોને જોઈ શકેછે, અને એકમેક સાથે વાત કરી શકેછે, એટલા નજદીક બંને તરફવાળા આવી જાયછે, જેથી દેખાવ વધારે જોવા લાયક થઈ પડેછે.

જેમ બીજાઓને તેમ હમને લેવાને હમારા કેટલાક મીત્રો તથા કામાજીની પેહેડીના મીત્રો આવીયા હતા. સ્ટીમર ઉપરથી ઊતરીને કેટલાક ઓળખીતાઓ સાથે અને કેટલીક નવી ઓળખો સાથે મેલભેટ કીધી. હમારે માટે જે ગાડી અમારા મીત્રો લાવીયા હતા તેમાં બેસવાની જગા જો કે ચાર જણની હતી તોએપણ તેમાં પાંચમા હમારા એક મીત્ર, જેવણ કલકત્તાના રેહેવાશી હતા તેમને જબરદસ્તીથી હમારી સાથે બેસાડીયા હતા,

આવી મતલબથી કે જેબી કંઈ હમોને જાણવું હોય તે તેવણને પુછી હમો વાકેફ થઈ રાકીએ. પાંચ જણ એક ખુલી ગાડીમાં ભચડાઇને બેસવા તથા આવી રીતે રસ્તા ઊપરથી ખુલી ગાંડીમાં શેહેરમાં ફરવાને હમો ખચીત મુંબઈમાં હતે તો જરા આંચકો ખાતે, પણ આ વખતે તો કલકત્તા શેહેર જોવાની ઉલટ એટલી તો થઇ હતી, અને પરદેશમાં જાજી ઓળખાણ પીછાન નહી હોવાના સબબથી હમને જરા વધારે છુટથી ફરવાની હીમત થઈ હતી, તેથી આવી રીતે ભચડાઈ કચડાઇને બેસી ફરવાને તે વખતે કંઈ અણઘટતું નહી લાગું હતું. ગાડીમાં બેસતાંજ સાંબેથી એક જણ ટોપલીમાં કોઈ તરેના ફલો મુકીને હમારી આગળ વેચવાને લાવીયો હતો. હમોને ખબર નહી હતી કે તે ફળ સું હતાં. પણ જારે હમારા જાણવામાં આવીસું કે તે ફળ કલકત્તાનાં બોર હતાં, તારે હમને તેનાં કદ વીશે ઘણીજ તાજુબી લાગી હતી, કારણ હમોએ આ તરફનાં બોર આગળ જોયલાં નહી હતાં. હાલ તો મુંબઇમાં રેલવે દાખલ થયાથી એક ગમથી છેક સુરત, ભરુચ, અમદાવાદ, અને વડોદરા અને બીજી તરફથી છેક નાગપોર સુધીથી બોર અને બીજો સારો મેવો આવવા લાગો છે, પણ તે વખતે આવું કંઈ આવતું નહી હતું. કલકત્તાનું બોર મોહોટાં કદનું છે. તે વચલા કદનાં પેર જેટલું મોહોટું થાયછે, આવી જો મીસલ આપીએ તો તે સહઈંવીને નહી બેઃ-

પડી હતી. આવી રીતે ખાવાને હમો મુંબઈ શેહેરમાં એકાએક હીમત નહી ચલાવી શકતે! આ સ્વાદનો છેડો જલદીથી આવી ગયો હતો. ગાડીમાં જેટલા બોર ખવાયાં તેનો અરધો ભાગ પછવાડેથી બીજે અથવા ત્રીજે દીને નહી ખાવા ગમ્યો હતો, અને પછી રફતે રફતે તે એટલો તો ઓછો થઈ ગયો હતો કે તે ફળ વીશે વીચાર વટીક પણ નહી આવતો હતો. કલકત્તામાં બોરનો ઉપયોગ અથાર ભરવામાં પણ ઘણો થાયછે.

ગાડીમાં બેસી પસાર થતાં આસપાસ જે મોહોટ મોટી ઇમારતો નજરે પડતી હતી તેમની બાંધણી અને દબદબા ઉપરથી મેહેલ વેહેલા જોનારનાં મન ઉપર કલકત્તા શેહેરની ખુબસુરતી અને દમામ વીશે સારી અસર થયા વગર નથી રેહેવાની. જેમ જેમ ગાડી આગળ વધતી જાયછે તેમ સુંદર દેખાવ અને બાંધણીવાળી ઇમારતો એક પછી એક નજર સાંમણે આવતીજ જાયછે, તે જોઇને કલકત્તાને "સીટી આફ પાલેસીસ" એટલે મેહેલોનું શેહેર કરીને જે નામ અપીયામાં આવીયું છે તે ખરેખરૂજ આપીયુ છે, એવુ ધારવાને ખરા સબબો મળી આવેછે. પણ આવો દેખાવ લાંબા વખત સુધી નથી રેહેતો. થોડા વખતમાં આ દમામ ભરેલી રચનાનો છેડો આવી જાયછે. કલકત્તાની દેશી વસ્તીના લતા ઉપર આવી પુગા કે ઈમારતોનો આગલો દબદબા ભરેલો દેખાવ બદલાઈ કલકત્તાના નામને ઝાંખ લગાડનાર દેખાવ જોવામાં આવેછે. મેહેલોનાં શેહેરનો ભપકો હીયાં નરમ પડી ગયલો દેખાયછે. દેશીઓનાં ઘર એવાં તો બેડોલ નજરે પડવાં માંડેછે કે આપણને તાજુબી લાગીયા વગર નથી રેહેતી કે શું બસ આટલાંમાંજ મેહેલોનાં શેહેરનો છેડો આવી ગયો અને કોઇ બીજુજ શેહેર નજર આગળ આવીયું કે? તેની સાથે રસ્તા એવા તો વાંકી વલાણના અને ગલીચ્ય હાલતમાં હમારા જોવામાં આવીયા હતા કે તેમની સરખામણી જો આપણે કરવા જઇએ તો આપણી મુંબઇના ભુસારી અને રંગારી મોહોલા તથા ચીંચબંદરના લતા તરફના મોહોલા જેવા તેઓ દેખાતા હતા. આ ઠેકાણાં ઉપરનો વાસ, હવા અને મગવડ તરફ નજર કરતાં, આપણી મુંબઇના ઉપર જણાવેલાં ઠેકાણાં, હાલની હાલતમાં ઘણેક દરજે કલકત્તા કરતાં વધારે બેહેતર હાલતમાં જાણવાં. કલકત્તા શેહેરનો દેખાવ નદીમાંથી અને ગારડનરીચ આગળથી જેવો દીલપસંદ દેખાયો તે ઉપરથી જોનારે જે મત બાંધીયું હશે તે મત આ દેશી વસ્તીના લતા ઉપર આવી પોહોંચવા પછી

તેને ફેરવવાની ફરજ પડશે. આ સઘળું થવાનો મખમ એટલોજ છે કે કલકત્તાની ભપકા ભરેલી અને મેહેલ જેવી ઈમારતો વીગરે જે ખુબસુરતી ભરેલા દેખાવ છે તે એક ચોકમ હદમાં અને લતા તરફજ માત્રે આવી રેહેલા છે. જીહાં યુરોપીયન અને જુજ દેશી વેપારીયો તથા સરકારી ચાકરીવાળા ઘણા ખરા અમલદારોનો તમામ વહીવટ ચાલુ થઈ રેહેલો છે તે લતા તરફ ઘણીજ મોહોટી હારબધ ઈમારતો બંધાયલી છે, મોહોટ મોટા પોહોળા રસ્તા, ફરવા હરવાની જગા, મેદાન, વીગરે સઘળી બાબદની સગવડ અને સફાઈ રાખવામાં આવી છે. પણ હીયાથી આગળ જતાં દેશી વસ્તીમાં કંઈ તેવું જોવામાં આવતું નથી.

વેપાર વણજની ધુમધામનો કલકત્તાનો ભાગ, ચંદપાલઘાટ અને કલકત્તાની નવી ટંકસાળ, જે બંને ઠેકાણાં નદીની ઉગમણુ દીશાએ આવેલાં છે, તીહાંથી તે બડા બજાર અને કાળીતાળ્લાના મોહોલા સુધી અને કાસીતોલ્લાના મોહોલા આગળ જે બે રસ્તાનાં નાંકાં આવેલાં છે, એક ધરમતોલાનો રસ્તો અને બીજો ચવરંગીનો રસ્તો, આ હદ સુંધીમાં છે ચવરગીના રસ્તા ઉપર ઘણાં ખમ યુરોપીયન માતબર લોકની વસ્તી છે, અને દેશીઓમાં માત્રે આપણાં માન પામેલા શેઠ રૂસ્તમજી કાવસજી બનાજીના સાહેબજાદા શેઠ માણેકજી રૂસ્તમજી કાવસજી બનાજીનો એકલાનોજ રેહેવાનો મકાન છે. ચવરંગી લતા ઉપરની કેટલીક ઈમારતોનો દેખાવ ઇગ્લંડની ઈમારતોની રોનકદારીની બરોબરી કરી શકે એવા છે, એવું જેઓ ઇંગ્લંડ જોઈ આવીયા છે તેમનું મત છે. આપણી મુંબઇના એલફીનસ્ટન સરકલનો દેખાવ અને હાલ મી. ત્રીચરની કંપની, ફ્રેંચ બેંક અને ઓરીએંટલ બેંક વીગરે બીજી જે ઈમારતો મેદાન ઉપર બંધાયછે, જેમાંના બેચાર ચીત્ર અત્રે આપીયાં છે તેમની સાથે, ચવરંગીની ઈમારતોના દેખાવનો મોકાબલો કરી શકાય એવું છે, પણ જ્યારે આપણી મુંબઈની મેદાન ઉપર બધાતી સઘળી ઈમારતો પુરી બંધાઈ તઈયાર થશે, તે વખતે હમો ધારીએછ કે મુંબઇનો આ લતા ઉપરનો દેખાવ ચૌરંગીને ટકર મારે એવો થઈ પડશે ચૌરંગીમાં જીહાં યુરોપીયન લોક વસેછે તીહાંના કેટલાક રસ્તા ઘણાજ મોહોટા અને કોશાદ છે, લંબાઈમાં આશરે બે માઈલ લાબાં અને સરાસરી એંસી ફુટ પોહોળાં, અને તેમની ઉપર ગ્યાસ લાઈટ મુકીયામાં આવી છે. હમો જીઆરે તીહાં હતા તે વખતે ગ્યાસ લાઇટ તુરતનીજ દાખલ કરીયામાં આવી હતી. શેહેરના દેશી ભાગમાં તો બોયસીંગનાં તેલના

દીવા ઝુકતા દેખાતા હતા. હાલ તો અલબતાં મ્યુનીસીપાલીટીએ તીહાં ફેરફાર કરી નાખયિા છે, અને ઉમેદ ગખયિે કે નીચે બયાન કરેલા ધરમતોલ્લાના મોહોલામાં જીહાં આપણા ચંચલ પારશી ભાઈ બંધુઓ વસેછે તે જગા ઉપરનું મચ્છરખાનું નીકળી ગયું હશે!

દેશી વેપારીઓની પેહેડીઓ અને રેહેવાનાં મકાન ધરમતોલ્લાના મોહોલામાં છે, જેનો દેખાવ ખચીત ઘણોજ રેજઘાન અને નાપસંદ છે. હમો જ્યારે મી. ખુરશેદજી નુસરવાનજી કામાજીની કલકત્તાની પેહેડી ઉપર જઈ પુગા તારે જાણીયું કે આપણા મેહરબાન પારશી વેપારીઓ કલકત્તામાં કેવી જગા ઉપર વસતા હતા. તીહાં ગયા આગમચ હમારાં મનમાં એવો વીચાર હતો કે આ સાહેબો ઘણીજ પસંદ અને હવાવાળી જગા ઉપર વસ્તા હશે, પણ આ હમારો વીચાર ખોટો પડયો હતો. જે મોહોલામાં આપણા પારશી વેપારીઓની પેહેડીઓ જોઇ તે ઠેકાણું આપણી મુંબઇના વાણીયાવાડ જેવું હતું. ગલીચી અને દુરગંધી જબરી લાગતી હતી, અને તેની સાથે તે ખરેખરજ એક મચ્છરખાનું હતું. કારણ પુછીયું કે આવી જગાં ઉપર પેહેડી રાખવાની સું મતલબ હતી, તારે હમોએ જાણીયું કે સઘળી પેહેડીયો એક બીજાની નજદીકીમાં હોયાથી વેપારનાં અને બીજાં કામ કાજમાં મેહેલાઈ પડતી હતી. બીજું કારણ એવું કેહેવામાં આવીયું હતું કે જીહાં સુધી સઘળી પેહેડીવાળા સાહેબો આ મકાન બદલી કોઈ બીજી જગા ઉપર જાય તોજ સઘળાઓથી આ મચ્છરખાનું છોડી શકાય! ત્રીજું કારણ એવું જણાવીયું હતું કે આતશ આદરીયાન આ મોહોલામાં નજદીક હોવાથી, પારશીઓને તેમના ધરમ સંસારની કેટલીક બાબદો જાલવવાને પણ આ મચ્છરખાનાંવાળા મોહોલામાં રેહેવું જરૂરનું, ફાયદા ભરેલું અને સવલ પડતું હતું! આપણા બુધી અને દુરદેશી પારશી પરદેશી વેપારીયોનો આવો વીચાર સાંભળી હમાને થોડાવાર ભારી અંદેશો થઈ પડયો હતો પણ પછવાડેથી માલમ પડયું કે "જુનું તે સુનું" આ કેહેવત પ્રમાણે તેઓ જીહાં લાબાં દીવસસુધી વસ્તા આવીયા તીહાંજ વસવું ઠીક છે, એવું સમજી આ ઠેકાણાને તેઓ વળગી રેહ્યા હતા! પણ આવી જગાને હવે પછીના તીહાંના જુવાન અને કળી ફુટતા વેપારીયો લાંબા વખત સુધી વળગી રેહેશે, એ શખ ભરેલું લાગેછે. કામાજીની પેહેડી ઉપર એક કલાક ઓટી થયા હતા, તેટલા વખતમાં ધરમતોલ્લાના મોહોલાની ખુબી સારી પેરે હમો

સઘળાઓએ જાણી લીધી હતી. વાત કરતાં મચ્છરનું ભણભણતું ટોલુ મોહોડાંમાં પેસી જતું હતું, જેનો અટકાવ કરવાને રૂમાલથી અથવા પંખાથી ઝાટક ઝુટક કરવી પડતી હતી. મોહોલાની ગટરોનો પમરાટ નાકને ગુંગરાવી નાખતો હતો, અને જો કે ફેબરવારી મહીનાની શીરૂઆત હતી તેથી થંડીનો હીંગામ હતો, તોએપણ આ ઠેકાણાં ઉપર ગરમીથી પસીનો જબરો પડતો હતો. હમારા ઉતારાને સારૂ મી. કામાજીની પેહેડીએ દુર એલાહેદો એક મકાન કાશીપોરમાં કરાવી રાખીયો હતો, તીહાં એકદમ જવું હમોએ બેહેતર ધારીને ધરમતોલ્લાના મોહોલામાંથી રૂખસદ લીધી હતી. કાસીપોર, ધરમતોલ્લાથી આસરે ૪) અથવા ૫) માઇલિ દુર છે, જીહાં નદીના કીનારા ઉપર કેટલાક રેહેવાનાં મકાનો નીરાંત જગા ઉપર બાંધેલાં છે. કલકત્તાના દેશી અને પારશી વેપારીયો દર શનીવાર અને રવીવારે અથવા તેહેવારના દીવસો ઉપર સેહેલગાહ કરવાને અથવા બાગ વાડીએ મોજ જોગ કરવાને આ ઠેકાણાં ઉપર જાયછે. કાશીપોરમાં હીંદુસ્થાનના આગલા કોર્ટ આફ ડાયરેકટરોના વખતમાં બંધાયલુ લશ્કરી કામસર પીતળ કામ ઓતવાનું એક મોહોટું કારખાનું નદીના કીનારા ઉપર બાંધેલું છે.

ધરમતોલ્લાથી કાસીપોર જવા નીકળ્યા તે વખતે જેજે મોહોલાઓમાંથી તથા વસ્તીમાંથી હમારી ગાડી પસાર થઈ, તે વખતે જે દેખાવ જોયામાં આવીઓ તે ઉપરથી એવું માલુમ પડીયું હતું કે કલકત્તાની દેશી વસ્તી ઘણીજ ગીચ વસેછે. પણ ખબર કાહાડતાં એવું જાણીયામાં આવીલું છે, કે કલકત્તાની વસ્તી કેટલાકોનાં મત પ્રમાણે પાંચથી છ લાખ માણસની ગણાયછે, પણ એમાંથી માત્ર ત્રણ લાખ માંણસોજ ખુદ કલકત્તાના જાથુકના રેહેવાશીયો છે, અને બાકીની વસ્તી આવ જાવ કરતી અથવા જેને ફરતી વસ્તીને નામે બોલછે, તેવી છે.

કલકત્તાના દેશી લોકની વેહેંચણી, તેમના ધંધા પેશા મુજબ નીચે જણાવીયા પ્રમાણે થયલી છે. આખી મુસલમાન લોકની અને હલકી જાતનાં હીંદુઓની વસ્તીનો બરોબર અરધો અરધ ભાગ, યુરોપીયન લોકની નોકરીમાં છે, અને આ અરધા ભાગનો ઘણો ખરો ભાગ યુરોપીયનોનાં ઘર સસારને લગતાં કામ કાજમાં ચાકરીએ લાગેલા છે, અને બાકીનો સરકારી ખાતાંઓમાં અને વેપારીઓની પેહેડીનાં કામ કાજમાં ચાકરીએ લાગેલા છે. ઉપલી વસ્તીનો બાકીનો અરધો ભાગ, જમીન ઉપરથી નદી ઉપર અને નદી ઉપરથી જમીન ઉપર માલ

ચઢાવા ઉતારવાની મજુરી કરનારી, પાલકી ઊંચકનાર હમાલો, હેલકરીઓ, અને "ટીકા" એટલે ભાડુતી ગાડીઓના કોચમેન તરીકે ધંધો કરી પોતાનું ગુજરાણ કરનારી વસ્તી છે. આ બે ભાગ બાદ કરતાં બાકીની વસ્તી, ખલાસીઓ, કણીયા, તલી, કાપડીયા, રોજીંદું કામ કરનારા, ખાધ ખોરાકીની પરચુરણ જીનસો વેચનારા છે.

કલકત્તાનું જે મોહોટું નામ "સીટી આફ પાલેસીસ" મેહેલાનું શેહેર કરીને પડીયું છે, તે ઉપરથી વાંચનાર વીચારશે કે આ બુલંદ શેહેરમાં મોહોટ મોટી જાહેર સુંદર ઈમારતો, અને ઘરો ઘણાં હશે. પણ તીહાં ખરેખર આવી ઈમારતો કંઈ ઘણી નથી; માત્રે થોડીક સુદર ખાનગી બાંધણીઓ ઉપર, કલકત્તાના મોહોટાં નામની કીર્તીનો આધાર રેહેલો છે. પણ આસરે પચાસ વરસ થયાજ કલકત્તાના રેહેવાશીઓને આ વીશે સમજ પડી છે, કે જુદાં જુદાં જાહેર કારણો માટે, જુદી જુદી જાહેર ઈમારતો બાંધવી આ તેમની અને સરકારની એક ફરજ છે. જેને જાહેર ઈમારતનું નામ આપી શકીએ, અને જેનો ઉપયોગ જાહેર પ્રજાનાં કામ-સરજ કરવાની મતલબથી તે બાંધીયામાં આવી હોય, એવી બાંધણીઓ આજ સુધી કલકત્તામાં આસરે અઢાર અથવા વીસ છે, જેમાંના કેટલીકોનાં નામ નીચે આપીયાં છે:—

| | |
|---|---|
| ગવરમેંટ હાઉસ (સરકારી મેહેલ.) | આફીસ હાઉસ. |
| ટાઉન હાલ. | માર્ટીનીયર. |
| મેટકાફ હાલ. | ધી મીંટ (ટંકશાળ.) |
| ફીવર હાસપીટલ. | એશીયાટીક સોસાઈટીનું મ્યુઝીયમ તથા લાઈબ્રેરી. |
| પ્રેસીડેનસી કાલેજ. | બેથીયુન છોકરીઓની નીશાળ. |
| બીશાપ કાલેજ. | બેંગાલ બેંક. |
| ધી મદરેસા. } જેમાં હીંદુસ્થાની, ફારસી અને અરબી ભાશા શીખવે છે. | પ્રીનસેપ્સ ઘાટ. |
| મહમદન કાલેજ. } | મોહોટી જેલ. |
| જનરલ આસેમબ્લી ઈનિસ્ટીટ્યુશન. | ફોર્ટ ઉલીયમનો કીલ્લો. |
| મેડીકલ કાલેજ. | કાસીપોરમાં સરકારી પીતળનું તોપ-કામનું કારખાનું. |
| આરફન સ્કુલ. | |
| જનરલ હાસપીટલ. | |




BANK OF BENGAL CALCUTTA

ધરમતોલ્લાથી સાંજના ૬) વાગે નીકળેલા આસરે રાત્રે ૭) વાગે કાસીપોર જઈ પુગા હતા. આગળ કેહયું તેમ રસ્તાનો દેખાવ કંઈ ઘણો જોવા જોગ નહી નજર આવીયો હતો. વસ્તી ઘણી ગીચ દેખાઈ હતી, જેનો દેખાવ આપણી મુંબઈના મુબાદેવીના કનસાગ વાડ જેવો હતો. જે ગાડીમાં હમો બેશી ગયા હતા તે ગાડીના કોચમેન તથા પાછળ ઉભા રેહેનાર બે ઘોડાવાળા રસ્તા ઉપર ચાલનારા લોકને એક ઓર તરેથી બાજુએ ખીસી જવાને પોકારતા હતા. તેઓ "ચાલરે બાજુ," "પોઈસ," આવા શબ્દોથી પોકાર નહી મારતા હતા, પણ "બાં દીકે," "ડાંઇનિ દીકે," "દરી કરો," "સરે જા," "બચાવ," આવા શબ્દો પોકારીને બોલતા સંભળાયા હતા, જે શબ્દોનો અર્થ પુછવાથી હમુને એમ સમજ મળી હતી કે "ડાવી બાજુ," "જમણી બાજુ," "ઉભો રેહે," "ખીસી જા," "સંભાળજે," એ મુજબ તેઓ રસ્તે ચાલનારાઓને પોકાર મારી કેહેતા હતા. પોઈસ, ચાલરે, બાજુના કરતાં આ શબ્દોથી તો પગે ચાલનારને સારી પેડે, અને સાઉચેતી ભરેલી ચેતવણી આપીયામાં આવેછે કે તેણે રસ્તાની કહી બાજુએ સલામતી સારૂ ખીસી જવું, આ રીતનો પોકાર "ચાલરે બાજુ"ના કરતાં વધારે ચોકસાઈ ભરેલો છે એમાં તો કંઈજ શખ નથી.

હાલ આપણી મુંબઈમાં જે નવા રસ્તા બંધાયછે તેમની બંધે બાજુએ ચાલવાને સારૂ જે ઉંચી પગથી બનાવાનું મંડાણુ આપણા ચંચલ મ્યુનીસીપાલ કમીશનરે કરીયુ છે, તે પગથીઓ રસ્તામાં ચાલનારા લોકને ઘણી ફાયદાકારક થઈ પડવાની છે. હવે આ પગથી ઉપરથીજ ચાલવાને પોલીસની અથવા કાયદાની રૂએ, જો લોકને ફરજ પાડે તો, આપણા ટાપુમાં દર વરસે ગાડી ઘોડા તળે અકસમાત ચંપાઇને જેટલા જીવોની ઘાત થાયછે, તેમાં કેટલા ઘટાડો થઈ પડે, આ બાબદ સત્તાવાળાઓને ધીયાન પોંહોચાડવા જોગ છે. હમો ધારીએછ કે આ સારી ટેવ આપણાં લોકમાં પાડવાને જો આપણી પોલીસ માથે લીએ, અને થોડા વખત સુધી ઓંપ ગપ્પીને રસ્તા ઉપર જવા આવવાની ડાવી અને જમણી બારદુ મુકરર કરી શકે, અને તે મુજબ પગે ચાલનારાઓને ચાલવાની જબરીથી ફરજ પાડે, અથવા આ હુકમને તાબે નહી થનારને સેજસાજ દંડની મજા કરીયામા આવે, તો બેશક થોડા વખતમા આ સારી ચાલ લોક અખ્તિયાર કરી શકશે, અને હાલ જેમ ગાડી ઘોડા વીગેરે ડાવી અને જમણીબાજુ ઉપર હાંકવાની

ચોકસાઈ અને કાયદો રાખીયામાં આવેછે, તેમજ ચાલવાની બાબદમાં પણ એવીજ ચોકસાઈ અને કાયદો રાખીયામાં આવશે. ઇંગ્લંડમાં તો આ વીશે ધારાની રૂએ બંદોબસ્ત કરીયામાં આવીયો છે, અને કોઇબી માણસ ભુલથી ડાબી બાજુ ઉપર ચાલવાને બદલે જો જમણી બાજુ ઉપર ચાલતો હોય તો કાનસ્ટેબલ તેને મોટેથી પોકારીને ચેતવણી આપેછે કે સાહેબ તમે તમારી ઘટતી બોરદુએથી ચાલો ! આવો કાયદો હીયાં પણ લાગુ પાડવો જોઈએછ.

કાસીપોર પોહોંચતાં રાત્રે સાત વાગાનો અમલ થયો હતો. જે બંગલામાં હમો ઉતરીયા હતા તે નદીને કીનારે, હવાવાળી અને એકાંત જગા ઉપર હોવાથી હમો સઘળાને તે ઘણોજ પસંદ પડ્યો હતો. અંધારૂં થઈ ગયલું હતું તેથી આસપાસનો દેખાવ તો કંઇ નજરે નહી પડી શકયો હતો માત્ર નદીનાં પાણી જે કીનારા ઉપર ધીમાં ધીમાં અફળાયાં કરતાં હતાં, તેનો નરમ અને ગંભીર આવાજ દીલને ઘણીજ આરાએમ આપતો હતો. તા૦ ૨૬ મી જાનેવારીની રાત્રથી તે તા૦ ૨૯ મીની રાત્ર સુધી, લાગટ ચાર દીવસ અને રાત, સાંચાનો ધપકારો અને ઘોંઘાટ સાંભળવામાંજ સ્ટીમરમાં ગુજારી હતી, જેથી કાન એવા તો થઈ ગયાં હતા કે ઉંઘમાં પણ સાંચાના ધપકારાનો આવાજ આવીયાજ કરતો હતો. કાશીપોરમાં આવીયા પછી આ ઘોંઘાટનો છેડો આવીયો હતો અને આજ રાત્રે નીરાંતથી ઉંઘાઇશું એવી જે ખાત્રી જીવને મળી હતી તેથી મનમાં ઘણોજ આનંદ ઉપજીઓ હતો. રાત્રે જમીને આગાસી ઉપર જરા અરેટાવલા હતા, નદીનું પાણી સાંમે દેખાતું હતું, થંડ સીતળ પવનની ધીમી ધીમી લેહેરી આવતી હતી, નદી ઉપરથી કોઈ છુટો છવાયો મછવો ચુપાચુપ ચાલી જતો હતો, જે તેના ઝાંખા, અને પાણી ઉપરથી સરીને ચાલી જતા દીવાથી દેખાતો હતો, જેનાં એકું હલસાંનો પાણી સાથે છપકોરાવાનો નરમ આવાજ કાન ઉપર આવતો હતો, તથા દરેક છપકોરે પાણીમાંની રૂપેરી માંછલીઓનો ચળકાટ દેખાતો હતો, તેમાં વળી કોઇ શોખીલા કોળીનો ગાયન કરતો દુરનો સાદ સંભાળાતો હતો, તથા કીનારા ઉપરનું કોઈ માણસ હોડીવાળા સાથે અથવા હોડીવાળાઓ પોતપોતામાં ધીમે ધીમે આવાજે અને થોડે થોડે વારને અંતરે એક બીજા સાથે વાતચીત કરતા હતા, આ સઘળો નીરાંતી ભરેલો દેખાવ જોયા અને ભોગવીયાથી જીવને ભારી ચૈન અને આત્માનંદ થઈ પડયું હતું ! આવે વખતે હમને હમારી નીશાળમાં શીખેલાં, કવી "બાઈરન" નાં કેટલાંક દીલખુશ,

નીચે જણાવેલા કાવ્યો યાદ આવીયા હતા. આ કાવ્યોની ખુબી તથા મતલબ, નીશાળે સીખતી વેળા તો પુરેપુરી શુ, પણ થોડી ઘણી પણ નહી સમજી અથવા હાસલ કરી શકયા હતા, પણ તે કાવ્યની પુરી મતલબ અને ખુબી આ ઠેકાણે હમો અચ્છી રીતે સમજી અને પામી શક્યા હતા

All is gentle: nought
Stirs rudely, but, congenial with the night,
Whatever walks is gliding like a spirit.
The tinklings of some soft guitars,—the dash
Phosphoric of the oar, or rapid twinkle
Of the far lights of skimming gondolas,
And the responsive voices of the choir
Of boatmen answering back with verse for verse,

* * * * * *

How sweet and soothing is this hour of calm!

ઉપલી કવીતાનો તરજુમો કરવાની હમો જરૂર જોતા નથી, કારણ કામીપાર નીના દેખાવ વીશે જે ઉપર બયાન કર્યુ છે તેમા આ કવીતાની સઘળી મતલબ આવી ચુકી છે. ઉપલા દેખાવનીજ ઝુમમા નીંદ આવી ગઈ હતી, જેનો છેડો સહુવારના ચીડીયા તીયારે આવીયો હતો. [illegible]ત પ્રમાણે, સઘળા જણ તે ગને મારી પેટ ભરીને ઉંઘ્યા હતા.

તા૦ ૩૧ જાનેવારી સહવારના સકારેથી ઉઠી, તે દીવસે "ફલાવર શો" એટલે ફુલપાન અને મેવા તરકારીનો વારસીક મેળો કલકત્તામા ભરાવાનો દીવસ હતો તે જોવાને ગયા હતા. આ મેળો જો હમો ચુકતા નહી હોઈએ તો ચોરંગીના લતા ઉપર મોહોટા મેદાનમા ભરાયો હતો. આ ઠેકાણે ફુલપાન અને મેવાનો એક અચ્છો જમાવ થયલો જોયામા આવીયો હતો, જેમાં દેશી માળીઓએ કળા, હુનર અને માવજતથી ઘણીક જાતના રોપ અને ફુલો સારીપેઠે ઉગાડેલાના નમુના હાજર કરયા હતા, તેથી એઓમાના ઘણા જણે ઈનામ મેળવીયુ હતુ. આ ઠેકાણે રાસબેરી પુશ્કળ દેખાતી હતી અને તે ઘડીની મોસમથી સ્વાદમા ઘણીજ લેહેજતદાર લાગતી હતી. બોરના નમુના પણ ઘણાજ મોટા એક મોટા પેર જેટલા જોયામા આવીયા હતા. તેમજ કાલીફલાવર, ચેરી, બીટરૂટ, કોબી, સલગમ, નોલકોલ પણ ઘણાજ તોફો નંગ ઈનામ મેળવવા લાયક, નજરે આવીયા હતા.

ખીટરટની સ્તામ તો ઘણીજ દીલખુશ નજર આવતી હતી, નકરાં જાણે લાલ લોહી જેવાં ચલકતાં માણેકના કકડા! આ મેલા સહવારના માડઆઠ વાગામાં ખલાસ થઈ ચુકો હતો. હીયાં ઘણા યુરોપીયનો તેમનાં કુટંબ સાથે અને દેશીઓ ઘણું કરીને એખલા તમાસો જોવાને આવીયા હતા.

આ ઠેકાણાં ઉપર હમારી મોલાકાત કલકત્તાવાળા જાણીતા શેઠ માણેકજી રૂસ્તમજી કાવસજી બનાજી સાથે થઇ હતી. તેવણની ઇચ્છા ઊપરથી તેવણની આફીસમાં હમો ગયા હતા. દસ વાગામાં જબરી ગરમી પડવા લાગી હતી. આ ઠેકાણાં ઊપર જરા વીસામો લેઈ, વીચાર કીધો કે હીયાંથી કાસીપોર સુધી છેક લાંબે જઇને શેહેરમાં પાછું આવીયા કરતાં, હીયાથી નીકળીને જે કંઈ રસ્તામાં જોવાલાયક મકાન અથવા જગા મળે તે જોઇ લેવી અને તીહાંથી પાધરાજ પાછા કાસીપોર જવુ આ વીચાર સઘળાની મરજી મુજબનો થયાથી, શેઠ માણેકજીની આફીસમાંથી હમોએ રૂખસદ લીધી હતી. આ વખતે આ મેહેરબાની ભરેલાં દીલવાળા શેઠે હમો સઘળાને એવું કહી જણાવીયું કે કલકત્તા શેહેર જો બરોબર જોવુ હોય તો શેહેરમાંજ હમોને રેહેવુ જોઇએછ અને છેક કાસીપોર સુધી દુર નહી રેહેવું જોઇએછ. એટલા ઊપરથી તેવણે પોતાના ચોરંગીના રેહેવાનાં મકાનમાં હમોને સાથે રખવાની ઇચ્છા કહી જણાવી હતી. હમોએ તેમનો ઉપકાર માની કેહ્યું હતું કે જો હમુને એકુ બે દીવસ કરતાં અડચણ લાગશે તો તેવણની મેહેરબાની ભરેલી ઇચ્છા હમો મોહોટી ખુશીથી કબુલ રાખશું.

હીયાથી નીકળીયા તેવા ચોરંગીના "પાર્ક સ્ટ્રીટ" નામના રસ્તા ઉપર જીટાં કલકત્તાની "મ્યુઝીયમ" અને એશીયાટીક સોસાઈટીનું મોહોટું પુસ્તકખાનું છે, તે જોવાને ગયા. બંગાલાની એશીયાટીક સોસાઈટીની સ્થાપના ઈ૦ સ૦ ૧૭૮૪ ના સાલમાં સર હવીલમ જોન્સ નામના પ્રખ્યાત ન્યાયાધીશને હાથે થયલી છે. આ ખાતાંને લગતાં સંગ્રહસ્થાનમાં ખુદરતી તવારીખને લગતી ઘણીજ જોવાલાયક સુંદર જીનસો છે. તરેવાર જાનવરોનાં શરીરનાં પાંજરાં ઘણી સાવચેતથી અને કારીગીરીથી બનાવી રખેલાં છે; તેમજ કેટલીક જાતનાં પક્ષીનાં પેટ ચીરી, તેમાં દવાની મેળવણીથી બનાવેલી જીનસો ભરી, તરેવાર પક્ષીઓનો એવો તો એક સંગ્રહ કરેલો છે કે એક નજરે હજાગે પક્ષી આપણી સાંભણે જોવાને મળી શકેછે. ધાતુ, ખણીજ વસ્ત અને ઝાડ પાન તથા જાનવરના હાડકાં તથા ઝાડપાન, લાંબી

ગુહતે બદલાઈ પથર થઈ ગયલાં ( જેને ઇંગ્રેજીમાં Fossils કરીને કેહેછે ) એના ઘણાજ કીમતી નમુના આ ઠેકાણે એકઠાં કરેલા છે. હીંદુધર્મને લગતા ઇમારતો ઉપરનાં કોતર અને નકમી કામના પથરના કકડા હીંદુસ્થાનમાંથી જુદે જુદે જમાને મળી આવિલાનો એક મોટો જથો એકઠો કરેલો છે. અસલ બ્રહ્મધર્મને લગતા, પછીના બુદ્ધધર્મને લગતા, અને હાલના હીંદુધર્મને લગતા, એવા ત્રણ વર્ગોમાં આ પથરોને વેહેંચેલા છે. આ ખાતાંના ઉપલા ભાગમાં હીંદુસ્થાનનાં જુદા જુદા પ્રાનોમાં રેહેનારાં લોકના વાપરવામાં આવતાં તમામ જાતના હથીયારોનો સંગ્રહ કરેલો છે, તેનીજ પાસે "સાઉથ સી આઇલિંડરો" એટલે અમેરીકાની દક્ષીણ તરફના ટાપુઓમાં જે દેશીઓ વસેછે તેમના વાપરવામાં આવતાં હથીયારો એકઠાં કરેલાં છે. આ સોસાઇટીના મહાભારી પુસ્તકખાનાં વીશે જેટલું બયાન કરીએ તેટલું થોડું છે. છાપેલાં અને હાતના લખેલાં ઉગમણુ પ્રાંતની બાબદોને લગતાં કંઇ હજારો પુસ્તકો અને કાગજો છે. થીબેટ ભાશાના, ચીનાઈ ભાશાના, બ્રહ્મી ભાશાના હાતના લખેલાં હજારો દસ્તાવેજોનો સંગ્રહ હીયાં કરેલો છે. મોસાઇટીના હાલમાં જે નામાંકીત પુરૂષોની મખીઓ બીરાજેછે તેમના જેવા લડાયક અને મહા વિદ્વાન પડીતોની મંડળી કોઈબી જગા ઉપર તેઓ જીયારે જીવતા હશે તીયારે આવી માથે એકઠી નહી થઈ શકી હશે. આ વિદ્વાનોની ચુપ અને મુગી મંડળીમાં નીચે જણાવેલા પ્રખ્યાત અને નિપુણ ગૃહસ્થોની મખીયો અને બાવલાં જોવામાં આવીયાં હતાં —

| | |
|---|---|
| મર એડવર્ડ રાયન. | એચ. ટી. પ્રીનસેપ. |
| મી. આર. હોમ. | ડાકતર જે. આદમ. |
| કુલનલ જેમ્મ ગ્રાંટ ડફ. | જનરલ જોન્સ. |
| સર જાર્જ એચ. બારલો. | એચ. ટી. કોલબ્રુકનું બાવલું |
| ગીલબર્ટ અરલ આફ મીંટો. | મર ઉલીયમ જોન્મ. ,, |
| રીચર્ડ મારકયુસ વેલસલી. | એચ. એચ. ઉઇલસન. ,, |
| ચારલસ અરલ કારનવાલીસ. | ડાકતર ડબલ્યુ. એચ. મીલ ,, |
| સર ઉલીયમ જોન્સ. | જેમ્સ પ્રીનસેપ ,, |
| એચ. એચ. ઉઇલસન. | બી. એચ હાડજ્સન. ,, |
| ડબલ્યુ. ડબલ્યુ. બર્ડ. | |

આ ખુદરતના ખજાનાના મેહેલમાંથી નીકલીને કલકત્તાના એક મોહોટા જહવેરીની દુકાન જોવાને ગયા હતા. કાચની કબટોમાં જે યુકતી અને કળા વાપરીને તમામ જવાહેર અને કીમતી જીનસોની ગોઠવણ કરેલી હતી તેનો દેખાવ એવો તો ભપકા ભરેલો અને દીલપસંત થયલો હતો કે તે દુકાન અથવા બરોબર બોલીએ તો જવાહેરખાનાંમાં પેસતાંજ જોનારની આંખો ચમકી પડતી હતી. તમામ દાગીના ખુલા દેખાઈતા મુકેલા હતા, તોએપણ તેઓ એવી તો બંદોબસ્તીમાં મુકેલા હતા કે કોઈ એકાએક ઉઠાવી લઈ જવા પામી નહી શકે. મોટા કાચોની બંધ કબટોમાં તેમને તજવીજથી રચેલા હતા એવા કે તેમની સઘળી બાજુ ખુલી જોવામાં આવી શકતી હતી. કોઇબી દાગીનો જોવાને હાત લગાડવાની જરૂરજ નહી પડતી હતી. તેની કીંમત પણ તેનીજ સાથે જોડેલી હતી કે લેનારને વીચાર કરવાને બની આવે અને વેચનારને ઘડી ઘડી પુછવું નહી પડે. આ જવાહેરના સંગ્રહમાં કહયું કીમતી નંગ નહી હતું એ હમારાથી કેહેવાઈ શકાતું નથી, એટલું તે સંપૂર્ણ હતું. કેહેછે કે લંડનમાં જહવેરાતની જે મોઠી દુકાનો કેહેવાયછે તે વર્ગની આ દુકાન હતી. એની સાથે આપણી મુંબઈની કોઇબી દુકાન આપણે સરખાવી નથી શકવાના. હીયાંની સઉથી સરસ આ કીસમની દુકાન કલકત્તાની હામીલટન જહવેરીઓની દુકાન આગળ, હમો બીહીને કેહીએ (એચ કે ૧૫) આના વઠાવમાં છે.

આ ઠેકાણેથી નીકલીને પાધરા કાસીપોર ગયા. આખા દીવસની રઝડથી આવું લાગું હતું કે કલકત્તા શેહેરમાંજ રેહેવાથી તે શેહેર જોવાને વધારે સગવડ ભરેલું થઇ પડવાનું, કારણ ફક્ત ઉપલાં બેજ ઠેકાણાં જોઈ પાછાં ફરતાં બપોરે બે વાગી ગયા હતા. બપોરના જમતી વેળા ટેબલ ઉપર દેખાવમાં ઘણીજ તોફો માંછલી મુકેલી હતી. આવીશે પુછપરછ કરતાં એવું માલુમ પડયું કે તે નદીની માછલી હતી. કલકત્તામાં નદીની માંછલી પુશ્કળ મળેછે, તેમાં "મેંગો ફીશ" નામની માછલીની અતીશય તારીફ થાયછે. હમુને બરોબર યાદ નથી કે એ માંછલી દરીયાની છે અથવા નદીની, પણ આટલું જાણીએછ કે એની લેહજત અને ખુબસુરતી વીશે ઇંગ્રેજોમાં અને દેશીઓમાં ભારી વખાણ થાયછે. આ માંછલીને "મેંગો ફીશ" ને નામે બોલછે તેનું કારણ એવું જણાવામાં આવીયું છે કે આપણા દેશની કેરીની મોસમ ઊપર એ ઘણું કરીને મળી આવેછે. દેશી

લોક એ માંછલીને "તપસ્વી" કરીને કેહેછે, એટલે "તપ કરનાર" માંછલી. કેટલાક યુરોપીયનોથી આ કઠણ શબ્દ "તપસ્વી" ખરોબર નહી બોલી શકાયાથી તેમની એક સાધારણ ટેવને લગતો "ટીપસી" શબ્દ "તપસ્વી" ને ઠેકાણે લાગુ પાડી કેટલાકો આ માંછલીને "ટીપસી" માછલી બોલવા લાગા. હમોએ આ માછલી જોઈ નથી, પણ જેઓએ જોઇ છે તેઓ એવું કેહેછે કે તે હંમેશ પોતાનું માંથું નીચું રાખેછે, જે કોઈની નજરમાં તપ કરતું અને કોઈની નજરમાં "ટીપસી" એટલે છાકટાની પેરે ઝુલતુ દેખાયછે.

કલકત્તામાં આવી એક માઠી રસમ ચાલતી આવી છે કે તીહાંના દેશી લોકનો ઘણો ભગે ભાગ તેમના મરણ પામેલાં માણસોનાં મુડદાંને નદીના પાણીમાં હોમી દીએછે. તીહાંનાં કેટલાક હીંદુ લોક મુડદાંને બાળેછે આ વાત ખરી છે, પણ ઘણા ગરીબ અને હલકી પદ્દિનાં લોક જેઓની ગુંજાસ બાળવાનો ખર્ચ પુગે પાડી શકવાની નથી તેઓ બીચારા મુડદાંને નદીનાં પાણી ઉપર તરતાં છોડી દીએછે. શક્તિવાળા લોક પણ મુડદાંને પુરેપુરૂં બળવા નથી દેતા. પોણો ભાગ બળી રેહેં કે બાકીનું નદીનાં પાણીમાં હોમાવી દીએછે. આવી રીતે નદીમાં નાખેલાં મુડદાં પાણી ઉપર સમડાયછે, અને તીહાંની માંછલીઓ આ મુડદાંનો ભક્ષ કરેછે. નદી ઉપર સરકાર તરફથી મછવા ફરતા રેહેછે અને જેખી મુડદાં તરતાં હાત લાગેછે, તેમને પથર બાંધી પાણીમાં ગરક કરી નાખેછે. આ રસમ ઘણી સુખન નાખવા જોગ છે, પણ ચાલતી આવેલી રસમથી લોકના દીલમાં આવીરો કંઈ ઘણું નથી લાગતું. જેમ આપણા પારસીઓના રવાનોને પક્ષીઓ ચાસણી કરી જાયછે અને તે વીશે ઘણા ખરા પારસીઓને કંઈ વીચાર આવતો નથી, તેજ પ્રમાણે આ દેશના હીંદુઓને પણ નદીનાં પાણીમાં પોતાનાં મુડદાંઓને હોમાવી દેવામાં કંઇ બલ્કે વીચાર આવતો નથી, જો કે પરકાઓને એ વીશે ઘણુંજ કમકમાટ ભરેલું લાગેછે. આ બાબદ ઉપર કલકત્તાના બાલીયા ઘાટ એટલે દેશી લોકના મુડદાં બાળવાનો ઘાટ, આ વીશે બયાન કરતાં, વધારે ખુલાસાથી બોલશું.

ટેબલ ઉપર જમતી વેળા મોટી માંછલી જોઈ એકજણે ટકોર કરી બોલીયો કે, આ માંછલીએ કોણ જાણે કલકત્તાના કેટલા દેશીઓનો ભક્ષ કરીયો હશે! આવામાં કોઇ બોલીયું કે, જુઓ પેલી માંછલીનાં મોહોડાંમાંથી કોઇના હાતની એક આંગળી દેખાયછે! આ વાત સાંભળીને ટેબલ ઉપર જમવા બેઠેલા હમારામાંના કેટલાકોનો

દેખાવ અજાએબ તરંગનો થઈ પડ્યો હતો. કોઈ માંછલી તરફ ચોકસાઈ ભરેલી નજરથી જોવા લાગ્યું, કોઈ પોતાનો ચુક ચાવતાં ચાવતાં અટકી પડયું હતું અને કોઇએ પોતાનાં મોહોડાંમાં મુકવાને તઈયાર કરેલો ચુક હાતમાંજ રાખી મેલીયો હતો! ટેબલ ઉપર આવેલી માંછલી જો કે પાછી તો નહીંજ ગઈ હતી, તોએપણ થોડીવાર એક રમુજી દેખાવ થઈ પડયો હતો. એક બે જણને જરા ગુગ લાગાથી તેઓએ તે માંછલી ખાધી નહી હતી. બીજે દીવસે, એટલે તા૦ ૧ લી ફેબરવારીએ કહી કહી જગા જોવાને જવુ આ વીશે રાત્રે ઠરાવ કરી રાખીયો હતો તે મુજબ,

**તા૦ ૧ લી ફેબરવારીને** દીવસે કલકત્તાના એક માતબર કુટંબવાળા બાબુ નામે બાબુ સામચરન મલીકનો એક મોટો બગીચો કલકત્તામાં મશહુર થયલો છે તે જોવાને ગયા. આ બગીચાનું નામ "સેવન ટાંકસ" એટલે સાત તલાવનો બગીચો એવું જાહેર થયલું છે આજ ઠેકાણાં ઉપર, આ માતબર કુટંબવાળા બાબુઓએ કલકત્તાના દેશીઓ તરફની જીયાફત આપણી મહારાણીના શાહાજાદા ડયુક આફ એડીનબરોને જીયારે તે કલકત્તે પધારીયા હતા તીહારે આપી હતી. મલીકનું ખાનદાન કલકત્તાના બાબુઓમાં ઘણું મોટું ગણાયછે અને આ કુટંબના રાખસો ખુદરતી ચીજો અને વીદ્યા તથા એલમ હુંનરના ભારી શોખી છે. તેઓમાંના કેટલાકોએ ઇંગ્રેજી ભાશાનો ઘણોજ સારો અભ્યાસ કરયો છે, અને કલકત્તાના દેશી આગેવાનોમાં આ ખાનદાને સારી પદ્વિ રાખી છે. સેવન ટાંકસનો બગીચો એક જબરો મોહોટો બાગ છે. એની સરખામણી કરવાને મુંબઈમાંની કોઈબી તેવી આગાન જગાનું નામ હમો દેઈ શકતા નથી. હમો ખોલીને બોલીએ તો એટલું કહી શકીએછ કે આપણી મુંબઈના ગવરનરના પરેલના રેહેવાના બાગ જેવા ૫) બાગ જેટલી મોટી જગા તો તે ખચીત હશે. આથી વધારે મોહોટી પણ ઓછી તો નહીંજ હશે. આ ઠેકાણાં ઉપર ખુદરતનો દેખાવ, ઝાડ પાનની લીલાતરી અને તજ્રુમલથી રચેલા બાગનો દેખાવ ઘણોજ દીલપસંદ હમને લાગો હતો. જે મેહેલ જેવી એક ઇમારત હીયાં બાંધેલી છે, તેની અંદર આ અમીરી શોખ ધરાવનાર બાબુએ કાચ ઉપર, કપડાં ઉપર, અને કાગજ ઉપર પાડેલી સબીઓનો જે એક મોટો જમાવ કરેલો છે તે ઉપરથી આ બાબુનો ચીત્ર વીશે જે ઉંચે દરજેનો શોખ છે તે સારીપેઠે જણાઈ આવેછે. ઘણો વખત, હમોએ આ ઠેકાણે ગુજારીયો હતો, અને જુદી જુદી છાપેલી અને હાતની પાડેલી સબીઓ જોતાં જોતાં હમો

થાકી ગયા હતા; પણ તે સબીયોની સંખીયાનો અંત નહી આવીયો હતો. હમારી પાસે આ સબીયોની એક તપસીલવાર ટીપ છે, તેમાં નજદીક ૨૦૦ સબીના નામ છે, પણ હમો ધારીએછ કે એ ઉપરાંત બીજી ઘણી જોવા લાયક સબીયો અને જીનસો હતી: આ સબીયોમાં, હુરપખંડ અને પૃથ્વિને લગતી તવારીખ, તથા લડાઈઓ, નામાંકીત પુરૂશ અને સ્ત્રીઓ તથા તરેવાર ખુદરતી દેખાવોનો સગ્રહ હતો, અને તેમાં કેટલીક સબયો મોટા ફોસબી અને નામાંકિત સબી પાડનારોના હાતના નમુના હતા, જેવા આજે સઘળે ઠેકાણે મળવા મુશ્કેલ છે. આ સઘળો દેખાવ જોતાં જોતાં હમો થાકી ગયા હતા અને તેથી પાણીની તરસ ઘણી લાગી હતી. આ ઉપરથી પાણી માંગતાં, હમારી સાથે જે બાબુ મીત્રો આ મકાન દેખાડવાને આવીયા હતા તેઓમાંના બેત્રણ જણે હમોને "એક ગ્લાસ બીર લેશો" એવી પોતાની ખાયશ જણાવી હતી. બાબુને મોહોડેથી આવી પુછપરછ સાંભળી તે વખતે હમુને જગ ગ્મુજ થઇ પડી હતી! પણ બાબુ લોક વીશે હમોએ એવું સાંભળીયું હતુ કે કેટલાક સુધરેલા બાબુઓ બીર, વાઈન, બ્રાંડી વગેરે સારી પેઠે વાપરવાને શીખેલા છે! અને વળી તેમાંના કેટલાક તો જાહેર મોહોટે વાશેની હોટેલમાં નીરાંતથી તે ઠેકાણાં ઉપર બનાવેલાં પકવાનો અને સઘળી તરેની પીવાની જીનસોની લેહજત લેતાં કલાકના કલાક સુધી તીહાં અચ્છી રીતે બેસી વાતચીત કરેછે, અને એવું કરવાને તેઓ તીહાંના કાયમ ઘરાક થઇ પડેલાં છે, તેથી, આવી રીતે બીર પુછીઓ એમાં કંઈ નવાઈ નહી હતી! કલકત્તાના બાબુઓ કેળવણીમાં મુંબઈ કરતાં ઘણાજ આગળ વધેલા છે. તેમની મનશક્તિ પણ વધારે મજબુત છે. એવા ગ્રુહસ્થાને હમારેથી શીકામણ દેવાઇ શકાતી નથી, પરંતુ આટલું હમારૂં આપીનમત તેમની આગળ રજુ કરવાની અને તે ઉપર વીચાર કરવાની સઘળી નમનતાઈથી તેમને અરજ ગુજારીએ છ, કે કેળવણી અને સુધારાનો ફેલાવો, યુરોપીયન લોકની અતીશય દારૂ પીવાની અને ખાવાની ટેવ અખતીયાર કીધાથી નથી થવાનો, પણ એ લોકની બાઇબલમાં જણાવેલા ચોખ્ખાં નીતી અને મરાઈના તત્વો છે તે મેળવીયાથી થઈ શકશે. જો ફક્ત ખાવાપીવાનીજ છુટ અખતીયાર કીધાથી સુધારો ગણાતો હોય તો એવો સુધારો અખતીયાર કરવાને હમો આગેવાની કરવાને નાખુશ છઇએ. આટલું પણ જણાવવાની જરૂર છે કે ઘણી ઉંચી કેળવણી અને પદ્વિ ધરાવનાર બાબુઓ છે,

જેમાંના કેટલાક સરકારી અમલદારો છે તેઓની સુધારાની વલણ ખાણાં પીણાં તરફ નથી, પણ ખરી મન કેળવણી અને શરીર કેળવણી વધારવા તરફ તેઓએ પોતાની કોશેશ અને ધીયાન ચલાવેલું છે. કેટલાક કેળવણી પામેલા મુંબઈના હીંદુઓ પણ એવીજ વલણ ઉપર ફરતા અથવા ફરેલા દેખાયછે, જો કે અત્રે પણ ઘણા વિદ્વાન શીખેલા અને ઉંચી પદ્વિ ધરાવનાર હીંદુ ગૃહસ્થોએ ખાણાં પીણાં વીશે એવી છુટ લીધીજ નથી અને તેઓ લેવા ધારતા પણ નથી. ખાવાપીવાની છુટ સુધારા સાથે કંઈ ઘણી અગતની નીસબત નથી રાખતી એવું તેઓનું મત છે, અને હમો તે વાજબી સમજીને પુરેપુરૂં સ્વીકારીએછે. આ વીશે આગળ ઠેકાણાસર વધારે ખુલાસાથી બોલવાની ઉમેદ રાખીએછે.

આ ઠેકાણા ઉપરથી નીકળીને બાબુ રાજેંદ્રલાલ મલીકના રેહેવાના મકાન ઉપર ગયા. આ મલીક ખાનદાનના ગૃહસ્થો ખુદરતના ખરાજ શોખી અને મોજી છે એવું આગળ કેહું છે, આ તેમની ખુબી તેમના મકાન ઉપર જે તરેની આરાસ્તગી કરી રાખેલી છે તે ઉપરથી ખુલ્લી માલુમ પડી આવેછે. બાબુ શામચરન મલીકના સાત તલાવના બગીચામાં તરેવાર તરેની આરસી અને મછીઓનો એક ગંજાવર જથો જોયો હતો, તેને બદલે આ તેજ ખાનદાનના બીજા ગૃહસ્થના મકાનમાં જઈ જોઈએછે તો તેના બાગ અને બગીચામાં તરેવાર તરેનાં જીવતાં પક્ષીઓ, અને કેટલાંક ચોપગાં જાનવરોની એક નાહાની જેવી દુનીયા જોઈ હતી. બાબુ મલીક પોતે જાતે ઝાડ પાન અને જાનવરની બાબદોનો એક અચ્છો વીદ્યાર્થી છે. આ બાબદને લગતી શોધો અને વધારા જે યુરપખંડમા થતા જાયછે તેવીશે તે સારી ખબર વાંચવા લખવાથી રાખેછે, અને આ બાબદ વીશે દેશી જ્ઞાન પણ પુષ્કળ સંપાદન કરીધું છે, તેથી ફલાણાં પક્ષીને ફલાણી જાતનો ખોરાક મોઆફક આવશે, ફલાણાં જાનવરને આવી રીતિ અથવા આવી તજુમલથી રાખીધું તો તે પલાઈ શકાશે, એ પ્રમાણે તેણે પોતાના બાગમાં ઘણાં જાનવરોને તેમને લાયકની જગા અથવા માળા બનાવી આપી રાખેલાં હમોએ જોયાં હતાં. બાબુએ પોતે તસદી લઈ, હમોને પોતાની સાથે બાગમાં ફેરવીયા હતા, અને તરેવાર પક્ષીઓ દેખાડવી તેમનાં નામ અને તેમની કેટલીક ખાસીઅતો હમોને કહી જણાવી હતી. કેટલાંક રૂ ભરેલાં પક્ષીઓ પણ તેના મકાન ઉપર કબાટોમાં ગોઠવેલાં હતાં, તેજ પ્રમાણે સંગેમરમરના અને પ્લાસટર આફ પારીસનાં ઘણીજ ઉંચી કારીગીરીથી

બનાવેલાં પુતલાંનો પણ એક સારો, પમદ અને ચુંટી કાહાડેલો સંગ્રહ તીહાં કરેલો હતો, અને એ સઘળાંને જેમ તેમ નહી ગોઠવેલાં હતાં, પણ તવારીખના કાયદામર તેમને રચેલાં હતાં, અને તેમને સાફ રાખવાને તજવીજ ભરેલાં માંણસો ઉપરી રાખેલાં હતાં. આ મકાન અને સંગ્રહ જો કે પોતાના શોખ સારૂ કરેલો હતો, તોએપણ મોટાં દીલવાળા બાબુ મલીકે તે લોકને જોવા સારૂ ખુલ્લો પણ રાખેલો હતો, અને જેબી લોક શોખથી જોવા જાય તેમને પરવાનગીથી અંદર ફરવા હરવાની છુટ આપેલી હતી, તથા તેવાં સારાં માણસો જોવાને આવીયાં તો મલીક પોતે જાતે તેમની સાથે ફરી વળતા હતા જો કે મલીક પોતે મોટો માતબર ગૃહસ્થ છે, તો-એપણ તે સાદો, મીલનસાર તથા ભલો છે. આખાં કલકત્તા શેહેરમાં મલીકનું ખાનદાન એલમ વીદ્યા, હુંનર અને ખુદરતના શોખીઓમાં મશાહુર થયલું છે.

કલકત્તામાં માન પામેલા આપણા દેશી શેઠ માણેકજી રૂસ્તમજી કાવશજી બનાજીએ આ દીવસે રાત્રે પોતાની સાથે જમવાનું નોતું હમને કરેલું હતું તેથી રાજેંદ્રલાલ મલીકના મકાનમાંથી તે ભલા બાબુનો ભારી ઉપકાર માનીને રૂખસત લઈ પાધરાજ શેઠ માણેકજીનો મકાન જે ચોરંગીમાં છે તીહાં ગયા હતા. હીયાં આવીયા પછી શેઠ માણેકજીએ ફરીને પેહેલાં દીવસની પોતાની ઈચ્છા કેહી બતલાવી હતી અને પુછીયું હતું કે કાસીપોરસુધી દુર જઈને રેહેવું અને તીહાંથી કલકત્તા શેહેર જોવા, આવજાવ કરવાને આં બે દીવ-સમાં હમને કેવું લાગું હતું. હમો સઘળાનો જવાબ એવોજ હતો કે અલબતાં દુરથી આવ્વા જવામાં વખત ઘણો ફોકટ નીકલી જતો હતો તેમ જરા શરીરને પણ અડચણ લાગતી હતી. આ ઉપરથી શેઠ માણેકજીએ દીલાજાની ભરેલી મેહેર-બાનીથી કેહું કે તેવણનો આખો મકાન હમારે સારૂ તઈઆર છે, અને તેવણ-નું કુટુંબ તે વખતે મુંબઈમાં હતું, એટલા ઉપરથી તેવણની સાથે તેમના મકાન ઉપર રેહેવાથી તેવણને જરા પણ અડચણ કે અગવડ નથી પડવાની, બલકે હમારી સંગત મળવાથી તેવણને વધારે ખુશી અને ગમત મળશે.- શેઠ માણેકજીનું દીલ ખુદરતી ઉપકાર ભરેલું અને મીલનસાર છે, તેથી હમોએ તેવ-ણનો સુખન કબુલ રાખી તીહાંજ રેહેવાનો ઠેરાવ કીધો. હમો આશરે દસ દીવસ શેઠ માણેકજીનાં મકાનમાં રેહા હતા તે વખતમાં આ મીલનસાર અને મોટાં દીલ-વાળા શેઠે હમારી જેવી રીતે પરોણાગત અને બરદાસ્ત કરી હતી તેના ઉપકારની

યાદદાસ્ત હમારાં મનમાંથી કદી નથી નીકલી જવાની. આ શેઠનો સ્વભાવ એક ખશાજ ખાનદાની ગૃહસ્થના જેવો છે. પોતાનો દરજો જાલવતાં, બચ્ચાંની સાથે બચ્ચાં જેવા ખુશ મીજાજી થઈ શકેછે, તેમજ મોટાની સાથે તેવીજ લાયકી ભરેલી રીતે વરતનારા શખ્સ છે. પોતાના કામકાજમાં સારી પેઠે રોકાયલા રેહેતાં આ શેઠ બીજાં સારા અનેજાહેર કામોમાં ધીઆન આપવાને સામેલ થયલા રેહેછે, અને દેશી લોકમાં જેવા ગમતા અને માનવંતા છે, તેવાજ યુરોપીયન વેપારી અને રાજ દરબારીઓમાં પણ એવણને સારો વગ અને જાણ પીછાન છે તથા તેમનું સારૂં મત આ શેઠ ધરાવેછે. દસ દીવસ હમોએ એવણના મકાનમાં એવણની સાથે ગુજારીયા તે વખતમાં જાણે હમો હમારાં પોતાનાં ઘરમાં રહેલા હોઈએ એવી આસાએશ અને છુટથી હમો તીહાં રેહી શકયા હતા. શેઠ માણેકજીએ આવી મેહેરબાની ભરેલી મેહમાનદારી ફકત હમારીજ કરી નથી, પણ જેબી ભાયગસાલી મુસાફર આપણી જાતવાળો કે કોઈ બીજો એવણને તીહાં ગયો હશે તે તીહાંથી સારૂં મત બાંધીઆ વગરે પાછો ફરેલો હમારા સાંભળવામાં નથી આવીયો. આટલી સંધી એવણે હમારી ઉપર મેહેરબાની કીધી અને જે મોહોબત એવણે હમો સઘળા તરફ બતલાવી હતી તેનો ઉપકાર આ ઠેકાણે જાહેર રીતે માનવાની હમો એક ફરજ સમજી તેની નોંધ મોટી ખુશી સાથે કરીએછ.

એજ દીને સાંજના કલકત્તાના એક મોહોટા વેપારી અને જુના રેહેવાશી મી. આપકારની મોલાકાત કરવાને શેઠ માણેકજીની સાથે તેમનાં ઘર મધે ગયા હતા. આ વખતે કલકત્તામાં તુરત ગ્યાસ લાઈટ દાખલ થયલી હતી અને તે મી. આપકારે તે પોતાનાં ઘરમાં લીધેલી હતી અને જે સલગાવી જોવાનો દીવસ તેજ પેહલ વેહેલો હતો. ગ્યાસનો ઉજાસ ઘણોજ સારો હતો અને મીણબતીની રોશની તેની આગળ વટાવમાં પડી હતી. મુંબઈમાં ગ્યાસ હવે દાખલ થઈ ચુકી છે તેથી આ બાબદ વીશે વધારે હીંયા બોલવાની કંઈ જરૂર જોતા નથી. આરમીનીયન ટોલાના ઘણાં માતબર કુટુંબો કલકત્તામાં આગળ વસ્તાં હતાં, પણ હાલ તેઓમાં મી. આપકાર અને કેટલાક થોડા આબરૂવાળાં કુટુંબ સીવાએ કોઈ જાજા આરમીનીયનો તીહાં નજર નથી આવતા. આ કોમના ઘણાં વેપારીઓ પડતી દશામાં આવીઆથી આ દેશ છોડી ગયા છે, હીયાં થોડાંજ લોક

વરોછે. આ જુના ભલા રેહેવાશી કુટંબ સાથે વાતચીત કરીયા પછી અને તેમની ઇચ્છાથી તેમનીસાથે એક ગ્લાસ વાઈન પીને તીહાંથી રૂખસત લીધી હતી.

આ દીવસની રાત્રે શેઠ માણેકજીએ કલકત્તાના સઘળા પારસી વેપારીઓને હમારી સાથે જમવાને ઇજન કીધું હતું તે મુજબ તે સઘળા સાહેબોની સાથે હમને મુલાકાત તથા ઓળખાણ પીછાન કરવાની એક સારી જોગવાઈ મળી આવી હતી. આપણા પારસી વેપારીઓને હમોએ તે વખતે સારી હાલતમાં જોયા હતા, અને પરદેશમાં રેહાથી જે હીંમત અને આપભરોસો માણસમાં ઉત્પન્ન થાયછે તે ગુણો તેઓમાં નજર આવીયા હતા. કલકત્તાના આપણા પારસી વેપારીઓની મંડળીમાં જો કે ઘણું કરીને જુવાન ગ્રુહસ્થોની સંખીયા વધારે હતી, તોએપણ દુનીયાદારીનું કામકાજ જે તેમને માથે પડેલું હતું અને જેથી તડકા છાંયડા તેઓએ ભોગવેલા હતા, જેથી આ જુવાનોના કપાળ ઉપર હોશ, અક્કલ અને સારો અનુભવની નીશાનો પડેલી હમો જોઈ શકયા હતા. આ તેમના સદગુણો જોઇ હમો ઘણાં ખુશી થયા હતા. ટેબલ ઉપર જમીયા પછી કલકત્તાના પારસી વેપારી અને રેહેવાશીઓની સલામતી લેતી વખતે આ બાબદવીશે ખુલું કહી જણાવીયામાં આવીયું હતું કે પારસીઓ પરદેશી વેપારી તરીકે જેવા ઉદ્યોગી, સાહાસીક અને આપતવકલ બનેછે, તેવા તેઓ મુંબઈમાં મુતલક નજર નથી આવતા. એટલા ઉપરથી પારસીઓને લાયક છે કે મુંબઇમાંજ ભરાઈ બેશી, બેઠા ખાવાની ટેવ જલદીથી છોડી દેવી જોઇએછ. તેમને દેશે દેશ ફરીવળી તેવાં સાગં વેપાર વણજને લાયકના શેહેરોમાં પેહેડી માંડવી જોઇએછ અને આબરૂ ઇજ્જત જાળવી પોતાની હાલત બેહેતર કરવી જોઇએછ. બીજું, પરદેશમાં એકલા રેહીને પોતાના વેપાર વણજનાં કામમાં ધીયાન આપતાં પોતાનાં ખાનગી ઘરબારવીશે પણ ધીયાન આપવાની તેમનાઉપર એવડી ફરજ આવી પડેછે, તે ટાલવાને ઉપાય કરવા જોઇએછ, અને આ વીશે તેમને આવી સુચના કરવામાં આવી હતી, કે તેઓ જો પોતાના કુટુંબને બોલાવી પરદેશમાં સાથે રાખે તો જેટલો વખત તેઓનો પોતાના ખાનગી કામકાજમાં રોકાયછે તેટલો પોતાના ધંધા રોજગાર સર વાપરવાને તેઓ સેહેલાઇથી બંચાવી શકશે. તેની સાથે તેમનાં ઘર સંસારનું કામ પણ તેમનાં કુટુંબને હાથે ઘણુંજ કરકસરથી બેહેતર અને ફાયદા ભરેલી રીતે ચાલી શકશે. આ સુચના જો કે કેટલાકોને પસંદ પડતી થએહતી,

અને તે અમલમાં લાવી દેખડાવાનું કામ પણ તે સાહેબોના હાતમાં હતું હવધ્રંના વખ્તમાં કલકત્તે જવાને વાંહાણની તો કંઈ જરૂર લાગતી નથી. આગગાડીથી સઘળી વાતની સગવડ થઇ પડી છે, તેથી ધારવામાં આવે છે, કે કલકત્તે રેહેનારા પારસી સાહેબો પોતાનાં કુટુંબોને રફતે રફતે હવે તીહાં બોલાવીને સાથે રાખી શકશે. છડા અથવા એકલા રેહેવામાં પણ એક તરેનો ફાયદો છે, અને તેવી હાલતનું સુખ અને થોડી ઘણી મોજ મજાહ જેઓએ ભોગવી છે તેમને આપણે હીયાં લખી જણાવીએ તેના કરતાં તેઓ પોતે તે વધારે સારી પેઠે સમજી શકેછે! પણ લાંબા વખ્તે જોતાં એકલી હાલતના કરતાં કુટુંબ સાથે રેહેવાની હાલત, પછી શું દેશમાં કે શુ પરદેશમાં, બધે ઠેકાણે, ખરેખરજ વધારે ફાયદા ભરેલી છે. કલકત્તામાં વેપારી તરીકે પોતાનાં કુટુબસાથે લેઈ વસવાનું માન પારસીઓમાં શેઠ રૂસ્તમજી કાવશજી બનાજી અને તેવણની પાછળ તેવણના સાહેબજાદા શેઠ માણેકજી રૂસ્તમજીને ઘટે છે. શેઠ માણેકજી વીશે હમો એક શબ્દ વધારે બોલવા માંગીએછ જે વીશે હમે માંગી લીજીએછ કે તે શેઠ માફ કરશે. આ ગૃહસ્થની વિચારશકિત અને હોશીઆરી એવી કીસમની છે કે હાલના કલકત્તાના દેશી જુવાન કેળવણી પામેલાઓ જેવા એવણના મીત્રો થઈ પડયા છે, તેવાજ જુના વીચારવાળા ગૃહસ્થોથી એવણના ઘણાજ સારા મીત્રો છે. બંધે તરફવાળાઓને આ અવુર શખસે પોતાના દોસ્તો કરી રાખેલા છે આ ખુબી કંઇ જેવી તેવી નહી જાણવી. આ ખુબી નકલ કરવા જોગ છે.

તા૦ ૨ જી ફેબરવારીનો દીવસ મેશર્સ લીપેજ અને થાકર એંડ સ્પીંક તથા આસલર એંડ જેનીંગ્સની દુકાનો જોવામાં રોકીયો હતો. આ દુકાનો, જનરલ એજેનસીની દુકાનો છે, અને હીયાં સઘળી બાબદને લગતાં પુસ્તકો મળી આવી શકેછે આ પેહેડીવાળા કલકત્તામાં મોટાં પુસ્તકો વેચનારા અને પ્રગટ કરનાર ગૃહસ્થો છે.

આ દીવસે કલકત્તાના ભાડુતી ગાડીવાળાઓ વીશે હમને થોડો ઘણો અનુભવ મળી શકયો હતો. મદ્રાસની ભાડુતી ગાડીવાળાઓને અને નીઝામ હેદરાબાદમાં શ્રીમલગીરીના ભાડુતી ગાડીવાળાઓને કલકત્તાના ગાડીવાળાઓ વીસરાવે એવા બુખઓ તેઓ નજર આવીયા હતા. હમોને હમાર એક મીત્રને કલકત્તામાં મળવા જવું હતું તેથી બપોરના બે વાગે એક ભાડેની

શીગરાંમ હમોએ મંગાવી હતી. આ મીત્ર કીહાં રેહેતો હતો તેવીશે હમને ખબર નહી હતી. હમોએ શેઠ કામાજીની પેહેડી ઉપરના એક માણસથી એવીશે વાકેફ થઈ તે ઠેકાણું હમારી શીગરાંમના કોચમેનને જણાવા કેહું હતુ. થોડો વાર રેહી હમો તઇઆર થઈ નીચે ઉતરીયા. ગાડી આગળ જતાંજ કોચમેને બપકામાં અને જડકથી ગાડીનું બારણું ઉઘાડયું હતું. જેવા હમે અંદર બેઠા કે બારણું બંધ કરી કોચમેન લાગલો કોચબાકસ ઉપર ચઢી બેઠા હતો અને શીગરાંમ એકદમ ચલાવી દીધી હતી. આ કોચમેને હમને પુછીયું નહી કે કીહાં જવાનું છે, તે ઉપરથી હમોએ વીચારીયું કે એવીશે હમારા કેહા પ્રમાણે તેને આગમજથી ચેતાવેલુ હશે. આ બુબખ કોચમેને હમોને એક મોહોલામાંથી બીજા મોહોલામાં અને બીજામાંથી ત્રીજામાં એવી રીતે કોઈ સાતથી આઠ મોહોલામાં નજદીક એક કલાક સુધી ફેરવીયા કીધા હતાં! આ મોહોલાનાં નામ રસ્તાનાં પાટીયાં ઉપરથી વાંચતાં વાંચતાં હમોને કંટાલો આવીયો હતો, અને હમારો મીત્ર કેટલો દુર રેહેછે તેને વીશે હમુને વીચાર ઉપર વીચાર પડતો હતો. અંતે પેલા બુબખને તડકું જબર લાગાથી તેની સુધ જરા ઠેકાણે આવી હતી, તેથી તેણે ગાડી ઉભી રાખી. હમો સમજ્યા કે હમારા મીત્રના ઘર આગળ હમો હવે આવી પુગા હશું. પણ પેલા કોચમેને થડે પેટે હમુને પુછીયું કે "સાહેબ તુમારેકુ કીદર જાના હય્?" આ સવાલ સાંભળતાંજ હમોને એક તરફથી ગુસો અને બીજી તરફથી બેઅખ્તીયાર હસવું આવીયું હતું! ધરમતોલ્લાના મુરખ કોચમેનને હવે હમે સું કહીએ! હમોએ તેને પુછીયું "કે તુને આપીસમાંથી કેહું હતું કે નહી કે કીહાં જવું છે?" તેણે જવાબ આપીયો કે, નહી. તારે હમોએ પુછીયું કે એક કલાક સુધી શાસારૂ હમુને ફેરવીયા કીધા, પેહેલથીજ કાંય નહી પુછીયું? કોચમેન બોલીયો કે કીહાં જવું છે તે ઠેકાણાં ઉપર તમે મહને ગાડી ઉભી રાખવાને કેહેશો તેથી જીહાં ગમે તેમ મેં ગાડી હાંકયા કીધી! આ સઘણુતે ફડે પેટે બોલીયો હતો જે ઉપરથી એવું જણાયું હતું કે તે ખરેખરજ બુબખ હતો. હવે તેને હમોએ હમારા મીત્રનું નામ દેઈ કેહું કે મી. લાલ બેહારી ડે ને તીહાં હમને લઇજા. તારે તેણે જવાબ દીધો કે હું એ ઠેકાણું જાણુતો નથી. વાંચનાર હવે વીચાર કરશે કે આ કોચમેન એક લપડાક ખાવાને લાયક થયો હતો કે નહી! હમને ગુસ્સો તો ઘણો આવીયો હતો, પણ બુબખ કોચમેનોના નમુના હમોએ

આગળ જોયા હતા તેમાં માત્રે આ એક વધારે નોંધી રાખવા જોગ નમુનો હમને મળીઓ હતો એવું સમજી હમોએ દરગુજર કરી હતી. કલકત્તાના સઘળા દેશી બાબુઓ હીંદુસ્થાની બાષા નથી બોલી શકતા તેથી કેટલીક મુશ્કેલીએ પુછતાં પુછતાં બાબુ લાલ બેહારી ડે નું રેહેવાનું ઠેકાણું શોધી કાહાડીયું, અને તે જોઈએછ તો ગાડીમાં જતાં નજદીકીમાંજ હતું. કામાજીની આફીસમાં જઇ આ બાબદ વીશે પુછપરછ કીધી તારે તીહાંથી ખબર એવી મળી કે કલકત્તાના બાડુતી ગાડીના કોચમેનો કંઇ જુજ શીવાએ સઘળા હેમક ખીન ઉલ્લુ અને બુબખના બાઈઓ છે! આ દીવસની સાંજે કલકત્તાના ફ્રીમેસનોની એક લાડજ નામે "હયુમીલીટી અને ફારટીટયુડ" ની મોલાકાત કરવાને ગયા હતા અને તીહાં વખતસર અને ઠેકાણાસર પોંહોચવાને હમોએ કોચમેનની સાથે એક માણસને બેસાડયું હતું. આ મંડલી વીશે હમો કંઈ હીયાં વધારે બોલી શકતા નથી. આટલુંજ કેહેવું બસ છે કે મેહેલાના શેહેરમાં અને જીહાં યુરોપીયન લોક ઘણું કરીને ચડતે દરજેની હાલતમાંજ વસેલા છે તે લોકની રીતભાંત અને રોઆબ સાથે કલકત્તાના ફ્રીમેસનોની લાડજ સઘળા જોઈતા અને ઘટતા સીણગાર સાથે ઘણીજ સંપૂર્ણ હાલતમાં હમોને લાગી હતી. મુંબઈમાં ફ્રીમેસનોનું એવું સીણગાર ભરેલું એક પણ મકાન હજુર સુધી નથી બનેલું તેથી હમો દીલગીર છઇએ.

તા૦ ૩ જી ફેબરવારીને દીવસે પ્રેસીડિન્સી કાલેજ જોવાને ગયા હતાં. આ ખાતાંને હીંદુ કાલેજનાં નામથી પણ બોલેછે. આ મદરેસા ૧૮૨૫ ના સાલમાં સ્થાપીયામાં આવી હતી, અને એની સ્થાપના એક દેશીઓનુ ભલું ઇચ્છનાર અને દેશીઓને ઉંચે દરજેની કેળવણી આપવાની જબરી હીમાએતી કરનાર મી. ડેવીડ હેર નામના શખસથી થયલી છે. કલકત્તામાં બીજી જીયાફત હમને શેઠ બરજોરજી ફરામજી મોરીની કંપનીની આફીસ અને રેહેવાના મકાનમાં કલકત્તાના પારસી વેપારીઓ તરફથી મળી હતી, જે વખતે તીહાં બેગા થયલા ઘણા બીજા સાહેબો સાથે હમને ઓળખ પીછાન થયાથી હમો ઘણા ખુશી થયા હતા. આ મેહમાનદારીમાં જારે સઘળા જણ સરખા દીલ ભરીયા સામેલ થયા હતા તારે એમાંથી કોણને વીશે તારીફમાં બોલીએ તે કેહેવાઈ શકાતું નથી. હમો ધારીએછ કે આ જીયાફતની મોલાકાતમાં સઘળા સાહેબોએ ઘણીજ લાયકી અને અચ્છી મેહમાનદારી બતલાવી હતી અને આથી હમારા

દોસ્ત આરાના અને નવી ઓળખાણ પીછાનવાળાઓનો જે ઉપકાર હમારી ઉપર થયો હતો તે હમોએ તે વખતે માનીયો હતો પણ ફરીને આ જોગવાઈએ જાહેર રીતે હમો તેની એક નોંધ અત્રે ખુશી સાથે કરીએછ.

ખાણાંની મીજલસથી ફારગ થયા પછી, કલકત્તાનો દેશી નાચ જોવાની અને તીહાંનું ગાયન બજાયન સંભળાવાની આ ઠેકાણાં ઉપર હમને હમારા મેજબાનોએ એક સારી તક આપી હતી. નાંચનારી સ્ત્રીઓ વીશે તો અત્રે કેહેવાનું કંઈ નવું નથી. હીયાંની સઘળી રીતભાત આ બાબદમાં આપણા શેહેરના જેવીજ છે, પણ કલકત્તાની દેશી ગાનારીઓનો ઘટમ તથા ગાયન બંધે હમને ઘણીજ ઉતરતી કીમમના નજર આવીયાં હતાં. આપણ તરફની હીંદુ ગાનારીઓની ખુબસુરતી અને ઘટમ સાથ સરખામણી કરતાં, સ્ત્રી જાતની રૂઢી પ્રમાણે બોલીએ તો કલકત્તાવાળીઓ મુંબઈવાળી આગળ પાણી ભરવા લાયક છે, આવું હમોએ જોયું હતું. ગાયનમાં પણ કંઈ ઘણો દમ જોયો નહી હતો, જો કે સાદી ઠુમરી ટપા તેઓએ ઠીક ગાયા હતા. એક ગવઈઓ તીહાં વધારે સારી અલાપથી ગાતો હમોએ સાંભળીયો હતો, અને તેનું દેશી ભારાનું ગાયન એક નવાઈતરીકે પેહેલું સંભળાયલું હમને ઠીક લાગું હતું. હમારી ઈચ્છા મુજબ કલકત્તાનું દેશી ભારાનુ ગાયન બરોબર સાંભળવાને હમને તક નહી મળી હતી તેથી હમો ખચીત દીલગીર છઇએ. કલકત્તાનાં ગાયનવીશે તથા લખનૌ દીલ્લી અને લાહોરનાં ગાયનવીશે ઘણી તારીફમાં બોલાયછે. આ મુસાફરીમાં એકુ બે ઠેકાણે હમોએ ઘણું સારૂં ગાયન સાંભળેલું છે, જેનું બયાન તે તરફના એહવાલમાં આપીલું છે. ગાયન જે એક અગતની વીદ્યા અને હુંનર છે, તેને પાદશાહો અને અમીર ઉમરાઓ તરફથી હીંદુસ્થાનમાં આગળ જેવું ઊત્તેજન મળતું હતું તે હાલ નહી મળીયાથી, આપણા દેશનું ગાયન પડતી હાલતમાં આવી પડીલું છે, અને તે દરરોજ વધારે પડતું જાયછે. આ મહાભારત વીદ્યા હુંનરને જો પાછો જાગતો અને તેના પુરતા દરજા ઊપર ચઢાવવો હોય અને તેમાં જીવ અને આત્માને પવીત્ર આનંદ આપનાર જે ચોખો રસ છે તે રસ પીવો અથવા ચાખવો હોય તો આજે ગાયન શાસ્ત્રીઓને આપણા દેશી માતબર અને શક્તિવાળાઓથી સારી મદદ થવી જોઈએછ. સારૂં ગાયન કરનાર સ્ત્રીઓને લાયક ઉત્તેજન આપવો જોઈએછ અને તેમને ઇજ્જત તથા

આબરદાર મંડળીમાં સામેલ કરવી જોઈએછ અને તેઓ પોતાનો દરજ્જો, લાજ, અને નીતી જાળવનારાં થાય એવા ઉપાય, પુરૂષોએ પોતે પોતાનો દરજ્જો, લાજ તથા નીતી જાળવીને કરવા જોઈએછ. હમો એવું માનીએછ કે ગાયનનો પેશો કરનાર સ્ત્રીઓને ફુસલાવી નઠારા માર્ગ ઉપર લઇ જવાનો દોશ પુરૂષ ઉપર છે. ઘણાં જણ એવું સાધારણ રીતે બોલેછે કે સ્ત્રી પુરૂષને ફસાવેછે, પણ હમો તેથી ઉલટુંજ માનીએછ કે પેહેલ વેહેલાં પુરૂષે સ્ત્રીને ફસાવી હશે. સ્ત્રીઓને આડે મારગે ચલાવનાર તે પુરૂષ જાત છે, તે પેહેલ કરેછે, અને સ્ત્રી તેની પાછળ ખીજી થાયછે. તે બીચારી નીરદોશ સ્ત્રી પેહેલાં ફસેછે, પણ તે ફસ્યા પછી એવી તો પક્કી અને હુસ્યાર થઈ પડેછે, કે ઘણા નીરદોશ પુરૂષો હવે તેના જબરા પંજામાં શીકાર થઈ પડેછે. ગાયન કરનાર સ્ત્રીઓના વર્ગનો દરજ્જો ઉંચો કરવો હોય તો, તેનો ઈલાજ એજ છે કે તેવી સ્ત્રીઓ તરફ પુરૂષોએ માન અને નીતીના વીચારથી જોવું જોઇએછ. એમ જો થયું તો તે સ્ત્રી જાત કદી પણ ઊલટી નજરે પુરૂષ ઉપર નથી જોવાની. આ હમારા વીચાર સાથે જો કે જુજ લોક શીવાએ ઘણાજણ તો મળતા નથીજ થવાના, તોએપણ હમને એવી આશા છે કે આ હમારૂં મત ખરૂં અથવા ખોટું છે, એ ઉપર ઘણાજણ ધીયાન દઈ વીચાર કરશે.

તા૦ ૪ થી ફેબ્રરવારીને દીવસે કલકત્તાની લેજીસલેટીવ કાઊનસીલની મીજલસ જોવાને, આગમજથી ઘટતી પરવાનગી મંગાવી સરકારી મેહેલમાં ગયા હતા. કલકત્તાના સરકારી મેહેલની ઈમારત, જેના એક દરવાજાનું ચીત્ર અત્રે આપેલું છે, તે ખરેખરજ પાદશાહી મેહેલને લાયકનોજ મકાન છે. આ મેહેલની બાંધણીમાં, તેના દેખાવમાં, અને તેની સઘળી રચનામાં, જે શોભ અને દબદબો, ખુલ્લો નજરે દેખાતો થઈ પડયો છે, તેમાં એના બનાવનારની મનશકિત તથા તેણે સંપાદન કરેલી વીદ્યા હુંનર, કેટલું બળ ધરાવી શકેછે તેનો આ સરકારી મેહેલ એક અચ્છો જોવા જોગ નમુનો બની રહેલો છે. આ મેહેલનું આખું ચીત્ર આપી શકાયું નથી તેથી બેચીત દીલગીર છઈએ, તોએપણ તેના એક દરવાજાનું ચીત્ર તથા એ દરવાજા આગળથી દુરથી દેખાતી સરકારી મેહેલની રચના, જેટલી ચીત્રમાં માઈ શકે તેટલી અત્રે એક બીજાં ચીત્રમાં દેખાડવી છે. હીંદુસ્થાનના ગવરનર જનરલ મારકવીસ આફ વેલસ્લીની કારકીર્દીમાં, ઈ૦ સ૦ ૧૮૦૪ના સાલમાં આ મેહેલ બાંધવામાં આવીયો હતો. એની પછવાડે આસરે

રૂપીયા ૧૩,૦૦,૦૦૦ થી ૧૫,૦૦,૦૦૦ તેર લાખથી પંદર લાખ સુધીનો ખરચ તે વખતમાં થયલો કેહેછે. આ મહાભારત બાંધણીમાં એક ખામી માત્રે એટલી કેહેવામાં આવેછે કે તેના દબદબા અને રૌનક પ્રમાણે તેટલી તે મેહેલની પુરતી ઉભરણી અથવા ઉંચાઈ નથી બનાવેલી, તથા તેની બારીઓ નજદીક નજદીક પુશ્કળ મુકી છે. આ ખામી કંઈ હમારી નજરે તો દેખાઈ નહી હતી. હમારી ઉપર તો તેના દબદબાએ અને બાહેરના દેખાવે જબરી અસર કરી હતી. કલકત્તાને મેહેલોનું શેહેર જે બોલવામાં આવેછે, તે નામ, આ સરકારી મેહેલ જોયાથી બરોબર એસ્તું અને વાજબી આપેલું ગણાયછે. આ ઠેકાણેથી જોતાં સઘળી તરફ ભપકાદાર અને મસ મોહોટી ઈમારતો અને પોહોળા રસ્તા અને મેદાન અને શોભઈતા મકાનો કટારબંધ ઉભેલા, જોનારની આંખો ઉપર એવો તો ધસારો કરેછે કે તે જોતાંજ એક પલવારમાં આપણા મોહોડાંમાંથી "વાહ વાહ" નો સંતોરા ભરેલો આવાજ નીકળ્યા વગર નથી રેહેવાનો. આ મેહેલ આગળ મુંબઈની એકબી સરકારી અથવા ખાનગી ઈમારત બરોબરી નથી કરી શકવાની.

સરકારી મેહેલના બુલંદ દરવાજા ઉપર એક જબરા સીંહનું બાવલું મુકેલું છે. સીંહ પોતાની પુછડી સાધારણ પડેલી રાખીને, અને તેના એક આગલા પગતળે ફતેમંદીની નીશાનનો ગોળો ઝાલીને નીરાંત અને નચીંત ઉભેલો છે. આ સીંહ આપણને એવું કેહેછે કે "હું તે ઇંગ્રેજી સીંહ છઉ કે જે આજે ગ્રેટબ્રીટન" "અને હીંદુસ્થાન ઉપર રાજ ચલાઊંછું. હું શાંત, અદલ અને ખુશાલ ઉભો છઉ," "અને તેમજ શાંત, અદલ અને ખુશાલ મારી રઈએતને જોવા ચાહુંછું. પણ "મહને કોઈએ ગેરવાજબી છેડીયો તો પછી મહને જોજો કે હું કેહેવો છું." ઇંગ્રેજી રાજની ખુબી અને નીતી, સુલેહ સંપજ, અદલાઈ, અને આબાદાનીમાં સમાયલી છે. આ રાજ લડાઈ કરવાને મુતલક ચાહાતું નથી, પણ કોઈ આ રાજને ગેરવાજબી સતાવે તો તેની સાંભણે પુરતાં જોર અને હીમતથી તે લડવાને, સીંહની માઆફક હંમેશ તઈયાર છે. આ સીંહના બાવલાંમાં જે યોજના કરેલી છે તે દેશીઓનાં મન ઉપર ઇંગ્રેજ સરકારની ખુબી, નીતી અને મજબુત પાયાદારી વીગેરે અચ્છી રીતે અસર કરે એવી છે. દરવાજા અને મેહેલ ઉપરના નકસી કામ વીગેરે અત્રે વીસ્તારીને જણાવાની જરૂર જોતા નથી. તેમજ તેની અંદરના સંગેમરમરનાં

દીવાનખાના, તેમા જવાની કટારબંધ સીડીઓ, દાદરો, તીહાના ઓરડા, અગાસી, મીલીંગ, માગના લાકડાની વારનીસથી ચકચકતી સફાઈદાર સપાટ જમીન, મીલીંગમાથી લટકતા ઝુમરો, બારીઓ વચ્ચે ભીતઉપર જડેલી આરશીઓ અને એ વીગેરે બીજી હજારો ચીજોનુ બયાન કરવાની કોશેશ કરવી હમો ધારીએછ કે ફોકટ છે, કારણ તેનુ બયાન પુરતી રીતે કોઈબી શબ્દોથી થઈ નથી શકવાનુ, તે સમજવાને તે મેહેલ નજરે નજર જોવો જોઈએછ. મેહેલ ઉપરના દીવાનખાના, અને ઓરડા રાજ દરબારી મજલસીઓ માટે, જીઆફત, અથવા બાલ અને નાચ રંગ સારુ, વારવાર વાપરવામા આવેછે. કલકત્તાનો ગવર્નર જનરલ આ મેહેલના એક ભાગમા તદન એલાહેદો પોતાના રેસાલા સાથે રેહેછે ગવરનર જનરલના મકાન વીશે આવી તો ગોઠવણ કરી છે કે તેની રેહેવાની જગાઉપર, મેહેલના બીજા ભાગોમા વસનારાઓને પોતપોતના કામ કાજસર જતા આવતા, એક બીજા સાથે આમણુ સામણુ થવાની જરૂર નહી પડે, એવો તે મકાન એલાહેદો રાખેલો છે ગવરનર જનરલની લેજીસલેટીવ કાઉનસીલમા હમો હાજર થયા હતા, પણ તીહા તે વખતે બયાન કરવા જોગ દેખાવ નહી જોવામા આવીયો હતો, તેથી તે વીશે હીયા કેહેવાનુ કઈ વધારે નથી

આ ઠેકાણુ ઉપર હમને કાઉનસીલના દેશી મેમબર રાજા સર દેવ નારણસીંગ કે. સી. એસ આઇ સાથે મોલાકાત અને ઓળખ થઈ હતી આ રાજા બનારસનો એક મોટો જમીનદાર તથા ઇંગ્રેજી રાજનો મોહોટો બરખા અને ખરો દોસ્ત થઈ ગયો છે આ રાજા મોહોટો સદગુણી, અક્કલ અને હોશીયારી ભરેલો તથા પોતાના દેશીઓનુ ભલુ કરવાની ઇચ્છાથી ઇંગ્રેજ સરકાર અને દેશીઓ વચ્ચે દોસ્તી રખાવાને એક ઘણોજ લાયક રાજદરબારી મજલસી હતો તેના આવા સદગુણોની તારીફ આ પુસ્તકમા નોધીને આ રાજાને મુબારકબાદી આપવાની હમોએ ઉમેદ રાખી હતી, પણ માઠા ભાગ્યેગે આ રાજાના અણચીંતા મરણથી, હમો તેના મોટા કુંબ અને દોસ્ત આસનાઓ સાથે ગમગીનીમા સામેલ થઈએછ અને ઘણીજ દીલગીરી સાથે આ ઠેકાણે આ પરોપકારી રાજાના દુખ ભરેના મરણની નોધ કરીએછ. આ રાજાના મરણથી ખરેખર ઇંગ્રેજ સરકારે પોતાનો એક ખરો મીત્ર અને મસલતીયો ખોયો છે, અને આપણ દેશીઓએ આપણો એક ભલું ચાહનારો, દયાળુ અને સ્વદેશહિતેચ્છુ રાજા ખોયો છ



LORD HARDINGES MONUMENT _CALCUTTA

૩ લારડ હારડીંગનું બાવલું —કલકતા

બલવાના વખતમાં રાજા સર દેવ નારણસીંગ તરફથી ઇગ્રેજ સરકારને તે વખતને લાયકની મસલહત તથા મદદ ઘણી સારી મળી શકી હતી. આ રાજાની સાથે જો કે હમારી પેહેલ વેહેલીજ ઓળખ થઈ હતી, તોઍપણ તે પારશી લોક વીશે ઘણી મોહોબત અને સારૂં મત ધરાવતો હતો, અને હમો જો ચુકતા નહી હોઈએ તો હેવુ ધારીએછ કે અકમર કરીને કલકત્તામાં શેઠ માણેકજી રૂસ્તમજી બનાજીની સાથે આ રાજાને ઘણી મીત્રાચારી હતી, તેમની સાથે રાજા સાહેબને વાબેસકારી પડ્યાથી અને શેઠ માણેકજીની લાયકી જોયાથી, પારશીઓ વીશે કદાચને આ રાજાએ સારૂ મત બાંધીયુ હોય. થોડા વખતની વાતચીતમાં રાજા સાહેબે હમારી મુસાફરીની મકસદ જાણી લીધી હતી, અને તે તેમને ઘણી પસંદ પડી હતી. હમો બનારસ (કાશી) શેહેર જોવા જનાર છઈએ, એવું જાણીને આ મહેમાનમંદ રાજાએ હમને પોતાના મેહેલમાં ઉતારો કરવાની પોતાની ખાયશ કહી જણાવી અને કેહું કે, બનારસ શેહેરમા જઈ કોઈબી બીજે ઠેકાણે હમોએ ઊતારો કરવો નહી. રાજાએ તેજ વખતે પોતાના માણસોને હુકમ કીધો કે બનારસમાં તેમના કારભારીઓને લખી જણાવે કે આગગાડીના ટેશન મથકથી તે છેક શેહેરમા મેહેલસુધી હમો સઘળાઓને લઈ જવા અને પાછા પોંહોંચાડવાની તજુમલ કરી રાખવી, અને જેટલા દીવસ હમો બનારસમાં રહીએ તેટલા દીવસ આઓ મેહેલ હમને ખુલો કરી આપવો, અને શેહેરમાં ફરવાહરવાને રાજાસાહેબના પોતાના હાથીઓ અને ગાડી ઘોડા હાજર રાખવા, અને સઘળી બાબદમા હમારી બરોબર બરદાસ્ત રાજાસાહેબ તરફથી કરવી. આ રાજાએ પોતાના મોટાં દીલથી ખરા આભારનો એક જબરો કોટ જેવો કોટ હમારી ઉપર એકદમ ગગડવી દીધો હતો જે અહેસાનમા હમો ગર્ક થઈ ગયા હતા. હમો સઘળાએ રાજા સાહેબનો આ વીશે અતીશય આભાર માનીયો હતો, અને તે વખતે હમારેથી એટલુંજ બોલાઈ શકાયું હતું કે રાજા સાહેબના મોટા દીલવીશે તથા દેશીઓ તરફ તેમની પરોપકારી નજર વીશે હમોએ ઘણી સારી વાતો સાંભળેલી છે, પણ હમારી ઉપર જે આટલી સધી મેહેરબાની રાજા તરફથી એકદમ થઈ છે, આવીશે હમોએ આટલી બધી ઉમેદ નહી રાખી હતી, પણ તે જારે થઈ પડી છે તારે તેનો પૂરતો ઉપકાર માનવાને હમારી પાસે લાયક શબ્દો નહી હતા. રાજા જો કે મોટો માતબર જાગીરદાર હતો, તોએપણ કલકત્તામા તેના રેહેવાનાં

ઘરની સાદાઈ અને રાજાની વાતચીતમાં મીલનસારી, નરમાસ, અને લાયકી ભરેલા સુખનો વાપરવાની તબે અને તેનું સાફ દીલ જોઈ, હમારાં મન ઉપર એવી અસર થઈ હતી કે ખરી મોહોટાઈ તે ઊપલાજ ગુણોમાં છે.

આ દીવસે કલકત્તાની ટંકશાળ જોઈ હતી, તથા દેશી વેપારીયોની પેહેડી ઉપર જઈ કેટલાક ઓળખીતાઓની મોલાકાત લીધી હતી. કલકત્તાની ટંકશાળ ઈ૦ સ૦ ૧૮૨૪ ના સાલમાં સ્થાપવામાં આવી હતી. આ ખાતાંના સાંચા કામની ગોઠવણુ અને શક્તિ એવી અને એટલી તો છે કે એક દીવસે સાત કલાક કામ ચાલતાં આ ટંકશાળમાંથી આસરે રૂ ૩,૦૦,૦૦૦ ત્રણ લાખના શીક્કા છપાઈ તયાર થઈ શકેછે. આ ખાતાંની ઈમારત પછવાડે આસરે રૂ ૧૩,૦૦,૦૦૦ તેર લાખ અને સાંચા કામ પછવાડે આસરે રૂ ૧૧,૦૦,૦૦૦ અગીયાર લાખનો ખરચ થયલો કેહેવાયછે.

બપોરના ચાર વાગે કલકત્તાનું ચીના બજાર જોવાને ગયા હતા. આ બજારમાં છુટક કપડ, કપડાં, ઘરશીનગારનો પરચુરણ સામાન, ખાવાપીવાની તમામ જીનસો, કાચકામ, કોડીકામ, લોખંડી કામ, તરેવાર જાતનો દારૂ, પણ ઉતરતી જાતનો, અને બીજી હમા ચીજો મળી શકેછે. આ બજારનો દેખાવ ઘણું કરીને આપણી મુંબઈના કાસમબજાર અને કોટના લોશબજારને મળતો આવે હેવો છે. હમો આ ઠેકાણે આવી સાધારણ બજારની નોંધ કરવાની કંઈ જરૂર જાણતે નહી, પણ આ બજારમાં ફરવા જનારને જે જોવા લાયક ખીજા દેખાવો અને જીનસો મળેછે તેટલા સારૂ આ ચીના બજારનું બયાન અત્રે આપીશું છે. હમોને એવું જણાવામાં આવીયું હતું કે આ ચીના બજારમાં જે માણસોની ભીડ અને જમાવ થાયછે તેમાં જો તપાસીને જોઈએ તો આવું બોલવાને બની શકશે કે આ ઠેકાણાં ઉપર, આ પૃથ્વિનાં માત્રે અતીશય જંગલી અને અતીશય થંડીનાં દેશના રેહેવાશીઓ શીવાય, સઘળા જણાયલા દેશમાંના ઘણાક લોકના નમુના આપણને મળીયા વગર નથી રેહેવાના. આ ઠેકાણે તીબેટ—લાસાના રેહેવાશીઓ, પેહેલવેહેલા હમોને હમારા ભોમીયાએ દેખડાવીયા હતા. તેમના ચેહેરાનો આકાર અથવા ઘટમ ઘણું કરીને ચીનાઓને મળતો હતો, જો કે તેઓની કાઠી કદાવર હતી, અને ચામડી કેટલાકોની સફેદ અને કેટલાકોની ઘઊંલા રંગની હતી: તેમની પાસે કેટલીક જાતનાં જાનવરોના રૂવાં સાથના સુકવેલાં

' આમડા, વેચવાના હતાં. તેઓ રખડતી અને ભમતી જાતના ચેલાના લોક હતા, જેઓનો ધંધો એવી જાતની જીનસો વેચવાનો હતો. દરેક જણની બાજુ ઉપર અને ગળામાં, તાવીજ પેહેરેલાં હતાં અને તે એટલી તો સંભાળથી ગએલાં હતા કે તેમને દાબડી અથવા કોથલીમાં બંધ ગએલાં હતાં. આ તાવીજો જોયાથી હમોએ તેમને ઈશારતથી પુછીયુ કે તેમાં શું છે, જે ઉપરથી તેઓએ ઈશારતથી આકારા તરફ હાત કરી જવાબ આપીયો કે તેમાં તેઓનો ખોદા છે. હમોએ જારે તે જોવા માંગીયા તારે તેઓએ ઈશારતથી કેહું કે, તે કદીબી દેખડાવી શકાય નહી.' હમોએ પૈસાની લાલચ જણાવી પણ તેઓમાંના એક જણે કેહું કે "હજાર રૂપીઆ" આપો તોબી તેઓ દેખાડી નથી શકવાના. એઓના ગળામાંના તાવીજો જોતાં મદ્રાસના લીંગાઇત લોક પોતાના ગળામાં માહાદેવના લીંગની નીશાન પેહેરે-છે, તેમની યાદ હમને આવી હતી, તથા તેમની દાબડી અથવા કોથલીનો આકાર પણ લીંગની દાબડી જેવોજ હતો. આવાં તાવીજો બાંધવાનું કારણ પુછતાં, તેઓએ કેહું કે આ તાવીજોની ખુબીથી તેમના ઉપર કોઇની નજર નથી લાગી શકવાની'

**તા૦ ૫ મી ફેબ્રુઆરી.**—આ દીવસે કેટલાક દેશી વેપારીઓની પેહેડી ઉપર તેમને મળવા ગયા હતા, જે વખતે મદ્રાસ શેહેર કરતાં આ શેહેરની દેશી પેહેડીઓની અંદરની ગોઠવણ વધારે બેહેતર હાલતમા જોવામાં આવી હતી, તેમાં અગત કરીને આપણા પારશી વેપારીઓની પેહેડીમાં, સારો બંદોબસ્ત

દેશી જુઆનો, દરરોજ સાંજના બરોબર ચોકસ વખતે કહાગબંધ થઈ હાજર રેહે-છે, જેવા તેઓ પોતાના વખતમાં પોતાની નીશાળે ચોકસ વખતસર જઇ હાજર નહી થયલા હશે, તેમની પુરા યાદ આવી હતી! તેની સાથે કેટલાક બાબુઓનાં પાટલુન, બુટ તથા ડગલા સાથનો પોશાક જોઇને હમને આપણી મુંબઇના કેટલાક જુવાન ગબરૂઓની રંગ બેરંગી ઈજાર અથવા પાટલુન, ડગલા, તેમના હાતમાં રમતી લાકડી, તેમનો આઇગ્લાસ, અને તેમની લટકતી ચાલની પણ યાદ આવી હતી; અને આ સરખાની સાથે, તેમની કેળવણીનું ભડોલ, કલકત્તાના જુવાન કેળવણી પામેલાં બાબુઓની આવી શક્તિ સાથે સરખાવાની અછી તક મળી હતી. મુંબઇના દેશી કેળવણી પામેલા જુવાનો કરતાં કલકત્તાના દેશી કેળવણી પામેલા બાબુઓ ઘણે દરજે ચઢતા છે તેઓ આ ઉપલી પોશાકની શોશીયારીમાં જો કે પછાત પડેલા માલુમ પડયા છે, તોપણ આ બાબી હમો તેમના હકમાં બેહતર ધારીએછ. તેમજ એક બીજી અગતની બાબદ-વીશે અત્રે નોંધ કરવાની જરૂર જાણીએછ તે એ જે, કલકત્તાના જુવાન બાબુઓએ હજુરસુધી તેમની સ્ત્રીઓને પુરૂશોની જાહેર મંડળીમાં સામેલ નથી કીધી. આવી રીતના તેમના જનાની રેવાજ સાથે જો કે હમો તદન એકમળતા નથી થતા, તોએપણ આટલી વાત તો હમો કબુલ રાખીએછ કે સ્ત્રી પુરૂશો વચે યુરોપીયન લોકના રેવાજ મુજબની મધળી છુટ આપણા દેશીઓમાં નહી દાખલ થવાની તરફેણમાં હમારૂં મત છે. આપણા પારસી ટોલાના જુવાન સાહેબોએ પોતાની સ્ત્રીઓને પુરૂશોની મજલીસમાં ભીગજવાને અને પોતે પોતાના ધણી અને કુટંબીઓ સાથે જાહેરમાં જવા આવવાનો રેવાજ દાખલ કીધો છે તે જેટલે દરજે અતીયાર સુધી દાખલ થઈ ચુકો છે તે ઘણોજ થયલો સમજવો અને હવે બસ કરવી સજાવાર છે. એથી વધારે તો હવે નહીજ જવું જોઇએ, બલકે આ મધળી લીધેલી છુટને બની આવે તેમ ઘણા અંદાજથી અને ખુબ વીચારથી વાપરી તો તેથીજ ફાયદો છે. એમાં જેટલા અંદાજે રેહેશે તે ઘણો નથી બોલાવાનો. મુંબઇના હીંદુઓ અને પારસીઓ, કલકત્તાના બાબુઓના જેટલા જનાની રેવાજમાં બંધ પડેલા નથી, તેટલા હજુર તેઓ યુરોપીયન લોકના રેવાજની મધળી પાંતીની છુટ ભોગવતા થયા નથી, માટે જે સમતોલ હાલત તેઓ હાલ ભોગવેછે તેની આગળ વધવાને જેણી ડગલું હવે પછી ભરશે તે આપણી દેશી સંસારી હાલતની બાબીત ખરાબીનુ બી રોપાયલું ગણાશે.

આ વીશે હમારેથી કંઇબી કહણુ બોલાઈ શકાતુ નથી. આટલોજ ઇશારો બસ છે, કે આ ઘણીજ અગતની અને નાજુક બાબદ ઉપર આપણા દેશીઓ દુરંદેશા ભરેલુ ધીયાન પોંહોચાડી અમલ કરતા રેહેશે.

કલકત્તાના ઝાડ ઉપર ફરીને રાત્રે સાતવાગે શેઠ માણેકજીના મકાન ઉપર પાછા આવીયા. રાત્રે જમતી વેળા ઠરાવ કીધો કે બીજે દીને સડવારના મરહુમ શેઠ રૂસ્તમજી કાવસજી બનાજીનો અસલ રેહેનાનો મકાન જે ચૌરંગીથી આસરે ચાર અથવા પાચ માઈલ ઉપર છે તે જોવા જવુ, તેનીસાથે કલકત્તાની મહવારની પોહોરની રચના કેહેવી છે તેબી જોઇ લેવી.

**તા૦ ૬ ઠી ફેબ્રુઆરી** આગળા દીવસના ઠરાવ પ્રમાણે મહવારના પોહોરમા ઉઠીને શેઠ માણેકજીની સાથે એવણના મુરબીનો અસલ મકાન જોવાને નીકલીયા. જે જે રસ્તાઓ ઉપરથી હમારૂ જવુ થયુ હતુ તેમનો દેખાવ જાણે આપણે પુણાના ભવાની પેઠના રસ્તા ઉપરથી પસાર થતા હોઇએ એવો દેખાવ નજર આવીયો હતો મહનાની થંડી સારી લાગી હતી રસ્તાઉપર તે વખતે કઈ ઘણી વસ્તી નહી દેખાઈ હતી આટલા ઉપરથી એવુ જણાયું હતુ કે કલકત્તાના દેશીલોક મુંબઈના દેશી લોકની પેઠે પરોઢીયામા નથી ઊઠતા અને મહવારના સકારેથી પોત પોતાના ધધા રોજગાર સગ કામે નથી લાગી જતા કલકત્તાનુ દેશી લોક મુંબઇના જેટલું ચપળ અને ઊદીયોગી નથી જણાતું, આ બાબદ તીહાનો મહવારનો દેખાવ સારી રીતે સાબેત કરી શકેછે.

શેઠ રૂસ્તમજી કાવસજી બનાજીનો જુનો મકાન એકાત અને હવાનાળી જગા ઉપર છે પણ શેહેરથી ઘણોજ દુર છે આ જુનો પુરાણો મકાન અને તેની આસપાસનો બાગ જોયાથી હમોને મુંબઇના મેહેમની આગરી પટેલની વાડી અને ટેકા પર ટેકા આપેલા બગલો, તથા વાદરાની કેટલીક વાડીયોનીયાદ આવી હતી. ત્યાંથી પાછા ફરતા રસ્તામા તરેવાર કીસમના દુકાનો અને તેમની ઉપર લટકાવેલા નામ અને ધંધો રોજગાર જણાવાના પાટીયા જોવામા આવીયા હતા. આ પાટીયા વાચતા વાચતા હમો એક ફોટોગ્રાફરની દુકાન આગળ આવી પોહોચીયા. આ સબી પાડનારે વીશે હમને સારી ભલામણ થયાથી હમો સઘળાઓએ ઠરાવ કીધો કે એકંદર થઈ મધળાની એક સબી પડાવવી આ પુસ્તકમા જે ચીત્ર આપીયુ છે તે તે વખતે થયલા વીચારને તુરંત અમલમા

મુકેલાનું પરીણામ છે, જો કે તે વખ્તે હમારા કોઈના સ્વપનામાંભી નહી હતું કે આવું ચીત્ર આ પુસ્તકમાં આવશે.

આસરે અગીયાર વાગે પાછા ઓરંગીના મુકામપર આવી પુગા. બપોરનું ખાણું લેઇને, કલકત્તા શેહેરની મોલાકાતના રવૈયા પ્રમાણે કેટલાક સરકારી યુરોપીયન અમલદારો જેઓની ઊપર હમે મુંબઇથી ભલામણ અને ઓળખ્ખણના કાગજ પત્રો લીધાં હતાં, તેમની મુલાકાતને ગયા હતા. કલકત્તામાં અથવા તીહાંથી છેક લાહોર અને પેશાવર સુધી જીહાં જઇએ તીહાં, આવી એક માઠી રસમ ચાલુ છે, કે કોઇભી સરકારી અમલદાર, અથવા શેઠ શાહુકારની મુલાકાત કરવાને તેમના ઘરમાં ગયા હોઈએ તો તીહાં દરેક ઠેકાણે બખ્ખશીસ નામના એક કંટાળો આપનાર રવૈયાને તાબે થઈ ચાલવુ પડેછે, જેથી જેની મુલાકાતે જઇએ તેનાં ઘરના દરબાનને, કંઇભી રકમ, બખ્ખશીસ તરીકે, પાછા ફરતી વેળા આપવાને વારંવાર એક ફરજ થઈ પડેછે. આ દરબાન એવું સમજેછે કે મોલાકત કરવા આવનારનો ફકત પેગામ લઈ જઈ પોતાના શેઠને પોહોંચાડીયો અને તેથી જો મુલાકાત થઈ તો દરબાનનો "લવાજમ" અથવા "હક" લાગુ પડી ચુકો. આપણે મુલાકાત કરી પાછા ફરીયા કે દરબાન દરવાજા આગળ આપણી સાંભણે આવી, સઘળી તાજીમ તવાજેથી સલામ કરીને બોલેછે, "ગરીબપરવર, હજુર, કુછ બખ્ખશીસ." હમો આવી માંગણીથી પેહેલ વેહેલાં તાજુબ થયા હતા, પણ પાછળથી પુછતાં માલુમ પડ્યું હતું કે આ રેવાજ તો, કલકત્તાથી છેક હીંદુસ્થાનની હદ સુધી, દેશી નોકરોનો જાણે એક હક થઈ પડેલા છે. "ખુદાવદ બખ્ખશીસ," "જીહાં પનાહ બખશીસ," "ગરીબપરવર બખશીસ" આવા ચીકાસ ભરેલા શબ્દો ઠેકાંણે ઠેકાંણે સાંભળવામાં આવેછે, પછી જેવી જે પ્રાંતની માખ્ખણીયાં જબાન. આ "બખ્ખશીસ" જબરદસ્તીથી કોઈ નથી માંગતું, એ તો આપનારની ખુશીનો સોદો છે, પણ આટલું ઘણું કરીને થાયછે કે "બખ્ખશીસ" આપીયાથી જેવી જલદીથી મુલાકાત થઈ શકેછે, તેવી નહી આપીયાથી મોલાકાત કરવા જનાર શખ્ખસને ઘરના બારણા આગળ અછી રીતે તપી રેહેવું પડેછે, જેથી તેની સબુરીની ઘણીવાર જબરી તપાંસ થાયછે.

**તા૦ ૭ મી ફેબ્રુઆરી.** આ દીવસે કલકત્તાની જેલ જોવાને ગયા હતા. જેલની જગા ઘણા મોહોટા વીસ્તારવાળી છે. કેહેછે કે લગભગ તેમાં ૧૪) એકર જમીન

ગોઠાયલી છે. જેલની અંદર ફોજદારી મુકરદમાને લગતા બંધવાઓમાંના ઘણા ખરાના ફોટોગ્રાફ લીએછે, અને તેમાં એવી એક ગોઠવણ કરેલી છે કે જે બંધવાની મરજી પોતાની મબી નહી પડાવા દેવાની હોય તોબી તે નહી જાણે એવી રીતે તેની મબી છુપી રીતે લઈ લેવાની યુક્તિ કરી ગએલી છે. જેલની ઈમારતની ભોંય મધળી મલગ ઇંટની બનાવેલી છે. ઇંટ કોરવંકી મુકીયામાં આવી છે, અને તેનાં બાંધકામમાં જે ચુનો વાપરેલો છે તે ઘણોજ સારી જાતનો ચીકાસવાળો છે. કલકત્તાની ઇંટ પણ ઘણીજ પાકી અને મજબુત છે, આપણી મુંબઈની ઇંટ તેમની આગળ વટાવમાં જાણવી. જેલનો ગવરનર આ મકાન દેખાડવાને હમારી સાથે ફરીયો હતો. ત્યાર પછી કલકત્તાનો એક્સચેંજ હાલ જેમાં અફીમનું સરકારી લીલાંઊ વખતે વખત થાયછે તે જોવાને આ દીવસે ગયા હતા. આ ઠેકાણે, એટલાં તો માંણસોની થટ મળેછે, અને તીહાં એટલો તો ઘોંઘાટ થાયછે કે એક જણનું બોલવું પાસેવાળો બીજો સાંભળી શકતો નથી. લીલાંઊ કરનાર શું ભાવ બોલેછે તે કોઈથી બરોબર સંભળાતો નથી, તેથી જે ભાવ બોલાયછે, તે ભાવનો આંકડો એક પાટીયાં ઊપર મોટા અક્ષરે લખીને તે એક લાકડી ઉપર ઉંચકી આખી ભીડમાં સઘળાને દેખડાવેછે. હમોને આ ભીડમાં એટલી તો ગરમી લાગી હતી કે જો કે પવન નાખવાને પંખા ચાલતા હતા તોએપણ હમારેથી અરધો કલાક તીહાં ઉભું રેહી શકાયું નહી હતું. આટલી ભીડ, ઘોંઘાટ અને ગરમીમાં થતી આંચકા ઉચકીની ગડબડમાં પણ લીલાંઊ કરવાને અંદર બેઠેલા કેટલાક કામદારો, મહાવરાથી પોતાનું કામ મુગા મુગા ઠંડે પેટે જાણે પોતાની પેહેડી ઉપર બેઠેલા હોય તેમ ચલાવતા હતા. આ લીલાંઊમાં લખો રૂપીયાનું અફીમ સરકાર તરફથી વેચાઈ દેશી વેપારીઓના હાતમાં આવેછે વખતે વખતનો પાટીયાં ઉપર બોલાતો ભાવ બજારમાં ખબર પાડવાને કેટલાક દલાલો પાટીયું જોતાને વાર તીહાંથી દોડી જાયછે અને આ દોડાદોડીમાં, ગરબાગરી પણ જબરી થઈ પડેછે, અને કેટલાક તમાસગીરોને તેમની અચકચારી ચાલને લીધે, પોલીસને હાતે મારી પેઠે રેથી જાબી પડેછે અને તે બાધા બાદ યા તો ગઠી સલામત પોતાને ઘર અથવા તો ચોકીમાં પણ જવું પડેછે.

હમો લીલાંઊથી ફારગ થયા પછી, સરકારી મેહેલની સાંમણે મેદાનમાં "Ochterlony Monument," આક્ટરલોની માન્યુમેંટ નામનો એક મોટો

ગોઠવેલી છે. જેલની અંદર ફોજદારી મુકરદમાને લગતા બંધવાઓમાના ઘણા ખરાના ફોટોગરાફ લીધેછે, અને તેમા એવી એક ગોઠવણ કરેલી છે કે જે બંધવાની મરજી પોતાની સબી નહી પડાવા દેવાની હોય તોબી તે નહી જાણે એવી રીતે તેની સબી છુપી રીતે લઈ લેવાની યુક્તિ કરી રખેલી છે. જેલની ઈમારતની ભોંય સઘળી સલગ ઈંટની બનાવેલી છે ઈંટ કોરવંકી સુકીયામાં આવી છે, અને તેના બાંધકામમા જે ચુનો વાપરેલો છે તે ઘણોજ સારી જાતનો ચીકાસવાળો છે. કલકત્તાની ઈંટ પણ ઘણીજ પાકી અને મજબુત છે, આપણી મુંબઈની ઈંટ તેમની આગળ નરમ જાણવી. જેલનો ગવરનર આ મકાન દેખાડવાને હમારી સાથે ફરીયો હતો. ત્યાર પછી કલકત્તાનો એક્સચેંજ હાલ જેમા અફીમનું સરકારી લીલાઊ વખતે વખત થાયછે તે જોવાને આ દીવસે ગયા હતા આ ઠેકાણે, એટલા તો માણસોની ઠઠ મળેછે, અને તીહા એટલો તો ઘોંઘાટ થાયછે કે એક જણનું બોલવુ પાસેવાળો બીજો સાભળી શકતો નથી. લીલાઊ કરનાર શું ભાવ બોલેછે. તે કોઈથી બરોબર સંભળતો નથી, તેથી જે ભાવ બોલાયછે તે ભાવનો આકડો એક પાટીયા ઉપર મોટા અક્ષરે લખીને તે એક લાકડી ઉપર ઉચકી આખી ભીડમા સઘળાને દેખડાવેછે. હમોને આ ભીડમાં એટલી તો ગરમી લાગી હતી કે જો કે પવન નાખવાને પંખા ચાલતા હતા તોએપણ હમારેથી અરધો કલાક તીહા ઉભું રેહી શકાયું નહી હતું. આટલી ભીડ, ઘોંઘાટ અને ગરદીમા થતી આચકા ઉચકીની ગડમડમા પણ લીલાઊ કરવાને અંદર બેઠેલા કેટલાક કામદારો, મહાવરાથી પોતાનું કામ મુગા મુગા ઠંડે પેટે જાણે પોતાની પેહેડી ઉપર બેઠેલા હોય તેમ ચલાવતા હતા. આ લીલાઊમા લખો રુપીયાનું અફીણ સરકાર તરફથી વેચાઈ દેશી વેપારીઓના હાતમાં આવેછે વખતે વખતનો પાટીયા ઉપર બોલાનો ભાવ બજારમા ખબર પાડવાને કેટલાક દલાલો સારીકું જોતાને વાર તીહાથી દોડી જાયછે અને આ દોડાદોડીમા, ગપાગપી પણ જબરી થઈ પડેછે, અને કેટલાક તમાસગીરોને તેમની અચકચારી ચાલને લીધે, પોલીસને હાતે મારી પેઠે સેથી જમવી પડેછે, અને તે ખાધા બાદ યા તો સહી સલામત પોતાને ઘર અથવા તો ચોકીમા પણ જવુ પડેછે.

હમો લીલાઊથી ફારગ થયા પછી, સરકારી મેહેલની સામણે મેદાનમા "Ochterlony Monument," આકટરલોની માનુમેંટ નામનો એક સારો

ભાશામાં થતું ભારાણ કેવુ હશે, એ જાણવાની ઈછાથી હમો તે રાત્રે બ્રહમો સમાજની સભામાં ગયા હતા.

બ્રહ્મો સમાજ પંથનો વીગતવાર એહવાલ આ ઠેકાણે હમો આપવાની જરૂર જોતા નથી. આ સમાજ વીશે માત્ર એટલુંજ જણાવેલું બસ છે કે કેટલાક બાબુઓને મુરતીપુજા અને એકથી વધારે ઈશ્વર માનવાનું ખોટુ લાગાથી તેઓએ આ વીચાર છોડીને ફકત એકજ ઈશ્વરને માનવાનું વાજબી ધારીશું રાજારામ મોહનરાય આ વીચારનો ફેલાવો કરવામાં પેહલ વેહેલો દેશી બાબુ આગેવાન થયો હતો અને આ બ્રહમો સમાજ પંથ ઉભો કરવાનું માન એ રાજાને મળીયું છે. આ રાજાનુ ધર્મસંબંધી મત ઘણુંકરીને યુનીટેરીયન ક્રીસચીયન પંથવાળાઓના મત સાથે મળતું હતું.

જે સભામા હમો ગયા હતા તીહાંની સઘળી રીતભાત, બંદગી, ધર્મોપદેશ કરવાની રીત યુરોપીયન દેવલમાં ચાલતી રીતભાત સાથે મળતી આવતી હતી. સમાજવાળાઓએ તે સભામાં એક બે અભંગ ઈશ્વર કીરતીનાં ગાયા હતા તેની જોડની, અંગ્રેજી રાગની જોડની ઉપર રચેલી હોવાથી અને "હારમોનીયમ" સાથે ગાયાથી "યુરોપીયન દેવલમાં જેમ "હીમ" ગવાયછે તે ગાયનને આબેહુબ મળતો હતો. જો હમે બાહેર રસ્તા ઉપરથી સાંભળતે તો એમજ સમજતે કે આ ઠેકાણે કોઈ યુરોપીયનના દેવલમાં બંદગીનુ ગાયન થાયછે. ગાઈ રેહા પછી, વખાણાયલા બાબુ કેમબ ચંદ્ર સેને દેશી બંગાલી ભાશામાં ભારાણ કરી સંભળાવીયું અને કેટલાક શ્લોક ભણી સંભળાવીયા. આ શ્લોક જો કે હમો મુતલક સમજી નહી શકયા હતા તોએ પણ તેના પદોનો આવાજ, આપણા પારશી મોબેદો પેહે સારતી વખતે કેટલાક હા ભણેછે, તે પદોના આવાજને ઘણો બાગે મળતો આવતો હતો.

હાલ જમાનાના સઘળા ધર્મોમાંથી જે કંઈ સારાં તત્વો છે, તે ચુંટી કાહાડીને બ્રહ્મો સમાજવાળાઓએ પોતાનો એક નવો ધર્મ ઉત્પંન કરીયો છે. હવે એક નવો ધર્મ અથવા ફીરકો ઉભો કરી આ પૃથ્વી ઉપરના ધર્મોમાં એક નવી સંખીઆ ઉમેરવાના કરતાં, હમો ધારીએછ કે બ્રહ્મો સમાજ એકદમ એક ડગલું મજબુતાઈથી આગળ મુકીને "યુનીટેરીયન ક્રીસચીયન" ટોલાના મત સાથે મળી જાય તો; બ્રહમો સમાજ એકદમ મુસ્તકીમ પાયા ઉપર આવી શકશે.

મીનારો છે તે જોવાને ગયા. આ મીનારો, મેજર જનરલ સર ડેવીડ આકટરલોની નામના એક લશકરી સરદારની, લડાઈમાં અને રાજ દરબારી કામ કાજમાં, મેળવેલી કીર્તિની જાહેર યાદગારી રાખવાને ઊભો કરવામાં આવીયો છે. આ શુરા સરદારનું મત હીંદુસ્થાનના ઈસલામી લોક તરફ વધારે માન ભરેલું હોવાથી, આ મીનારાની બાંધણી, આ લોકની આગલી જાહોજલાલીના વખતના તરીકા મુજબની કરીયામાં આવી છે, જેથી તેની રોનક દીલ્લીના કુતબ મીનારને ઘણું કરીને મળતી આવેછે. અગત કરીને આ મીનારાને મથાલે જે બે તબક્કા કરેલા છે તે કુતબ મીનાર સાથે વધારે એકસરખા- માલુમ પડેછે. આ બંધે મીનારાનાં ચીત્રો જોયાથી ઉપલી હકીકત બરોબર ધીયાનમાં આવી શકશે. આકટરલોની-નો મીનારો ૧૬૦ એક સો સાઠ ફુટ ઊંચો છે, એનો પાયો અથવા બેઠક, મીસર દેશની બાંધણીની રોનકની કરેલી છે. આ આખી બાંધણી પાછળ રૂ ૩૫૦૦૦, લાગા છે. જેબી શખ્સ જરા તસદી લઇને આ મીનારાના ગોલ ચકરીદાર દાદરે ઉપર ચઢી, મીનારાને મથાલે પોહોંચી જે દેખાવ આસપાસ જોશે તેની મેહનતનો બદલો સારીપેઠે વળી શકશે, એવું હમો માનીએછ. આ ઊંચાણપરથી કલકત્તાનું આખું શેહેર અને તેને લગતાં મીઠાંના સરોવરો છેક દુર સુધી ખુલા નજરે પડી શકેછે, જે દેખાવ ખરેખર જોવા લાયક છે.

એજ દીને મહમદન કાલેજ અથવા જેને મદરેશા નામથી પણ બોલેછે તે જોઈ હતી. વેલસ્લી સ્કોયર નામના રસ્તા ઉપર આ ખાતાંની ઈમારત છે, જે ઈ. સ ૧૭૮૦ ના સાલમાં નામદાર વારન હેસટીંગ, મહમદન લોકને આરબી જબાનની પુરતી માહીતગારી આપવાને સ્થાપી હતી. એ સ્થાપવામાં હીંદુસ્થાનના આ પેહેલ વેહેલા ગવરનર જનરલની એક ભલી નેમ એ હતી કે આબરૂદાર અને ઊંચ કુટંબના ગ્રૃહસ્થોને મહમદન કાયદા કાનુનોથી સારીપેઠે વાકેફગાર કરવા, જેથી તેઓ ઈનસાફની દરબારમાં લાયક જાહેર અમલદારોની પદવી ઉપર ચઢી શકે અને પોતાના દેશનો કારભાર પોતે ચલાવાને શકતીવાન થાય.

સાંજના પાછા ફરતી વખતે હમોને ખબર પડી કે કલકત્તાના કેટલાક સુધારકોએ બ્રહમો સમાજ નામનો એક નવો પંથ ઉભો કરીઓ છે તે પંથવાળાઓની એક જાહેર સભા તે દીવસે મળનાર છે. આ નવાઈ જેવા પંથની સભા તથા તેમાં ઇંગ્રેજી વાજંત્ર "હારમોનીયમ" સાથે થતી બંદગી અને બાબુ લોકની દેશી

ભારામાં થતું ભારાણ કેવું હશે, એ જાણવાની ઇછાથી હમો તે રાત્રે બ્રહ્મો સમાજની સભામાં ગયા હતા.

બ્રહ્મો સમાજ પંથનો વીગતવાર એહવાલ આ ઠેકાણે હમો આપવાની જરૂર જોતા નથી. આ સમાજ વીશે માત્ર એટલુંજ જણાવેલું બસ છે કે કેટલાક બાબુઓને મુરતીપુજા અને એકથી વધારે ઇશ્વર માનવાનું ખોટું લાગાથી તેઓએ આ વીચાર છોડીને ફકત એકજ ઇશ્વરને માનવાનું વાજબી ધારીયું રાજારામ મોહનરાય આ વીચારનો ફેલાવો કરવામાં પેહલ વેહેલો દેશી બાબુ આગેવાન થયો હતો અને આ બ્રહ્મો સમાજ પંથ ઉભો કરવાનું માન એ રાજાને મળીયું છે. આ રાજાનુ ધર્મસંબંધી મત ઘણુંકરીને યુનીટેરીયન ક્રીસચીયન પંથવાળાઓના મત સાથે મળતું હતું.

જે સભામાં હમો ગયા હતા તીહાંની સઘળી રીતભાંત, બંદગી, ધર્મોપદેશ કરવાની રીત યુરોપીયન દેવલમાં ચાલતી રીતભાંત સાથે મળતી આવતી હતી. સમાજવાળાઓએ તે સભામાં એક બે અભંગ ઇશ્વર કીરતીનાં ગાયા હતા તેની જોડની, ઇંગ્રેજી ગગની જોડની ઉપર રચેલી હોવાથી અને "હારમોનીયમ" સાથે ગાયાથી "યુરોપીયન દેવલમાં જેમ "હીમ" ગવાયછે તે ગાયનને આબેહુબ મળતો હતો. જો હમે બાહેર રસ્તા ઉપરથી સાંભળતે તો એમજ સમજતે કે આ ઠેકાણે કોઈ યુરોપીયનના દેવલમાં બંદગીનું ગાયન થાયછે. ગાઈ રેહા પછી, વખણાયલા બાબુ કેમબ ચંદ્રસેને દેશી બંગાલી ભારામાં ભારાણ કરી સંભળાવીયું અને કેટલાક શ્લોક ભણી સંભળાવીયા. આ શ્લોક જો કે હમો મુતલક સમજી નહી શકયા હતા તોએ પણ તેના પદોનો આવાજ, આપણા પારસી ઓબેદો પેહેસારતી વખતે કેટલાક હા ભણેછે, તે પદોના આવાજને ઘણો ખરો મળતો આવતો હતો.

હાલ જમાનાના સઘળા ધર્મોમાંથી જે કંઈ સારાં તત્વો છે, તે ચુંટી કાહાડીને બ્રહ્મો સમાજવાળાઓએ પોતાનો એક નવો ધર્મ ઉત્પંન કરીયો છે. હવે એક નવો ધર્મ અથવા ફીરકો ઉભો કરી આ પૃથ્વી ઉપરના ધર્મોમાં એક નવી સંખીઆ ઉમેરવાના કરતાં, હમો ધારીએછ કે બ્રહ્મો સમાજ એકદમ એક ડગલું મજબુતાઈથી આગળ મુકીને "યુનીટેરીયન ક્રીસચીયન" ટોલાના મત સાથે મળી જાય તો, બ્રહ્મો સમાજ એકદમ મુસ્તકીમ પાયા ઉપર આવી ચકશે.

તેવણની પીઠ ઉપર લાંબા વખતની એક મોટી વસુડી થયલી હતી, જેથી તેમને સુવા બેસવાને ઘણી ઈજા ખમવી પડતી હતી, તે વસુડી આપણા ચંચલ ડાકટર ભાઉ દાજીએ, સહવારના પોહોરમાં ચીરી કાહાડી હતી. આ વસુડીનું કદ એક નાહાના પેર જેટલું હતું. આ વસુડી એટલી તો ચપળાઈથી કાપી કાહાડી હતી કે દરદીને દવાથી બેસુધ કરવાની પણ જરૂર પડી નહી હતી.

કલકત્તાની "બોટાનીકલ ગારડન" જોવા જતાં, કીલ્લામાં થઇને પણ નદી કીનારે જવાનો રસ્તો હતો, તેથી એક ફેરામાં કીલ્લો અને બાગ જોવાને સાથે બની આવવા સારૂ, પેહેલાં હમોએ હમારી ગાડી કીલ્લા તરફ લઈજવાનો હુકમ આપીયો હતો. હમારો ભોમીયો અણજાણ્યો હોવાથી કીલ્લાની અંદર દાખલ થવાના દરવાજા વાટે જવાને બદલે કીલ્લાની અંદરથી બાહેર નીકળવાના દરવાજા વાટે હમારી ગાડીઓ અંદર દાખલ કીધી હતી, જે થોડુંક આગળ ચાલતાં પેહેરો ભરનાર સીપાઈએ અટકાવી હતી અને સીધે દરવાજે કીલ્લામાં જવાને કેહું હતું, જે ઉપરથી હમોને હમારી ગાડીયો ફેરવી સીધે દરવાજે દાખલ થવું પડ્યું હતું.

કલકત્તાના કીલ્લા વીશે વીગતવાર બયાન વાચવું હોય તો હામીલટન ગેજેટીયરની બીજી આવૃત્તીના વાલમ પેહેલાના સફે ૩૧૭ થી ૩૧૯ સુધીમાં તે આપેલું છે. હમો અત્રે કેટલીક અગતની બાબદો જે ઉપર હમારૂં ધીયાન તે વખતે પોહોંચાયું હતું, તે આ ઠેકાણે લખી જણાવીએછ. પેહેલી બીના જેની ઉપર હમારૂં મન લાગ્યું, તે એ હતી કે જેવા કીલ્લામાં હમો દાખલ થયા કે તીહાંના રસ્તા એવા તો તજુર્મલથી બનાવેલા અને સફાઇદાર માલુમ પડ્યા હતા કે હમારા સઘળા જણનાં મોહોડામાંથી એકજ આવાજ નીકલીયો કે જુઓ, કલકત્તાના શેહેરના રસ્તા કેવા ગલીચ અને જુઓ જીહાં ઈંગ્રેજી લસ્કર વરોછે તીહાંની જગા અને તેની સફાઈ કેટલી ગરગ છે. કીલ્લામાં ઘણું ખરૂં લશકર યુરોપીયન લોકનું છે, અને દેશી લશકરના કેટલાક સીપાઇઓને માત્રે વારી પ્રમાણે ફેરબદલ કરતા રાખેલા છે. કીલ્લામાં નજદીક ૧૫૦૦૦ પંદર હજાર માણસ રેહી શકે એટલી જગા છે. અંદરની જગા ખુલી અને લીલાત્રી ભરેલી છે, તેમાં ફરવા હરવાની પગતીઓ બનાવેલી છે. અને થંડક છાંયડા સારૂ કતારબંધ ઝાડો ઉગાડેલા છે, અને ઠેકાણે ઠેકાણે તોપના નાહાના મોહોરા ગોળાઓને એવા તો તરેવાર આકારમાં રચી ગોઠવેલા છે કે તેમના ઢગો જોયાથી જેવી એક તરફથી દેહેરાત તેવી બીજી તરફથી ખુશાલી ઉત્પન થાયછે.

કીલ્લામાં દાખલ થવાને પણ દરવાજા વટાવા પડેછે, અને જેમ આપણા મુંબઇમાં આગળ કોટની આસપાસ ચર હતી તે મુઆફક દરેક દરવાજાની હદે કીલ્લાને ફરતી ચર છે, જેમાંની કોઈ સુકી અને કોઈમાં પાણી હતું. આવો ફરતો કોટ, આઠ ખુણાનો બાંધેલા છે, જે કોટ, પ્લાસીની લડાઈ ઇંગ્રેજ લોક જીતીયા પછી ઇ૦ સ૦ ૧૭૫૭ ના સાલમાં લાર્ડ કલાઇવે બંધાવાને શરૂ કીધો હતો. એવું કેહેછે કે, આખા હીંદુસ્થાન વચે આ કીલ્લો ઘણોજ મજબુત છે, અને લડાઈની વખતે સારીપેઠે બચાવ કરવાના કાયદા કાનુનો મુજબ તે બાંધેલા છે. કીલ્લાનો થોડો ભાગ નદી તરફ આવેલો છે જે બાજુ તોપોની ગોઠવણથી ઘણીજ મજબુત કરી રાખેલી છે, અને જમીન તરફથી તો આ કીલ્લા ઉપર ધમારો થવાની કંઇજ ધારતી રાખવામાં આવતીજ નથી. કીલ્લામાં, કેટલાક પીવાના પાણીના કુવા નદીના પાણીથી છેક ૧૫૦૦ ફુટ દુર છે. તેમાંનું પાણી ગરમીની રૂતુમાં ખારૂં થઇ પીવાને નાલાયક થઇ પડછે. તેથી સરકારે વરસાદનું પાણી ભરી રાખવાને મોહોટ મોહોટી ટાંકીયો બંધાવી છે.

કલકત્તા શેહેરમાં પીવાનું પાણી ઘણું કરીને લોક નદીનું વાપરેછે. અથવા જેણી કુવા છે તેમાં ઘણા ખરા નદીનાજ પાણીના ઝરા લાગેલા હોયછે. આ કુવાઓમાં કેટલાકનાં પાણી થોડી મુદત સુધી સારી હાલતમાં રેહી શકેછે, પણ જેમ જેમ ગરમીના દીવસ નજદીક આવતા જાયછે તેમ તેમ તે પાણી ખોરચાં અને પછવાડેથી ઘણા ખારાં થઈ પડેછે. કેટલેક ઠેકાણે, કલકત્તામાં વરસાદનું પાણી જાથુક પીવાને, ટાંકાની પેઠે મોહોટી બરણીઓ અથવા ઝાલાઓમાં ભરી રાખેછે. આ બરણીઓમાં વરસાદના દીવસ ઉપર પાણી ભરી લીએછે, અને દરેક બરણીની અંદર લાલ તપાવેલાં લોહોડાંનો એક સળીયો ટાંગી મુકેછે અને પછી બરણીનું મોહોડું તજ્જુ-મલથી ઢાંકી બંધ રાખેછે. આ લોહોડાંનાં સળીયાથી, લાંબી મુદત સુધી પાણી સફાઇ ભરેલું રેહી શકેછે અને તેમાં જીવ નથી પડતા. આવી રીતે રાખેલું પાણી પીવામાં ટાંકાંના પાણી જેવા સ્વાદ આપેછે, જો કે એના કરતાં કેટલેક ઠેકાણે કુવાના પાણી ગોરમાં લાગેછે, તોએ પણ તે વધારે હજમીઅત છે.

કીલ્લામાંથી પાછા બાહેર નીકળતાં, પ્રીનસેપ્સ ઘાટ આગળ આવી પુગા હતા. આ ઘાટનું ચીત્ર આપેલું છે. ઘાટ શબ્દનો અર્થ આ લત્તા ઉપર અને આખા હીંદુસ્તાનમાં "દરવાજો" અથવા "જવા આવવાનો રસ્તો" કરીને થાયછે. જમીન

ઉપર થઈ નદી ઉપર જવું હોય અથવા નદી ઉપરથી ઉતરી જમીન ઉપર આવવું હોય તો જે ઠેકાણેથી અથવા માર્ગેથી વાહાણ ઉપર જઈએ અથવા તીહાંથી ઉતરીએ તે રસ્તાને બંગાલ પ્રાંતમાં ઘાટ કરીને બોલેછે. "પ્રીનસેપ્સ ઘાટ" નામનો હુગલી નદી ઉપર જવાનો એક રસ્તો છે, તે રસ્તાઉપર એક ઘણીજ સુંદર ઈમારત બાંધેલી છે અને તે ઈમારતનું નામ, "પ્રીનસેપ્સ ઘાટ" કરીને કલકત્તાના દેશીઓએ આપેલું છે. મી. જેમ્સ પ્રીનસેપ્સ, ઉગમણ પ્રાંતની ભાશા અને તેને લગતી બાબદોનું પુશ્કળ જ્ઞાન ધરાવનાર એક નામાંકીત વીદ્યાર્થી થઈ ગયો છે. આ વીદ્યાન પુરૂશે ઉગમણ પ્રાંતના એલમના અભીયાસનો વધારો કરવાને અને આ તરફની પુરાણી બાબદો ઉપર અજવાલું પાડવાને ઘણીજ મેહનત કરી છે, તેની યાદગારી કાયમ રાખવાને કલકત્તાના શેહેરી રેહેવાશીઓએ આ "પ્રીનસેપ્સ ઘાટ" ની સુંદર ઈમારત બંધાવી છે.

નદી કીનારે આવી પોહોંચીયા પછી, બોટાનીકલ ગારડનમાં જવા સારૂ, બોટમાં બેસીને નદી પાર કરી હતી. કીનારા આગળ પુશ્કળ કીચલ હોવાથી હમો દરેક જણને ચાર હાથાવાળા એક પાટીયાં ઉપર બેસાડીને, ચાર ખલાસીઓ-પાલખી ઉચકે તેમ ઉંચકીને બોટમાં લઈગયા હતા. બોટ, નદીની સાંમી બાજુના કીનારા ઉપર જઈ પુગા પછી, હમને એક લાખંડી સીડીડીવાળા ભાગ ઉપર ઉતારીયા હતા, જે ઉપર થઈ "બોટાનીકલ ગારડનમાં જવાનો રસ્તો હતો.

કલકત્તાના આ મોહોટા સરકારી બાગનું બયાન આ ઠેકાણે કરવું હમારી શક્તીથી દુર છે. જે બાગનો નજદીક ત્રણથી ચાર માઈલ વીસ્તાર છે અને જેમાં, સહરાવીને નથી બોલતા પણ, ઘણું કરીને આખી પૃથ્વીની વનસ્પતી અને ઝાડો અને રોપા અને ફુલ પાનના નમુનાનો એક રાખશમી જમાવ કરેલો છે, જેમાં ફરી વળવાને અને જોવાને નજદીક એક આખાં અઠવાડીયાનો વખત પણ પુરતો નથી ગણાવાનો, તે બાગ હમો બેચાર કલાકમાં જોઈ વળીયા, તારે હમોએ કેટલું થોડું જોયું હશે, તે વાચનારે સમજી લેવું. તોએખી આટલા થોડા વખતમાં હમારી સાથે તીહાંનો એક યુરોપીયન રખેવાલ આવીને, બાગનો જે જોવાલાયક ભાગ હતો, તે તેણે દેખડાવીયો હતો. હમારા વીદ્વાન મીત્ર ડાકટર ભાઉ દાજીની સાથે ફરતાં પણ બાગનો બીજો કેટલોક ભાગ હમો સારી પેઠે જોઇ તથા પીછાની શક્યા હતા. બાગમાં ફરીને ફકત જોવું, અને જોઇને તે પીછાનવું, આ બે વાતમાં ઘણોજ ફેર

છે. વીદ્વાન લોકની સાથે ફરવામાં એક મોહોટો ફાયદો એ છે, કે જેવી આપણી સાંભળે નજરે પડેછે તે શું છે, તેનો ઉપયોગ શું, તેમાં કહયા કહયા ગુણો છે, આ સઘળી બાબદની આપણને સમજણ મળી શકેછે. હમને હમારા ઈંગ્રેજ ભોમીયાએ નજદીક ૯૦) નેવું જુદી જુદી તરાના ગોલાબ દેખડાવીયા હતા. હમારો ભોમીયો બાગાયતની બાબદમાં અછો માહીતગાર હતો. તેણે, નાળીએરીની તાડ, ખજુરી અને કેડની નજદીક ૧૦) દસ જુદી જુદી જાત બતલાવી હતી, જેમાંની કેટલીક અમેરીકાથી લાવીયા હતા, કેટલીક આફરીકા અને કેટલીક મીસર દેશમાંથી લાવેલી પેદાસ હતી. સાગુ એોખાના ઝાડો જે એજ જાતની અંદર છે, તે ઘણાંજ સુંદર ખીલી રેહેલાં હતાં. લાંકડાનાં ઝાડોમાં, આપણું સાગ, ઇંગ્રેજી એોક, મહાગની, દેવદાર, ફર, ફણમી, સીસમ, અબનુસ વગેરે બીજી ઘણી જાત હતી. તેમજ મેવા અને ફુલોના ઝાડો પણ ઘણાંજ હતાં, તે સઘળાનું તો બયાન આ ટુંક જગામાં થઈ શકતુંજ નથી. માટે આટલુંજ જણાવેલું બસ છે કે આ બાગોમાં યુરોપખંડ અને થંડીના મુલકના તરેવાર ઝાડપાનો, જેમાં નીપાલદેશ અને હીમાલેયા પરવત આગળની જમીન ઉપરના કેટલાંક ઝાડો; જાવા, સુમાત્રા, મલાકા, પીનાંગ અને આ લતા તરફના મેવા તથા મસાલાના ઝાડો, આફ્રીકાખંડના, કેપ આગળના મંસ્થાનના, તથા અમેરીકા ખંડ અને બ્રેઝીલ દેશના ઝાડોનો એક પસંદ અને જોવાલાયક સંગ્રહ, આ કલકત્તાના બોટાનીકલ બાગમાં હમારી જોવામાં આવીયો હતો. થંડીના દેશવાળા કેટલાંક રોપાને તજુમલથી કાચના ઘરમાં ઉગાડીયામાં આવેલા હતા, અને તેમની જોઈતી બરદાશ્ત કરવાની ગોઠવણો કરેલી હતી, પણ એવા રોપ માત્રે થોડાજ નમુના તરીકેના હતા. આ બાગમાં ફરતાં જે થોડા વારમાં હમોને ઝાડપાન વીશે કેટલુંક જ્ઞાન મળીયું હતું, તેટલું આ દેશના કોઈ બીજાં ઠેકાણા ઉપર નહી મળી શકયું હતું.

આ બાગમાં બેચાર ઠેકાણે બેસવા ઉઠવાના અને આરામએશ તથા નાશ્તો પાણી લેવાના કેટલાક મકાનો બાંધેલા છે. કેટલાક મકાનોમાં કાચના મોહોટ મોહોટાં ઓરડા બનાવેલા છે, જેમાં થંડ દેશના ઝાડપાનોને સઘળી તજુમલથી ઉગાડીયામાં આવેછે. બાગમાં કેટલીક જગો ઉપર કેટલાક નામીચા પુરશોના બાવલાં પણ મુકેલાં છે, તે સઘળાનું બયાન અત્રે આપી શકતા નથી. આ મોહોટા બાગની સઘળી જમીન લોકઉપયોગ સારૂ બાગ બનાવાને, જનરલ કીડે મુકરર બખશીસ



REFRESHMFNT ROOMS FDEN GARDENS _CAICUTTA

• ઇડન બાગમા [illegible] કલકત્તા

7

શખ્શ આપી હતી, જેના બદલામાં આ મખી ગૃહસ્થનું બાવલુ આ બાગમાં મુકીયામાં આવીયું છે, એવું હમોને હમાગ ભોમીયાએ કેહુ હતું. જનગલ કીડને આ જગા, બંગાલાના તે વખ્તના સુબેદારને હાતથી બખ્શેશ તરીકે મલી હતી. બીજું બાવલું પ્રખ્યાત થયલા Roxburgh નું જોયું હતું, જે શખ્સ ઝાડપાનને લગેતાં શાસ્ત્રમાં એક વખણાયલો વીદ્વાન થઇ ગયો છે. આ બાવલાંની ઊપર જે લેખ કોતરેલો છે તે લાટીન ભાગામાં જોડેલો છે, પણ તેનો તરજુમો ઇંગ્રેજીમાં નીચે મુજબ કરીયો છે —

"Whoover thou art present here; if the amenity of the place imbues thy mind with suavity, or admonishes thee to feel piously of God,

Honour thou

Roxburgh

the Superintendent of these Gardens, a man distinguished for his knowledge of Botany, and a great adept at rural amenities.

His country preserves his ashes
His genius flourishes here
Be thou favourable and persevere.

B. M. P. C. [Erected by his] surviving Friends. A. D. 1821.

ઉપલી ઇંગ્રેજીનો નીચે મુજબ તરજુમો ગુજરાતીમાં કરીયો છે:—

"હીયાં હાજર થયલા શખ્સ, જેવી કોઇ તું હોય, જો આ જગાની ખુશનુમાઇથી તારૂં મન ખુશ ખુશાલ થતું હોય અથવા ખુદા તરફ પવીત્રાઈ ભરેલુ કરવાને તુંને તે જગ્યાથી બોધ કરતું હોય તો,

માન આપજે તુ

ગકમબરગને

જે આ બાગોનો ઉપરી થઈ ગયો છે અને જે પુરૂષ ઝાડપાનની વીદ્યાનુ જ્ઞાન ધરાવામાં વખણાઈ ગયો છે અને જે બાગ બગીચાને લગતી મેહમાનદારી અને ખુબીઓમાં એક મગદુર દોસ્ત થઈ ગયો છે.

એના રેશે એની મીટી જાળવી રખી છે,
એના મગજની ખુબી હીયાં ખીલી રેહી છે.
તું મેહેરબાન અને ઉદ્યોગી રેહેજે.

બી. એમ. પી. સી* એની પાછળના એના દોસ્તોએ ઉભુ કીધું છે.

ઈ. સ. ૧૮૨૧.

* આ અક્ષરોની સમજ પડતી નથી.—ગ્રંથકર્તા.

બાગમાં ફરતા ફરતા છેક થાકી ગયા હતા, તથા હમાગમાથી એક્કુ બે જણ એક બીજાથી છુટા પડવાથી ભુલા પડીયા હતા અને તેમને પાછા આવી મળતાં ઘણીજ અસુર થઈ પડી હતી. હમારી સાથે લીધેલું ભાતીયુ એક મકાનમાં બેસીને, ગાંઠીપેઠે જમીયા અને સુરજ આથમીયા પછી, બાગમાંથી નીકળ્યા હતા. ભરતી પણ પુર ચઢેલી હતી તેથી નદીનાં પાણી છેક સીડી સુધી આવી પુગાં હતાં, જેથી જમીન ઉપરથી એકદમ બોટમાં બેશી શક્યા હતા, અને આગળની પેઠે પેલાં પાટીયાં ઉપર બેસીને બોટમાં જવાની જરૂર નહી પડી હતી. સાંજની વખતે નદી પસાર કરતાં હમારી આમપાસ હજારો વાંહાણો અને દેશી મછવાની ગીચ હોવાથી, તેમની વચેથી હમારી બોટ પસાર થતી હતી, તે દેખાવ ઘણોજ ખુબસુરત લાગતો હતો. હમોએ હમારી બોટને હલેસા મારનાર દેશી ખલાસીઓને તેમનુ ગાયન ગાવાને ફરમાશ કરી હતી, પણ તે વીરો હમારી ઇછા પુરી નહી પડી હતી, કારણ એક્કુ બે જણે ગાવાનુ શીરૂ કીધુ તેમને બીજાઓએ ઊંચકી નહી આપાયાથી તે ફોરેશ પડી ભાગી હતી. દેશે દેશના ખલાસીઓના તથા ગાડીવાનોના અને એહનતુ મજૂર લોકના રાગ અને ગાયન ઉપર તે લોકના કેટલાક વીચાર, તેમના ધંધા પેશાની ઢબ, તેમનો જાતી શોખ, તેમના નીતી વીચાર વીગેરે ઘણી બીજી મસાગી બાબદો આપણને માલુમ પડી શકેછે, માટે ખુદરતના શોખીઓએ કોઈબી દેશના એવા લોકનુ ગાયન અગત કરીને સાંભળવુ જોઈએછ.

**તા૦ ૯ મી ફેબ્રુઆરી.** આ દીને કલકત્તાની "બેથ્યુન ફીમેલ સ્કુલ" જોવાને ગયા હતા. નામદાર બેથ્યુન જેનું નામ કલકત્તાના રેહેવાશીઓના મોહોડામાં રમી રેહેલુ છે, જેની ઉલટ દેશી લોકને કેળવણીમાં વધેલા જોવાની મશહુર થયલી છે અને તેમાં અગત કરીને સ્ત્રીકેળવણી દાખલ કરવામા આ નામદારે કલકત્તા શેહેરમાં જે આગેવાની કરી છે, તેની યાદગારી રાખવાને દેશીઓએ આ નામદારને સારૂ એક જાહેર ઉઘરાણુ કરીયુ હતું, જે રકમમાં આ દેશી લોકના ખાસ હેતાળુ મીત્રે બીજી પોતાની તરફની રકમ ઉમેરીને સઘળી રકમ દેશી સ્ત્રીકેળવણી પછવાડે ખરચવાને એક કમીટીને સ્વાધીન કીધી હતી. આ રકમમાંથી બેથ્યુનના નામની, સ્ત્રીકેળવણીની એક નીશાળ સ્થાપવામાં આવી હતી અને આ નીશાળને માટે એક સારી શોભાઈતી અને કીમતી ઈમારત કલકત્તામાં બાંધેલી છે. આ ઈમારતમાં છોકરીઓને લાયકની સગવડ સારી પેઠે કરેલી છે

જે દીવશે હમો આ નીશાળ જોવાને ગયા હતા તે દીવશે તીહાં નજદીક ૧૦૪) દેશી છોકરીઓ હાજર હતી. દર રોજ ૭૦) છોકરીઓ કેળવણી લેવાને સરાસરી, હાજર રેહેતી હતી એવું હમોને નીશાળની યુરોપીયન સ્ત્રીશીક્ષક અને ઉપરીએ જણાવીયું હતું. છોકરીઓને દેશીભાશા વાંચવા, લખવા અને સાધારણ સાદા પણ ઉપયોગી હીસાબ શીકવવામાં આવતા હતા. સંસાર ઉપયોગી પરચુરણ બાબદોનું ગ્નાન અને સીવા સાંધવાનું કામ પણ સીખાડવામાં આવતું હતું. ગાવાનું અથવા વાજીંત્ર વગાડવાનું હીયાં નહી શીકવવામાં આવતું હતું. ૬ વરશની ઉપરની અને આસરે ૮ વરસની અંદરની નાહાની છોકરીઓનાં કુમલાં મનની અને શરીરની ચપલાઈ ખીલવવાને તેમની પાસે દીવસમાં એક કલાક કસરત કરવાનો એક વરગ બનાવીયો હતો, તે વરગની તપાસ હમારી સાંભણે કરી દેખડાવી હતી, જે જોયાથી હમો ખુશી થયા હતા કે કલકત્તાની નાહાની છોકરીઓ જો લાયક કેળવણી લીએ અથવા વધારે ચોકસાઈથી બોલીએ તો, જો તેમને લાયક કેળવણી વખતસરની આપીયામાં આવે તો તે છોકરીઓ આપણી પારસી છોકરીઓ જેવીજ ચબરાક બલકે કોઈ કોઈ વધારે સરસ નીવડી શકે, એવું હમારૂં મત છે.

* કલકત્તાની સ્ત્રીકેળવણી જો કે મુંબઈ ઇલાકાની સ્ત્રીકેળવણીથી ઓછી દેખાયછે, પણ તે ઉપર આપણા મુંબઈવાળા દેશીઓએ ભુલાવો નહી ખાવો જોઈએછ. મુંબઈવાળા સ્ત્રીકેળવણીમાં જે ઘણા વખણાઈ ગયા છે, તે માત્રે તેમના બાહેરના ભપકા ભરેલા દેખાવથી અને જબરો માહોટો પોધાટ કીધાથી થયા છે! હીંદુઓ કરતાં પારસીઓએ કેળવણી આપવામાં વધારે ઉલટ દેખડવી છે આવીશે તો કોઈથી ના નહી કેહેવાશે. પણ આ સઘળા ભપકાનું પરિણામ આપણે તપાસોએ તો એટલુંજ નીકળેછે, કે દસ વરસ થયા કેળવણી દાખલ થયાં છતાં આજ સુધી કોઈબી દેશી છોકરી કેળવણી આપવાને અથવા નીશાળ ચલાવાને લાયક થયલી જણાઈ નથી. કોઈબી દેશી સ્ત્રીએ પોતે નીશાળ સ્થાપવાની અથવા તેવી એકુ ચલાવાની હીકમત કરી નથી. નીશાળમાં જતી છોકરી દસ અથવા અગીઆર વરસની થવા આવી એટલે તે નીશાળ છોડી જવાની તઇઆરીમાં હોયછે અથવા તેને છોડાવાની સઘળી તરફથી તજવીજો થાયછે. કોઈબી એક સ્ત્રીએ પોતાની દેશી ભાશામાં એકુ નાહાની ચોપડી

અથવા ચોપાનીઉં નથી લખીઉં અથવા ઇબારત બંધી ભરેલો એકુ ચીઠી વટીક હજુર સુધી કોઈ પારસી અથવા અનેની હીંદુ સ્ત્રીને હાતનો ચોઓ લખાયલો જાહેર અથવા બાતીનમાં માલુમ નથી પડીયો. તારે આજ દસ વરસના લાંબી મુદતમાં સ્ત્રીકેળવણી ખાતાંઓથી જે પરીણામ અત્રે નીપજીયાં છે તે ખાલી દેખાવ ઉપર આપણુ સઘળાઓએ સારી પેઠ વીચાર કરવો જોઇએછ, અને ખરેખરો સુધારો દાખલ કરવાની, આ અગતની બાબદમાં મારી કોશેસ કરવી જરૂર છે, અને અમસ્થો ખાલી દમામ દેખડાવી પોતાને અને બીજાઓને ભુલાવામાં નહી નાખવા જોઇએછ કે મુબઈમાં સ્ત્રીકેળવણી સંપૂર્ણ થઈ પડી છે !

હમો જો ભુલાવો નહી ખાતા હોઈએ તો હમારૂં આધીન મત એવું છે કે જો કે કલકત્તાના બાનુઓમા સ્ત્રીકેળવણીએ આપણા જેટલો પસારો નથી કીધેલો એવુ આપણુને બાહેરથી જણાયછે, તો પણ તેઓમાં છુપી સ્ત્રીકેળવણી ઘણીજ મારી રીતિ ચાલેછે. જેને "Zanana education" "જનાના એજ્યુકેશન" કરીને કેહેછે તેવી રીતે હમો ધારીએછ કે કલકત્તાના ઘણા ખરાં કુટંબોમાં ખાનગી કેળવણી અને તે વળીસાગ પાયા ઉપર ચાલેછે. આ હમાગ વીચારને વખણાયલા બાબુ કેમબ ચંદ્રના જાહેર મતથી ટેકો મળેછે. આ બાબુએ પણ એવું જાહેર કીધું છે કે જોકે કલકત્તામાં મુંબઈની પેરે જાહેર સ્ત્રીકેળવણીની નીશાળો ઉઘડેલી• નથી તોએપણ ઘણાક કુટંબમાં ખાનગી કેળવણી આપવાની ચાલ જારી થયલી છે, જેમાં યુરોપીયન સ્ત્રીઓ મુગે મોહોડે પણ ખરાં દીલથી કેળવણીના આશીરવાદ અછી રીતે નાખતી રેહેલી છે. થોડા વખતમાં માલુમ પડશે કે સ્ત્રીકેળવણી કહ્યા પ્રાતોમાં કેવી જાતના ફળ ઉતપન્ન કરેછે અને આથી દેશી સંસારી હાલતમાં કેટલો સુધારો દાખલ થઈ શકેછે મુંબઈએ સ્ત્રીકેળવણીમાં જાહેર આગેવાની અને પેહેલ કરી છે, તેની સાથે જબરદસ્ત દમામ પણ કરી જણાવીયો છે, પણ કલકત્તાએ પોતાના જનાની રેવાજને વળગી રેહી આ આગતના સુધારામાં છુપી રીતિ વધવાને આગળ પગલું મુકયું છે, તેમાં હવે માત્રે જોવાનું રેહુ છે, કે કોણ સમાગ્ની સુખાકારી વધારવામાં વધારે અને ખરી ફતેમંદી મેળવેછે. કલકત્તાની દેશી સ્ત્રીઓમાંથી એકથી વધારે નામ આજ સુધીમાં તો સંભળાઈ ચુકાં છે કે તેઓમાંની કોઈ ગ્રંથકર્તા છે, કોઇ સંસ્કૃત ભાષાની અછી માહીતગારી ધરાવનાર છે; કોઈ કવીતા જોડનાર કવીણ છે; પણ મુંબઈની દેશી સ્ત્રીઓમાથી, (પછી સું

પારસીની કે શું હીંદુઓની ) આજ સુધી કોઇનું નામ આવી ખુબી ધરાવતું નથી સંભળાયું. માત્રે જે સાંભળવામાં અને જોવામાં આવીયું છે, તે એટલુંજ છે કે મુંબઇની હીંદુ તથા પારસી સ્ત્રીઓમાંની કેટલીકોએ બુટ, ઇસ્ટાકીન, કસબી ટોપી પેહેરી પોતાના બદનને સુશોભીત કરવામાં અને યુરોપીયન લોકની રસમ મુજબ કેટલીક છુટ લેઈ બાહેર ફરવા હરવા અને મરદોની મીજલસમાં આમેજ થવાનો સુધારો કરવામાં હીમત બતલાવી છે. આ બાબદમાં કલકત્તાની દેશી સ્ત્રીઓને મુંબઇવાળીઓએ બેશક હરાવી છે, એમાં તો કંઇજ શક નથી; પણ હમો હમારી મુંબઇની દેશી બેહેનોને આબરૂ, નમનતાઈ અને ખરાં દીલથી ભલામણ કરીએછે કે ઉપર જણાવેલા તકલીદી શીણગારની સાથે ખરી કેળવણી તથા ધર્મશાસ્ત્રની બાબદનો અભીયાસ કરી તેથી પોતાની મનશકિતને શીણગારવાને વધારે ધીયાન પોહોચાડશે તો તેમાં તેઓને વધારે લાભ છે, આ વાત તેઓએ સત્ય જાણવી. ફકત શરીર શોભા ઉપરજ સઘળું ધ્યાન આપવું અને તેનેજ માત્ર કેળવણી અથવા સુધારો ગણવો, એમાં મોહોટી ભુલ છે.

હીયાંથી નીકલીયાં તેવા કલકત્તાના અને આખી હીંદુસ્થાનમાં વખણાયલા સ્કાટલંડની ફ્રીચર્ચ અસેમબ્લીના મીશનરી, રેવરેંડ ડાકટર ડફને ઘર તેની મોલાકાત લેવાને ગયા હતા. આ ચંચલ મનશક્તિવાળા અને હીંદુસ્થાનના દેશીઓનું ભલું ચાહાનાર અને તેમની રીતભાંતથી સારી પેઠે માહીતગારી ધરાવનાર બુજરગ મીશીનરી સાથે એક કલાકની મોલાકાતમાં, કલકત્તાના બાબુઓ વીશે, તેમના ખીલતા જુવાનોના વીચાર અને મનની વલણ વીશે, તીહાંની સ્ત્રીકેળવણી વીશે, હીંદુઓની સંસારી રીતભાંત વીશે, અને બીજી ઘણીક પરચુરણ બાબદો વીશે વાતચીત થઈ હતી અને તે બુજરગ પાદરીના મોહોડામાંથી હીંદુસ્થાનનાં ભવીષ વીશે મોટી ઉમેદ ભરેલા વચનો સાંભળીયા હતા, પણ તે સઘળી ઉમેદનો પાયો તે ભલા મીશનરીએ કેળવણીના ફેલાવા ઉપર બાંધેલો હતો. તે એમ બોલીયો હતો કે, જેમ જેમ કેળવણી છેક ઉતરતા લોકમાં પસરતી જશે તેમ તેમ હીંદુસ્થાનનાં લોકની હાલત બેહેતર થતી જશે, અને જો કે તેઓ એકદમ સઘળા ક્રીશ્ચીયન તો નથી થવાના પણ મુરતીપુજા ઉપરથી તેમનો વીચાર આસ્તે આસ્તે ઉઠતો જાય તો તેમાં તેમને કોઈ અટકાવી નથી શકવાનું. કલકત્તાના બાબુઓની મનશકિત વીશે બોલતાં ડાકટર ડફનું મત ઘણુ ઉંચું જણાયું હતું. ગણીતશાસ્ત્રમાં અને ન્યાયની

બાબદમા અને વૈદકશાસ્ત્રમા તેમનુ મગજ ઉચે દરજ્જેની મનશકિત ધરાવનાર છે, અને વીદ્યાભ્યાસ કરવામા, તેઓ ડહાપણ અને મેહનતનુ વીદ્યાર્થી માલુમ પડયા છે, એવુ ડાક્ટર માનતા હતા બાબુઓની, ધર્મ સબધી વીચારની વલણ સારી તદુરસ્ત હાલતમા નહી હોય એવુ ડાક્ટરને જણાતુ હતુ કેટલાકોની વલણ ખાણા પીણાની અને શરીર સુખ સબધી છુટ લેવાને જબરી ફરેલી જણાઈ હતી, તેમા પીવાની છુટમા ઇગ્રેજી દારૂની તરફ તેમનુ દીલ ખેંચાવા લાગાથી તેમની બવીરા હાલતનો વીચાર ડાક્ટરના મનમા તમામ દીલગીરી ભરેલો લાગતો હતો બ્રહ્મો સમાજ વીશે વાત કરતા, આ જઈફ ડાક્ટરે કેહુ કે તેની પોતાની નજર સામણે તેના ત્રણ રૂપ એકેક પછી ફેરાતા તેણે જોયા હતા, અને જોકે બ્રહ્મો પથવાળાઓના મત સાથે આ સજ્જન પુરૂષનુ મત એકમળતુ નહી હતુ, તોએપણ આ સમાજની એક ચોખી મતલબ, કે મુરતીપુજા છોડી, એક નીરાકાર ઇશ્વરની ભક્તિ કરવી, આ વીચારને તે ઘણોજ પસદ કરતો હતો બાબુ કેશબ ચદ્ર સેન વીશે આ ડાક્ટરનુ મત ઘણુજ સારૂ અને ઉચું હતુ. આ બાબુ, હમો જો ભુલતા નહી હોઈએ તો ડાક્ટર ડફનો શાગીરદ અથવા ચેલા છે. ભાષણ કરવાની રીતભાતમા, બોલતી વેલા વીચારોને અલકારી રૂપોમા ફેરવવામા, અને બોલવાની બાજી ઢપછપમા, આ પ્રખ્યાત મનોહારી ભાષણકર્તાએ ડાક્ટર ડફને પોતાના ઉસ્તાદ તરીકે નકલ કરવાને, નજર સમણે રખાયો હોય એવુ લાગેછે

આપણી મુબઈના કેટલાક કેળવણી પામેલા હીદુઓએ પણ કલકત્તાના કેટલાક બાબુઓની પેઠે બાટલીની મોજ ભોગવવાની છુટ લેવાના ચીન્હો બતલાવીયા છે તેમને ઉપર જણાવેલા ઇશારો બસ છે, અથવા ડાક્ટર ડફના શબ્દોમા બોલીએ તો "એવાઓની બવીરા હાલતનો વીચાર તમામ દીલગીરી ભરેલો છે," અને હમો ધારીએછ કે સધળા વીચારવાળાઓને પણ તે તેવોજ લાગશે આ વાત થયા પછી ડાક્ટરને હમોએ કહી જણાવીયુ કે હમો કલકત્તાનો "બાનીયા ઘાટ,' તે દીવસની સાજે જોવાજનાર હતા આ શબ્દ સાભળતાને વાર ડાક્ટરે અફસોસ ખાઇને કેહુ કે આહ! કલકત્તામા આટની કેળવણી લીધેલા બાબુઓ છે, તેઓએ તેનો કઈજ અટકાવ હજુરસુધી કીધો નથી, આ એક અતીશય દુખ ભરેલી બાબદ છે! (આ વીશે આગળ વાચવામા આવશે ) ડાક્ટર સાથની મોલાકાતથી ફારગ થયા પછી, પાછા સૌરગીના મકાન ઉપર ગયા હતા, અને બપોરનુ

જમીને પાછલા પોહોરના ત્રણવાગે પાછા ફરવાને નીકળીયા હતા, કારણ તે દીવસે બે ત્રણ ઠેકાણાં જે જોવાનાં હતાં તે છેક ૪ થી ૫ માઈલની મંજલ ઉપર જઈને પાછું ફરવાનાં હતાં.

પેહેલાં તો કલકત્તાના પારસી લોકનાં આદરીયાનમાં મેજ્દો કરવાને ગયા હતા. આ મકાન, ધરમતોલાના મોહોલામાં છે, જે જીલો જબરો ગંધાતો છે, તોપણ લાંબી મુદત તીહાં વસવાથી તે આપણા પારસી સાહેબોને વાહાલો થઈ પડેલો છે, તેથી તીહાંથી કોઈબીમના માગતું નથી, અને આદરીયાનનો મકાન તીહાં હોવાથી તેમને તે વધારે મનગમતો થઈ પડેલો છે. આ આદરીયાન સેઠ રૂસ્તમજી કાવસજી બનાજીનું બંધાવેલું છે. આ પાકીજે મકાનને નીજામ હેદરાબાદના આદરીયાન સાથે મરખાવતાં હેદરાબાદનાં આદરીયાનની જગા ઘણીજ લાયક અને પુરાનુમા છે. કલકત્તાના પારસી વેપારીયો, અથવા એના માલેક શેઠ જો ચાહે તો એખલા અથવા સઘળા મળીને આવા પાકીજે મકાનને તેવી લાએક આરાસ્તગી ભરેલી જગામાં ગએ અથવા જીહાં હાલ મકાન છે તેની આસપાસ લાયક આરાસ્તગી બનાવે તો તેમાં કઈજ મુશકેલ જેવું નથી. આટલો ઈમારો હમોએ બાગુબા નાખ્યો છે તે વીશે આ મકાનના માલેકે અને કલકત્તાના સેઠીઆઓએ હમોને માફ કરવી.

આદરીયાનથી રૂખસદ લેઈ, કલકત્તાના "બાલીયાઘાટ" ઉપર ગયા હતા. બાલીયા ઘાટ" હીંદુલોકના મુરદાં બાળવાની અથવા તેમને નદીનાં પાણીમાં હોમવાનુ એક મથક છે જે નદીને કીનારે કર્યું છે. આ મથકને મરખાવીએ તો તે મુંબઈના સોનાપુર અથવા હીંદુલોકના મુરદાં બાળવાની જગાને મળતું આવેછે. પણ મુંબઈમાં હીંદુઓના મુરદાં બાળવાની રીત અને કલકત્તાના હીંદુઓની રીતમાં આસમાન જમીન જેટલો ફેર છે. અરે! અરે! આ ઘાતકી રીતમાં તો હમો હમારા મુંબઈવાળા હીંદુ ભાઈ બંધોને હજારો ભલાઈ આપીએછ! કલકત્તાના સનમાર્ગી હીંદુઓમાં એવી એક માઠી રસમ છે કે કોઈબી માણસ આજારી પડયું અને તેના કોઇ ડાકટરે એવું મત આપીયું કે આજારીની હવે બચવાની ઉમેદ નથી, તો તેજ વખતે તે જાણે મરીગયો હોય તેમ તે આજારીને જીવતો ને જીવતો એક ખાટલા ઉપર મુકીને જો ગત હોય તો રાત્રેજ, સખત ઠંડી અથવા વરસાદમાં, અથવા દીવસ હોય તો દીવસના, સખત તડકાની પણ દરકાર કરીયા

વગેરે, આ બાલીયાઘાટ ઉપર, નદી કીનારે, જીહા એકુ બે કંગાલ ઝુંપડીઓ છે તેમાં લાવીને મુકી જાએછે. ત્યાં લાવીયા પછી પેલો આજારી જો જલદીથી મરણ નહી પામીયો તો તેનો કોઈ પણ ઈલાજ કરતું નથી, ફકત તેને ગંગા નદીનુ પાણી જરા જરા પાયા કરેછે અને અંતે તે બીચારો આજારી ભુખે અને વગર ઈલાજે રીબી રીબીને મરણ પામેછે! તેમાં વળી જો તેનો પ્રાણ અંત ઉપર આવીયો હોય પણ તે મરણ નહી પામતો હોય તો તેવાને જીવતો ને જીવતો ખાટલા સમેત ઉંચકીને નદીમા સ્નાન કરવાને બોળી કાહાડેછે, જેથી તે બીચારાનો ચાર કલાક વધારે જીવવાનો વખત હોય તેને બદલે પાણીથી ગુગલાઈને જલદીથી તેનો નીકાલ આવી જાયછે. આવા ઘાતકીપણાથી, અને મોહોત આવીયા આગમજ, કલકત્તાના બાલીયાઘાટ ઉપર અરેરે દર વરસે હજારો અને લખો માણસોના જીવનો નાશ થાયછે, આ વાતની કોઈબી દરકાર કરતું નથી! સુધારકો મોહોટ મોહોટી વાતો કરેછે પણ આ એક અગતની, જીવ બચાવાની વાત વીશે બેભાન અને સુને કાને, કઠણ છાતી કરી, કેળવણીવાળા હીંદુઓ આજ સુધી મુગા બેઠેલા છે! આ ઘાતકી કામનો અટકાવ કરવાને સરકારને વચમાં પડવાની ઘણીજ જરૂર છે. જો સતીની ઘાતકી કીરીયા સરકારે અટકાવી તો, આ ક્રીયા તેથી વધારે ઘાતકી છે. આ ક્રીયામા હજારો માણસો પોતાની રાજીખુશીથી જાણે પોતે અપઘાત કરેછે, અને તે કરવામાં હજારો બીજા માણસો તેમને મદદ કરેછે; અને આ સઘળો અનર્થ ઇગ્રેજ સરકારના અદલ ઈનસાફની રૂબરૂ ધોરે દીવસે થાયછે, તેને કોઈ કાયદો અટકાવી શકતો નથી. નદી કીનારે જઈને મરવા સુવામા હીંદુઓ એક મોહોટુ પુણ્ય અથવા સવાબ સમજેછે. તેઓના પુરાણમા એવુ લખેલુ કેહેછે કે જે મનુષ્યના હાડકા મુવા પછી પવીત્ર ગગા નદીમાં પડ્યા તો તે મનુષ્યને ખચીત સ્વર્ગ એટલે બેહસ્ત મળવાનુજ; પણ જે કોઈ મનુષ્ય પવીત્ર ગગા નદીને કીનારે આવીને મરણ પામીયો, (પછી ગમે એવી બેશુદ્ધ હાલતમા તેને તીહા લાવીયા હોય) તો તે મનુષ્યને સ્વર્ગમા મોહોટી પદ્વી મળવાની; પણ હેવો કોઈ બાયરમાલી મનુષ્ય જેને આજારી હાલતમા ગગા નદીને કીનારે લઈ ગયા હોય અને તે પોતાની અકલ હોશીયારીમા તે ઠેકાણા ઉપર પોતાનો પ્રાણ છોડે તેને તો મોહોટાંમાં મોહોટું સુખ, જે ઈશ્વરથી આપી શકાયછે અને જે માનવી જાતથી *મેળવી શકાયછે, તે સુખ મળી શકેછે, તે સુખ તે કહયું? તો તે એ જે માનવીનો

આત્મા અને ઇશ્વર આ બન્ને એક બીજામા ભેળાઈ એકજ થઈ જાયછે તે સુખ. નરમદ કવી તો ઈશ્વરી તત્વ સાથે પોતાના આત્માને જ્ઞાનના પ્રભારથી ભેળી નાખવાનો બોધ કરેછે “મેતો નુરમા નુર પોયુ રે, જ્ઞાન પ્રકારો,” આવી રીતે તે ગાયછે. તે કવી વળી ગંગા નદીમા હોમાવા નથી માગતો, પણ “નદી નીતિમા” એટલે નીતીગુણની અલંકારીક નદીમા પોતાના આત્માને હોમાવા ચાહે-છે, અને તીયાર પછી ઈશ્વર સાથે એક થઈ જવાની ઇછા બતલાવેછે. આ વીચાર પણ પુરાણીક છે. કવીએ પુરાણ વાચીયા છે, પણ તેમના વીચાર “બાલીયા ઘાટ” ઉપર, મોહોત આવીયા આગમજ જઇને પડવાનો અને જીવતા જીવત નદીના પાણીમા હોમાઇ જવાનો નથી. આવા જે ફકરા પુરાણમા લખાયલા હોય, તેમના ખરેખરા અને માણસની અકલ કબુલ રાખે એવા અર્થ કરી સમજાવનારા શુ કલકત્તાવાળા હીંદુ બાબુઓને કોઈ પંડીતો મળી નથી શકતા વારૂ? આજારી માણસોને નદીકીનારે લઈ જઇને રખવા એમા તો ખચીત ફાયદોજ છે, પણ એવી જગા ઉપર લઈ જઇને, તે આજારીઓની બરદાસ્ત કરવી, તેમની તબીએત લાયકનો સારો ખોરાક તથા દવાપાણી આપવુ, આજ મનુષ્ય જાતનો ખરો ધર્મ અને સ્વર્ગમા જવાનો સીધો રસ્તો છે. આટલી સધી બરદાસ્ત કરયા પછી, ઈશ્વર ઈછાથી તે આજારીનુ મરણ નીપજીયુ તો તેમા કોઇને દોશ તરીકે કસુ બોલવાનુ છે નહી પરંતુ જાણીબુજીને નદીકીનારે જઈ રીબવુ, અથવા રીબાવવુ, અને આજારીના આયુષ્યની દોરી ખામુખા તોડવી, આ માહા પાપનુ કર્મ છે. જારે હમો બાલીયા ઘાટ ઉપર ગયા હતા તીયારે આસરે ૬૦) વરસના એક હીંદુને, તીહા એક ઝુંપડામા ખાટલા ઉપર પડેલો જોયો હતો હમારા ચપલ મીત્ર ડાકટર ભાઉએ કેટલીક બોહોમ કરીને તે બીમારની નાડ જોઈ હતી, અને ડાકટર ભાઉનુ મત એવુ હતુ કે તે બીચારો બુઢો, વગર રોગકે અને વગર આરાધે, અતીશય નાકઉતીથી માત્ર રીબતો હતો, પણ બીજુ દરદ તેને કઈ નહી હતુ. પુછપરછ કરતા એવુ માલુમ પડયુ કે તે ઘરડા પુરૂષને તીહા લાવી નાખીયાને ૪) આખા દીવસ થઈ ગયા હતા, અને તે હજુર સુધી મરણ નહી પામીયો હતો, તેથી કંટાળો ખાઇને તેના અતલગના સગા વાહાલા તેને છોડીને પોતાને ઘર પાછા જઈ રહ્યા હતા અને એકાદ મનુષ્યને તીહા રખીયો હતો જે પેલા ઘરડાને કઇજ નહી પણ ગંગાનુ જ જળ પાતો હતો! ડાકટરે ઘણી બોહોમ કીધી અને તે બુઢાને

કેહું કે તું જો દવા લેરો તો થોડા વખતમાં સારો થઈ જશે, પણ તે બીચારાએ. પોતાની આશા પોતાના ધર્મ વીચાર પ્રમાણે છેડિલી, અને વળી આસપાસ કોઈ- બી એવું નહી કે તેને સારી મસલહત આપે, તેથી તેણે દવા લેવાને ના પાડી. એવામાં તેના એકુ બે મીત્રો તીહાં આવી પુગા હતા, જેમને આ વાત કેહાથી તેઓ થંડે પેટે બોલીયા હતા કે "એ શું હવે જીવે"? જેઓ મરવાને સારૂ નદી કીડે આવી પુગેલા, તેઓમાંથી કોઇ પાછા ઘર ગયા નથી, ત્યારે એ કેમ જઈ શકશે! તમા- રી દવા કંઈ હવે કામ લાગવાની નથી! આટલું બોલીને બેદરકારપણે તેઓ ચા- લતા થયા હતા. કલકત્તાના હીંદુઓની બાલીયાઘાટ ઉપરની આવી ઘાતકી રસમ હજુર તીહાં ચાલુ છે. આ વીરો જો કેળવણી પામેલા બાબુઓ આગળ પડી તેનો અટકાવ નહી કરે તો સરકારને લાજમ છે કે પોતે વચમાં પડી એ ઘાતકી રસમનો અટકાવ કરે. આ અટકાવ કરવામાં હીંદુ ધર્મની વીરૂધ જવાની અથ- વા લોકનાં મન ઉસકેરાય એવું થવાની કઈજ ધાસ્તી નથી. આટલુંજ થવું જોઈ- એછ કે કોઈબી જીવતા આજારીને તે ઘાટ ઉપર લાવી ઝુકૂડાંમાં નાખી નહી મેલે અને કોઇબી જીવતા આજારીને લાવીયા તો તેને લાયકનાં મકાન ઉપર રાખીને, દવાં દારૂ અને ખાણા પીણાથી તેની બરોબર આવજાત કરે, અને જેમ હાલ ફકત ચમચા પાણી ઉપર રીબવા દેછે તેમ કબી નહી કરવા દે. આહા! સું કલ- કત્તામાં એવો કોઈ સખી દીલવાલો ભલો બાબુ નથી કે જે બાલીયાઘાટ ઉપર એક મોહોટી હાસપીટલ બંધાવીને જેઓ નદીકીનારે આવીને પોતાના ધર્મમાર્ગે પોતાની હોરા હોશીયારીમાં મરવાની ઇછા રાખતા હોય તેમને છેલી ઘડી સુધી દવાપાણી પોહોંચાડી તેમની બરદાસ્ત કરાવે! જેબી કોઈ ધર્માત્માએ આવું મકાન બંધાવીશું અને તે મકાનમાં આવી પડતા બીમાર હીંદુઓની છેલી ઘડી સુધી બરોબર બરદાસ્ત થવાના ઉપાય કરાવીયા તો આ જેવું માહા પુન બીજું કોઈ નથી ગણાવાનું. આવી હાસપીટલ બંધાવનાર શખસનો આત્મા ખરેખર, હીંદુ પુરાણીક ફીલસુફી પ્રમાણે બોલતાં, ઇશ્વર સાથે જઈ મલવાનો. જે કોઈ આવું પુન.. કરવાને પોતાની દોલત વાપરે તેને ધન્ય!

બાલીયાઘાટ ઉપરથી રૂખસદ લઈ કલકત્તાનું પારસી લોકનું દખમું જોવાને ગયા, જે ખરેખર વસ્તીથી ઘણુંજ દુર છે અને પારગીના રવાનોને આટલે દુર લઈ જવાને વારંવાર ભારી અડચણ પડતી સાંભળીયામાં આવી હતી, તે વીશે હમાગી

ગાત્રી થઈ હતી. આ અગતની અડચણ ટાળવાને પણ કલકત્તાના પારસી માહુણો શકતીવાન છે. દખમું ઘણી સારી હવાવાળી અને એકાંત જગા ઉપર છે, એ મકાન ઉપર જે પથરની તકતી મુકેલી છે, અને તેમાં જે વીગત જેમ લખી જણાવી છે તે આ દખમા વીશે અને તેના બાંધનાર વીશે અત્રે જાહેર કરેલી બમ છે.

"રોજ ૨૭ માહા ૪ તીર ૧૧૯૧ ઈ. ૧૮૭૬ ના માહા સુદ ૪ સોમવાર"
"તા. ૨૮ જાનેવારી ૧૮૨૨ ઇંગ્રેજી શ્રી જરતુશ પેગમબરની બહી દીનના"
"પારશી લોકોને સારૂ હમોએ હમારી જાત મેહેનતથી અને પરવરદેગારની"
"મદદથી એ નેક બેહેશાત મુકામની જગો બનાવી છે કે આપણી બહી"
"દીનના માહેઓ હોય તેનાને લાજમ છે કે એ જગોના દખમાની હમેશ"
"ખબરદારી કરે."

થઈ હતી તે વખતે એવો ઠરાવ થયો હતો કે કલકત્તામાં ફ્રીચર્ચ અસેમબ્લીના મીશનરીઓની સ્કુલ જોવાને હમોએ જવું, જે નીશાળનો આ ડાકટર તે વખતે પ્રીનસીપાલ હતો. આ નીશાળની મોલાકાત લેવાને ગયા તારે ડાકટર ડફ તીહાં હાજર હતો અને હમો સઘળાને સાથે લઈ આખી નીશાળમાં ફેરવીયા હતા આ નીશાળમાં ત્રણ ભાગથી વધારે દેશી છોકરાઓની સંખીયા હતી, અને એક ભાગ ઓછો, ઇંડો બ્રીટન અથવા પોરટુગીસના છોકરાઓ હતા. મીશનરીઓની નીશાળના કાયદા મુજબ આ ઠેકાણે સઘળા છોકરાઓને ખ્રીસ્તી ધરમની કેળવણી સાથે ઇંગ્રેજી ભાશા શીખવવામાં આવતી હતી. સ્કુલની ઈમારત ઘણીજ મોહોટી અને સઘળી વાતે સંપુર્ણ છે. જુદા જુદા વર્ગોને બેસવાસારૂ એલાહેદા ઓરડા અને ચહડતી ઉતરતી બેઠકો જીહાં જોઇએ તીહાં કીધેલી છે. હમારી સાંભળે ચહડતા વર્ગના છોકરાઓને પરીક્ષા આપવા બોલાવીયા હતા, જે વખતે ઈતીહાસ અને ભુગોળ તથા ઇંગ્રેજી કવીઓનાં લખાણમાં તેઓએ મારી માહીતગારી મેળવેલી, સવાલના જવાબો ઉપરથી માલુમ પડી હતી. પણ એના કરતાં બાઇબિલની બાબદોનો અભીયાસ તેઓએ સરસ કીધેલો જણાયો હતો. જેટલા તેઓ પોતાના જાતી ધરમના ગ્નાનથી અણજાણ હતા તેટલી આ ધરમની માહીતગારી તેઓ વધારે ધરાવતા હતા, પણ જેબી તેઓ જાણતા હતા તે સઘલું તેઓ પોતે માનતા હોય એવું તેમના જવાબ ઉપરથી નજર નહી આવતું હતું. આ બાબત નીશાળમાં શીખવેછે તેથીજ માત્રે તેઓ શીખીયા હતા. તેમના મગજ ઉપર આ ધર્મવીશે અથવા તેમાંથી જાણેલી બાબદોવીશે કંઈબી અસર થઈ હોય એવું દેખાતું નહી હતું. આ વાત જો કે ખોલી હતી, તોએપણ ડાકટર ડફે તેવીશે એવો ખુલાસો કીધો હતો કે જો કે આ નીશાળમાં શીખવા આવનાર સઘળા છોકરાઓને ધર્મ સાથની કેળવણી આપીયામાં આવેછે, તેથી આવાં પરીણામની તેઓ ઉમેદ નહી રાખતા હતા કે સઘળાનાં મન ઉપર ધર્મ વીશે સરખી અસર થશે. ફળવંત જગામાં બીજ નાખીએછ તે સઘળાં અને દરેક નથી ઉગી નીકળતાં, તેમાંથી ઘણા બરબાદ જાયછે, તોએ પણ ઉમેદ રેહેછે કે કેટલાંક તેમાંથી ઉગી નીકળશે, અને તેમ થાયછે. આજ પ્રમાણે નીશાળના સઘળા છોકરાઓને આ અગતની બાબદની કેળવણી આપીયામાં આવેછે, આ વાવેલાં બીજમાંથી ઝાડનુ ઉગવું અથવા ઉગાડવું આપણા પેદા કરનારના

હાતમાં છે. ડાકટર ડફના મત સાથે હમો તદન મલતા છઈએ. આ નીશાળમાં જેમ મનશકિતને સારી કેળવણી આપીયામાં આવેછે, તેવીજ સારી રીતે શરીરશકિતને પણ ખીલવવા સારૂ કસરતની તાલીમ પણ છોકરાઓને આપીયામાં આવેછે. સઘળી રીતે જોતાં અને તપાસતાં આ મોહોટી નીશાળ કલકત્તામા પેહેલાં વર્ગની ગણાયછે.

આ ઠેકાણેથી નીકળીયા તેવા "મેટકાફ હાલ" જોવાને ગયા હતા. સર ચારલસ મેટકાફ થોડાક વખત સુધી હીંદુસ્થાનનો ગવરનર જનરલ થઈ ગયો છે તેણે પોતાની ટુક હકુમતમા ઘણું ડહપણ અને નરમાશ આપણા દેશીઓ તરફ દેખડાવી હતી અને દેશીઓ ઉપર તે ઘણોજ મેહરબાની અને સખાવત ભરેલા તથા મોહોટા દીલવાળો થઈ ગયો છે. એના હાતથી આ દેશને લગતાં ગજદરબારી ઘણાં કામો દેશના લાભમા થયાં છે. પણ એના હાતથી એક છેલુ અને ઘણીજ અગતનુ કામ જે બનીયુ છે તે એ જે હીંદુસ્થાનનાં છાપાખાનાને એનાથી છુટા-પણુ મળીયુ છે અથવા એણે મેળવી આપીયું છે, તેથી એનુ નામ જાવેદાન સુધી, સઘળા માન સાથે આ દેશના દેશી રેહેવાશીઓ અને પરદેશી રેહેવાશીઓ બધે સરખી રીતે યાદ કરતા રેહેલા છે. આવા પ્રમાણીક ગવરનર જનરલની યાદ આપણાં દેશમાં કાયમ રાખવાને કલકત્તાના દેશીઓએ જરે આ અમલદાર આ દેશ છોડી પોતાને વતન પાછો ગયો તારે એક મોહોટી રકમ નાણાંની ઉઘરા-વીને એના મુબારક નામની એક ઈમારત કલકત્તામાં બાધવાનો ઠરાવ કીધો હતો. આ ઈમારત પણ તે નામદારની જાહેર ખુબી પ્રમાણે પ્રજા ઉપયોગી કામ સારૂ વાપરમાં રાખી છે, અને તેમાં આજે કલકત્તાનું એક મોહોટું જાહેર પુસ્તક-ખાનુ છે. બાગાયત અને જીરાયતના ખાતાને લગતી મંડળીની મોલાકાત હીયાંજ થવાને એક મોહોટો હાલ આ ઈમારતના બીજા માળ ઉપર કરી રાખીયો છે, અને તેમા ઝાડપાનમાંથી ઉપજતી તરેવાર ઉપયોગી જીનસોના નમુના એકઠા કરીને મુકેલા છે, જેમાં ઘણી જાતનાં બીજે, માખા-વાખ, સુખીયાં, છાલ, અને એ વીગેરે વેપારનાં કામ જોગની ઘણી જીનસો છે. આ સગ્રહની મુખ્ય મતલબ એટલીજ છે કે આ દેશની ખેતીવાડી અને જમીનની પેદાશ વધારવાને ખેડુ-તોને અને જમીનદારોને દેખડાવવું કે ફલાણી ફલાણી જીનસો તેઓએ ખેડણીમાં ઉત્પન કરવી જોઈએછ, અને તેવી ખેડણી સારી પેઠે કરવાસારૂ કેવાં કેવાં હથીયારો વાપરવાં જોઈએ અને બીજી સુ સુ તજુમલો કરવી જોઈએછ તે સઘળી

આ ખાતામાં પુછપરછ કરયાથી તેમને મળી શકશે. ઉપલા સંગ્રહની સાથે જમીનમાંથી ખોદી કાહાડેલી ધાતુ અને તરેવાર બીજી જીનસોનો એક જુદોજ જમાવ કરેલા છે, જે જોવા અને અભીયાસ કરવા લાયક છે. હીયાં આગળ વખતની કેટલીક જીનસો નમુના તરીકે જાલવી રાખી છે, તેમાં બાબીલન શેહેરની પુરાતન ઇંતરડીઓ છે, ગોલકંડા શેહેરના મકબરા ઉપર કરેલા ચીની મીના કામના કકડા છે. (જુઓ આવાં નકસી કામનો નમુનો અકબરની કબર ઉપરના ગુંબજના ચીત્રમાં) ચીન દેશના નાનકીનના મોહોટા બુરજ અથવા મીનારામાંથી લાવેલી શોભઈતી ચીની કામની ઇંતરડી, સુનેરી મીના કામમાં મઢેલા અરબી બારાના કેટલાક લેખો, હીંદુસ્થાનના જુદાં જુદાં ઠેકાણાં ઉપરથી મળી આવેલા લોહોચુંબકના અને આકાશમાથી પડેલા પથરો, પુરાતન જાનવરોનાં માથાંની તુમડી, દાંત, હાડકાં, શીંગડાં, આગલા જમાનાના ઓડો અને પાત્રાંના પડેલા આકાર જે ઘણું કરીને જમીનમાંથી ખોદી કાહાડેલા ઢોળશા ઉપર જોયામાં આવેછે.

આ ઇમારતની વચમાંના હાલમાં સર ચારલસ મેટકાફનું બાવલું મુકેલું છે, જેની ઉપર તેની ખુબી અને તેના હાથથી થયલાં કામોની યાદગારીનો લેખ કોત્રેલા છે.

સાંજે ફરવા જતાં, કલકત્તાની માહાકાલીનું દેહેરૂં જોવાને હમો ગયા હતા. આ દેહેરૂં કલકત્તામાં સઉથી પેહેલી પદ્ધી ધરાવેછે, અને હીયાં એના તેવાર ઉપર લખો રૂપીયાનો ખરચ થાયછે અને લોક જાત્રાને માટે આવેછે. આ દેહેરાંમાં પર માતવાળાઓને છેક અંદર સુધી જવા દીએછે, પણ જીહાં મુરતી મુકેલી છે તીહાં હીંદુ શીવાએ બીજા સઘળાં લોકને અંદર જવાની મનાઈ છે. હીયાં ઇંગ્રેજ લોક વારેવાર આવેછે. દેહેરાંની સાંભણે મેહક સાથનો ઓલો ઓટલા જેવો રોનકદાર મકાન બનાવેલા છે, તીહાં જઈ પારકી માતવાળા તમાસો જોવાને બેશેછે. હમો જીયારે તીહાં જઈ પુગા તારે પેહેલાં તો હમુને જરા અટકાવીયા હતા, અને જોડા કાહાડીને ઓટલા ઉપર જવા કેહૂં હતું, પણ હમોએ એ વીશે તુરત ના પાડી અને પાછું ફરવાની ઇછા દેખડાવતાં, કેટલાક લોકોએ દેહેરાંના વડા બ્રાહ્મણને ખબર પોહોંચાડી જેથી તુરત ચાર પાંચ જણ અંદરથી દોડી આવી હમુને માન આપીને જોડા સાથે ઓટલા ઉપર જઈ બેસવાને અરજ કીધી હતી. હમો પારસી લોક હતા, તેથી તેમની આશા આશીરવાદ વીશે જાગી હતી, અને હમારા મીત્ર ડાકટર

બાઉ દાજી અને તેવણની સાથના બે હીંદુઓને જોઇને પણ તેમને દક્ષણા મળવાની ઉમેદેરણી થઈ હતી. જીહાં જોઇશું તીહાં સું માલેંમ કે સું બ્રાહ્મણો બંધે એકજ મતલબવાળા અને એકસરખા લોભી મળવાના. દેહેરાંની અંદરથી એક જબરો, જાડો, ઘી અને લાડુ ખાઇને મોહોટાં પેટવાળો તથા ફુલફુલ થયેલો બ્રાહ્મણ નીકળી આવીયો, અને હમોને અટકાવનાર માણસોને થેડે પેટે અને તેમાંનું પાણી નહી હલે એવી રીતે ધમકાવીયા, અને હમુને આદર સતકાર કરીને બેસવા કેહું અને તીહાં ટાંગેલા ઘંટ જેટલા હતા તેટલા બધા વાગ્યફરતા વગાડીયા, જે વગાડવું, એ એક માન આપવાની રીત છે. ઘંટ વગાડી રેહા પછી તેણે નરમાસથી હમને કેહી જણાવીયું કે સારાં માણસોને આ ઓટલા ઉપર આવવાની મનાઈ છેજ નહી. જારે હમોને પેહેલાં અટકાવીયા હતા, તે વખતે દેહેરાંની આસપાસથી કેટલીક જુવાન સ્ત્રીઓ હમારી આગળ દોડી આવી હતી, અને તેઓ હમુને કેહેવા લાગી કે અંદર જવાની કસી મનાઈ નથી, અને તેમાંનો કેટલીકોએ હમુને જાણે ઓળખતી હોય તેમ પેલા ઓટલા ઉપર લઇજવાને ઇછા જણાવી હતી. આ સ્ત્રીઓને પેહેલાં હમોએ ઓળખી નહી હતી કે તેઓ કોણ છે. પાછળથી જારે હમો ઓટલા ઉપર જઈ બેઠા, તારે આ સ્ત્રીઓ હમારી પાસે આવીને હમોને ફુલ આપવા લાગી, અને બીજા જે ચાળા કરી દેખડાવીયા તે ઉપરથી માલુમ પડીયું કે તેઓ દેહેરાને અરપણ કરેલી સ્ત્રીઓ હતી, જેમને સઘળાની સાથે છુટ લેવાનો હક દેવી તરફથી જાણે મળેલો હતો! તેઓ આપણી તરફના ખંડોબાની મુરલી જેવી હતી. તેઓએ હમારી પાસે પઇસા માંગીયાં, જે વીશે હમોએ પુછીઉં કે, તમે પઇસાનું શું કરશો, તારે તેઓએ હસીને જવાબ આપીયો કે, મારે સારૂં ખાસું અને પીસું. હમોએ પુછીયું, શું ખાશો અને પીશો. તેઓએ જવાબ આપીયો કે જો ઘણા પઇસા આપશો તો હમે બકરાંનું ગોશ ખાશું અને દારૂ પી મોજ કરશું. આવી સ્ત્રીઓ આ દેહેરાંમાં પુશ્કળ છે, અને હીયાંજ તેમનું ગુજરાણ થાયછે. હજારો લોક દરશણ કરવાને આવેછે, તેમાંના કેટલાક આ સ્ત્રીઓ સાથે સઘળી પ્રકારના અનીતી ભરેલાં કર્મો કરેછે અને તે સઘળાં આ માહાકાલીના દેહેરાંમાં અને તેની આસપાસની જગા ઉપર ધોરે દીવસે અને રાત્રે ધર્મને ઓથે બાહાને થાયછે! હીયાં છાકટપણું થાયછે! હીયાં ચોરી, છીનાલું, ફગાઈ, મારામારી, લુટફાટ, અને સઘળી તરેના અધરમી કર્મો થાયછે.

પેલા મોહોટા પેટવાળા ખાઉ ભટજીએ આપણા ડાકટર સાહેબને દેહેરાની અંદર લઇ જઈ દરશણ કરાવી તેમના પાસેથી દક્ષણા કહડાવાની જબરી મોહીમ કીધી અને ભલા ડાકટરે તેની સાથે જઇને માહાકાળીની મુરતી જોઇને પેલા ભટજીને દક્ષણા આપી હતી, જેથી તે બહુ ખુશ ખુશાલ થઇ ગયો હતો. હમારી પાસથી પણ તે ભટજીએ મીઠી મીઠી વાતો કરી કઈ થોડાક પઇસા લીધા હતા, અને તેના અવેજમા હમને ફુલ આપીયા હતા જરે ડાકટર એખલા દેહેરામા ગયા હતા તારે હમો સઘળાને ઘણી ધાસ્તી લાગી હતી કે રખેને અંદર કોહડીમા લઈ જઇને ડાકટર સાહેબને, પઇસા કહડાવા, સારી પેઠે ચાંપી નાખે, આ ધાસ્તી ભરેલો વીચાર જીહા સુધી ડાકટર એખલા મહીસલામત પાછા આવીયા તાંહા સુધી હમારા મનમા રેહેલો હતો દેહેરાની આસપાસ દારૂના પીઠા, ભઠીયારના દુકાનો, અને કલેજી બુક્કા ભુજવાનો વાસ, અને બીજી તરેની વેમનવાળી જીનસો વેચવાની દુકાનો હારેહાર લાગેલી હતી, તેમા તરેવાર જાતની મીઠાઈની પણ દુકાનો હતી. દેહેરામા જે વેસીયાઓ દરસને આવતી હતી તેઓ દેવીની આસપાસ નાચી, ગાઇને ખુશી ખુશાલી ભોગવી પાછી જતી હતી. અને એમદનો એક નાચ થાયછે તે વીશે હમો બયાન કરવાને વાજબી નથી જોતા માહાકાળીની મુરતી જે સોનાની બનાવેલી કેહેછે અને જેની આખમા માણેક જડેલા છે, અને આખા આગઉપર ભારી ઝવેરાતનો શીનગાર કરેલો છે, તે મુરતી તો હમોએ જોઈ નથી, પણ હમારા જોવામા તેનુ ચીત્ર આવીવુ છે, તેમા આ દેવીનુ મોહોડુ કાલુ પાડેલુ છે, આગઉપર પુશ્કળ જવેરાત પેહેરાવેલુ છે, અને આખ લાલ ખુની અથવા દારૂ પીને મસ્ત થયેલા માણસના જેવી પાડેલી છે તેના ગળાની અંદર માણસના મસ્તકની તુમડીઓનો હાર કરી પેહેરાવેલા છે, અને સઘળો દેખાવ દારૂ પીને ખુન ઉપર અને મસ્તીમા આવેલી સ્ત્રી જાતનો દેખડાવેલો છે માસ ખાવાની અને દારૂ પીવાની પુરે છુટ આ દેવીના ભકતો લીએછે, એવુ હમારા સાંભળવામા આવીવુ છે, અને તેઓ ખાઈપીને પાલીયા બની રહેલા છે. ઉસ્તેજક ખાણુ ખાઈ તથા દારૂ પીને તેની મસ્તીમા આવી, સઘળી તરેના અનીતી ભોગ ભોગવવાની પણ તેમને અથવા કોઈ પણ રાખસને કાલીના દરશણે જતા, છુટ છે, આવુ પણ હમોએ સાંભળીવુ છે ખરેખર આ એહેવાલ હીંદુના ધર્મને મોટી હીણપસતી લગાડનારો છે, અને આ ઉપર લખી જણાવેલી વાત જો ખરી હોય તો હમો ધારીએછ

કે આવા કર્મોમાં કોઈભી આબરૂવાળા હીંદુઓ તો ખચીત સામેલ નહીજ થતા હશે પણ માત્ર હલકી વરણના લોક આવાં કર્મો કરતાં હશે.

કાલી દેહેરા ઉપરથી કલકત્તા શેહેરનું નામ ઉત્પન્ન થયું છે. ઈ. સ. ૧૭૦૦ ની સદીની આખરીએ ઈસ્ટ ઇનડીયા કંપનીવાળાઓએ, દીલ્હીના શાહાનશાહ ઔરંગઝેબ પાસેથી કેટલાંક વીખગઈ પડેલાં ગામડાં, જીહાં હાલ કલકત્તા છે, તે માંગી લીધાં હતાં. તે ગામડાંઓમાંનાં એક ગામનું નામ "કલકાટા" કરીને હતું, કારણ તે ગામમાં કાળી દેવીનું દેહેરૂ હતું. "કલ" શબ્દનો અર્થ "કાલી" અને "કાટા" શબ્દનો અર્થ "દેહેરૂ" એવા બંગાલી ભાશામાં થાયછે, તે ઉપરથી આ ઠેકાણે જે શેહેર વસાવીયું તેનું નામ, આ દેહેરાં ઉપરથી, કલકત્તા કરીને રાખી-આમા આવીયુ હતું.

**તા૦ ૧૧ મી ફેબ્રુઆરી.** તા૦ ૯ મી અને ૧૦ મીની બે રાત્ર અને દીવસ વાદળ થયા પછી તા૦ ૧૦ મીની રાત્રે એકદમ વરસાદ પડીયો હતો જેથી તા૦ ૧૧ મીની સહવારે હવામાં થંડી પેદા થઈ હતી. સહવારના સઘળા રસ્તા ઉપર ચોમાસાની રૂતુમાં જેમ કાદબ અને કીચલ થાયછે તેમ થઇ પડયું હતું. આવો બનાવ બનીયાથી ચોમાસાની રૂતુમાં કલકત્તાનો કેવો દેખાવ થઈ પડેછે તે જોવાની હમુને સારી તક મળી આવી હતી. રસ્તામાં કીચલ એટલો તો પાતલો થઇ પડેલો હતો કે ગાડી ઘોડાની આવજાવથી રસ્તે ચાલતાં લોક જો સભાળ નહી રાખે તો છંટાઇ જતાં હતા. આપણા મુબઈના રસ્તાની જેવી હાલત ચોમાસામા થાયછે તેના કરતા વધારે નમેહેરગ હાલત હીયાંના રસ્તાની હમોએ જોઈ હતી. કલકત્તામા વરસાદ કવખતે પડવાની નવાઇ નથી લાગતી, કારણ તીહાં હંમેશ કોઇ કોઈ વાર મખત બે વખતે તે પડેજ રેહેછે, પણ જેટલો વરસાદ મોસમમર મુબઇમા પડેછે તેના કરતાં કલકત્તાનો આખો વરસાદ ઓછો છે. હીયાંના ઘણાં ખરા ઘરો ઉપર લોહોડાંની શીકો મુકેલી હોયછે કારણ જેટલી વીજલી આ શેહેરમાં વધારે પડેછે તેટલી કોઇ બીજે ઠેકાણે નથી પડતી. સહવારના દસ વાગે પાછો વરસાદ શીરૂ થયો હતો તેથી આ દીવશે બાહેર ફરવા જવાને બની નહી શકયુ હતુ. માત્રે એક બે દુકાનો ઉપર ફરીને પાછા ઘર આવીયા હતા, અને આ દીવસ તો કેહવત મુજબ, ખીચડી ખાઈ ઘરમાજ ગુજારવો પડયો હતો.

**તા૦ ૧૨મી ફેબ્રુઆરી** આ દીવશે, વરસાદ ઉગડી ગીયાથી સહવારના પોહોરમાં,

કીર્તી જાળવવાને લાયક હતું. હીયાં આબરૂવાળા યુરોપીયન લોક તેમના કુટંબને લઈ બજાર કરવાને સાથે આવેછે અને આખ્ખા બજારે ફરીવળેછે. તેમજ દેશી માતબર લોક પણ આવેછે, પણ હમોંએ કોઈબી એકુ બાબુની સ્ત્રી બજારમાં આવેલી નહી જોઈ હતી. ગોસ્તની દુકાન પાસે બીજી જીનસો હોવાથી તે વીશે કલકત્તાના દેશીઓમાં મુતલગ છીત છેજ નહી, અને જેમ મુંબઈવાળા કેટલાક અતીપવીત્ર બ્રાહ્મણો વાંધો લીએછે કે ગોસ્તની દુકાન ઊપરનો પવન વટીક જો આવીને બીજી જીનસને લાગે તો તે અપવીત્ર થાયછે, એટલા સંધા નાજુક વીચારવાળા બાબુ લોક નથી. કલકત્તામાં આવીયાને હમોને નજદીક ૧૨) દીવસ થઈ ગયા હતા, અને હમારી મુસાફરી હજુર તો ઘણી લાંબી મંજલની બાકી રેહી હતી, તેની સાથે ગરમીની મોસમ સાંબી ચઢતી આવતી હતી તેથી વધારે દીવસ હીયાં ઓટી થવાને નાદુરસ્ત જાણી બીજે દીને સહવારના એટલે તા૦ ૧૩ ફેબ્રુઆરીને દીને કલકત્તાથી આગળ કુચ કરવાનો હમો સઘળાઓએ ઠરાવ કીધો. આગલની મંજલ સારૂ તઈયારી કરવામાં બાકીનો દીવસ હમો રોકાયા હતા, અને એ દીને રાત્રે બેથ્યુન સોસાઈટીમાં પ્રોફેસર કોવેલ એક જાહેર ભાશણ આપવાનો હતો તીહાં હાજર થવાને ડાકટર ડફે હમુને પોતાની ઈછા જણાવી હતી, તેને માન આપવાને હમો તીહાં રાત્રે સાતવાગે હાજર થયા હતા.

આ સભામાં કેળવણી પામેલા જુવાન બાબુઓનો એક અછો મેલાવડો થયો હતો, અને તે ઠેકાણાં ઉપર હમુને પ્રખ્યાત બાબુ કેસબ ચંદ્રસેન સાથે, બાબુ રેવરેંડ લાલ બેહારી ડે અને બીજા બાબુઓ સાથે, પેહેલ વેહેલી ઓળખ થઈ હતી. આ સભામાં સંસ્કૃત કાલેજના પ્રોફેસર કોવેલ એક અગતની બાબદ ઉપર પોતાનું લખાણ વાચીયું હતું. કાહાણી જેવા ઈતીહાસની અને ખરા ઈતીહાસની હદ તથા તેની ખુબી, આવી બાબદ ઉપર અછી રીતે અભીયાસ કરીને બનાવેલું એક સારૂં ભારાણ વાંચી સંભળાવીયું હતું. ભારાણકર્તાએ જબરી ખોલ કરેલી હતી જે તેના લખાણમાં માલુમ પડતી હતી, અને લખાણની એબારતબંદીમાં પણ અછું ધીયાન પોહોચાડેલું હતું. હમો આ નીબંધ વીશે આટલું બારીકીથી બોલીએછ તેનું કારણ એટલુંજ છે કે મુંબઈના હાલના વખતમાં કેટલાક લોકનાં મનમાં એવો વીચાર પેઠેલો છેકે કોઈબી સભાની સાંભણે ભારાણ આપવું એમાં શું મોટી બીસાત છે. થોડીક બાબદો એણીગમ પેલીગમથી જેમ જેને મળી આવે તેમ તેણે એકઠી

અધીપતી રેવરેંડ લાલ બીહારી ડેમ્ને તા૦—૧૮૬૪ના વર્તમાન પત્રમાં છાપી જાહેર કરીયો છે. રાત્રે ૧૧ાા વાગે હમો સઘળા પાછા ઘર આવી પુગા હતા, અને સહવારના પોહોરમાં હમો કલકત્તેથી રવાના થવાના હતા તેથી જલદીથી જમીને બીછાના ઉપર ગયા હતા.

આ ઠેકાણે કલકત્તાના સુવાનાં બીછાના વીશે કેહેવાનું એ છે કે તીહાં મછર એટલાં તો જબરાં છે કે ઘણું કરી સઘળા જણ કુરતની વગર રાત્રે સુઈ શકતા નથી. મછર કરડેચ તો કરડેચ પણ કરડીને વલગી રેહેચ, અને જલદીથી પાછું ઉડી જતું નથી, એટલું તે જબરૂં છે. જો કોઇ દોસ્તને રાત્રે કંટાળો આપવો હોય તો તેનાં બીછાંનાની કુરતની ઉંઘાડી નાખી એટલે આખી રાત તેને મછરથી જબરો કંટાળો ખમવો પડવાનો. આ ઠેકાણે કલકત્તાને લગતી કેટલીક બાબદો મુકીદેઈ હમને આગળ ચાલવાની ફરજ પડેછે.

**તા૦ ૧૩ મી ફેબ્રુઆરી.** કલકત્તાથી સહવારના સાત વાગે સઘળા દોસ્તોને મળી ભેટીને નીકલ્યા અને નદી પારકરી હોરાના સ્ટેશન ઉપર ૧૧) વાગે જઈ પુગા હતા. આ મથક ઉપરથી રેલવેના બે ભાગ થયા છે, એક લાઈન હીયાથી નીકલેલી દીલ્લી તરફ ચાલેલી છે, અને બીજી લાઈન દક્ષીણ તરફ જબલપોર સુધી ચાલી છે, જીહાં, મુંબઈની જી૦ આઈ. પી. રેલવેની લાઈન, ઉપલી જબલપોરની લાઈન સાથે મળેછે. કલકત્તામાંથી રેલવેની ત્રીજી લાઈન ઊગમણુ તરફ "આસામ" પ્રાંત તરફ જાયછે, જેનુ મથક કલકત્તા શેહેરમાંજ છે.

હમોએ હોરાના સ્ટેશન ઉપરથી પેહેલા રાણીગજ જવાની ટીકીટો લીધી, કારણ રાણીગજ આગળ કોળસાની એક મોહોટી ખાણ છે, જેમાથી બંગાલના રેલવેને ઘણો ખરો કોળસો મળી શકેછે, તે જોવાની ખાએશ થઈ હતી. આગગાડી બરોબર ૧૧) વાગે ઉપડી હતી અને થોડુંક આગળ ચાલતાં હોરાનું ગામ હમારી નજરે પડયું હતુ. આ ઠેકાણાં ઉપર નાળીએરી, તાડ, કેડ, ખજુરગાંનાં ઝાડોની ગીચ ઘટા નજરે પડી હતી, તથા ભાતના અને બીજી ખેતી વાડીવાળાં ખેતરો પણ પુષ્કલ દેખાયાં હતાં. આસપાસની જમીન સઘળી સાફ સપાટ હતી, એક પણ ટેકરી અથવા ડુંગર અથવા ખડક નજર નહી પડતો હતો અને જમીન તમામ જાણે બાગ બગીચાવાળી હોય એવી તાજી અને લીલોત્રીથી ભરપુર નજર આવતી હતી. જે કોઇ મુસાફર પેહેલ વેહેલા હીંદુસ્થાનમા દરીયાને માર્ગે કલકત્તે

પડ્યા કરતી હતી. પાનાઘર સ્ટેશન આગળ આવી પોંહોંચતાં, ટેકરીઓ અને નાહાની ડુંગરીઓ નજરે પડવા માંડી, અને હીયાથી જમીનનો દેખાવ લીલોતરી ભરેલો દેખાવાને બદલે, વેરાન અને ખડક જેવો નજરે પડવા લાગો. પાછલા પોહોરના સવાચાર વાગે રાણીગંજના સ્ટેશન ઉપર આવી પુગા. આસપાસનો દેખાવ હવે ડુંગર, પાહાડ, અને બીયાબાન જંગલ જેવો હતો. જમીન પણ તેવીજ વાંકીટીકી અને એણીગમ પેલીગમ પાણીનાં ખબોચીયાવાળી હતી. સ્ટેશન ઉપર ઉતરીને રાત્રે રેહેવાસારૂ, તેવા લાયક મકાન મેળવવાની ખબર કાહાડતાં, માલુમ પડ્યું કે બંગલા જેવો કોઈબી મકાન તીહા નહી હતો. એકાદ બે ઝાવલીના છાપરાં હતાં, જે હાટેલ તરીકે વપરાતાં હતાં. તેમાં જઈ રેહેવાને સગવડ જેવું નહી માલુમ પડીઆથી, રાત્ર તો, આગગાડીના સ્ટેશન ઉપરના ઉતારૂઓને આસરો લેવાના ઓરડામાંજ, ગુજારવાનો ઠરાવ કીધો. આ ઠેકાણાં ઉપર ખાવા પીવાની જીનસો સારી અને પુરતી નહી મળી આવવાની ખબર સાંભળીને સઘળાઓએ ઠરાવ કીધો, કે સહુવારના પોહોરમાં કોળસાની ખાણ જોઈ ખીજે દીને રાત્રે રાણીગંજથી રૂખસદ લઈ પાછા "બરદ્વાન" જવું. જે ઠેકાણે હમો ઉતરીયા હતા તીહાંથી કોળશાની ખાણ નજદીક બેથી ત્રણ માઈલ દુર હતી, માટે એ ખાણના ઉપરી મી. લાડની રજા, સાંજના લેઈ રાખી, સહવારના પોહોરમાં થંડેપોરે તે જોઈ લેવી, એવો બંદોબસ્ત કરવાને હમાગમાંથી બે ત્રણ જણ તેજ સાંજના કોળશાની ખાણના ઉપરીને તેને બંગલે મળવાને ગયા હતા. હમોએ ભાડુતી ગાડી માંગી જે ઉપરથી હમારે વાસ્તે એક ઘોડાની ભાડુતી ગાડી જેને તીહાંનાં લોક "એક્કા" કરીને બોલેછે, તે લાવી હાજર કીધી હતી. આ ગાડીમાં માત્રે બે જણ બેસી શકે એવી ગોઠવણ કરેલી છે. એક હાંકનાર આગળ બેસેછે અને તેની પાછળ એકજ ઉતારૂ બેસી શકે એટલીજ જગા હોયછે. એક્કાના ઘોડાનું હરનીસ, તથા ગાડી એવી તો બસ્લાપોરી હાલતમાં હતાં કે ટેકાંટરીયાં અને ડુંગરની જગા ઉપર આવી ગાડીમાં બેસીને જવું હમોએ સલામતી ભરેલું નહી ગણીયું હતું, અને વધારે ધાસ્તી ભરેલું એ હતું કે ઘોડો ઉંચો અને ગાડીમાં બેસવાની જગો નીચી હતી, તેથી જો ઘોડો ચમકીને લાત મારે તો હાંકનાર અને ઉતારૂ બંધેના કોહાં ગેપ થાય એવી કફોરી તે ગાડી હતી, અને જે વળી હમોએ પેહેલવેહેલી જોઈ હતી, તેથી તેમાં બેસવાને હમોએ નાપાડી. આ ઠેકાણે ભાડેની

જવાને મવલ નથી પડવાનું. ગણીગંજની કોળસાની ખાણ ૧૮૫૨-૫૩ થી જણાયથી છે, અને તેમાંથી કોળસો ખણી કાહાડવાને "બંગાલ કોલ કંપની લીમીટેડ" નામની ભાગીદારોની એક કંપની થઇ છે, જેવાએ આજ સુધી સારી કમાઇથી કામ ચલાવેલું છે. બંગાલ પ્રાંતના રેલવે ઉપર ઘણું કરીને હીયાંનો કોળસો વપરાયછે, અને સુએઝને મારગે કલકત્તે આવતી આગબોટોમાં પણ હવડાં એ કોળસો વપરાવા લાગો છે. કેહેછે કે આ કંપનીએ સેકડે ૧૦ ટકાથી ૧૬ ટકાનું વીયાજ આપીયું છે. રાણીગંજ અને તેની આસપાસની જગા ઉપર કોળસાની ખાણ મોટી લાગેલી છે, જો કે જે ખાણ હમારા જોવામાં આવી હતી તે ઘણીજ નાહાની હતી. તે આસરે વીસ્તારમાં બે માઈલ હતી. ખાણમાં ઉતરવાનો માર્ગ જમીનની સપાટી ઉપરથી અંદર ઉતરતો કરેલો છે. નવથી દસ ફુટ પોહોળો રસ્તો સેહેડીની માફક ઉતરતો બનાવેલો છે. જમીનની થોડીક ઉંડાણમાં આવે રસ્તે ઊતરીયા પછી, કોળમાનાં થર નજરે પડવા માંડછે. એ પડોમાં ખોદણી કરીને "બોરઘાટ" ના જેવા ટનલો કોતરેલા છે. આ ટનલોમાંથી મસાલની રોશનીથી આગળ ચાલતાં, જે જગા ઉપર કોળસાની ખોદણી ચાલેછે તીહાં આવી પુગીએછ. આ ઠેકાણે સઘલું અંધારૂં અને હવા ઘણી ગરમ લાગેછે. સાફ ખોલી અને થંડી હવા તથા ઉજાસ આવવાને જમીનની સપાટી ઉપરથી બગાડાં પોડેલાં છે. આવાં બગાડ આગળ આવીને જો આપણે ઉભા હોઇએ તો તીહાં થંડો પવન આપણને લાગેછે. આખી ખાણની અંદર ૨૫ થી ૩૦ બગાડાં ઠેકાણે ઠેકાણે પાડેલાં છે. કોળમાની ખોદણીનો આકાર મસાલની રોશનીથી જોતાં, આબેહુબ ઘાગપોરીના અથવા એવાંજ બીજાં પાહાડની અંદરનાં કોતરકામને મળતો આવેછે. જેમ જેમ કોળમો ખોદીને આગળ વધતા જાયછે તેમ તેમ ડાવી અને જમણી બોરદુએ કોળમાનાજ થામલા ટેકાવ માટ રાખીને આસપાસથી ખોદતા જાયછે. ખોદેલા કોળસાને ટોપલામાં ભરીને એક ઠેકાણે લાવી એકઠો કરેછે અને તીહાંથી લોહેડાંની રેલ ઊપર ચાલતી ગાડીઓમાં ભરીને માણસો કોળસાની ખાણના મોહોડાં આગળ લાવેછે અને જીહાંથી જમીન ઉપર કપીથી ખેંચી લીએછે. કોળમાના પડોમાંથી વરસાદની મોસ્માફક પાણીના ઝરા વરશેછે, જે પાણી બંબાની મારફતે બાહેર ખેંચી કાહાડેછે. આએ ખાણની અંદર મસાલ લેઈ જવામાં કંઈ ધાસ્તી જેવું નથી, તેનુ કારણ એ જે એ ખાણ કંઈ ઘણી ઊંડી નથી, તેની

આનાકાની કીધી, પણ જારે પઈસા ઉપર તેની નજર પડી, એટલે તેને હીમત આવી. આ છોકરાએ જે રાગ ગાંયો તેના શબ્દોનો અર્થ તો હમો સમજી શકયા નહીં; પણ તેના રાગની ધપ ઉપરથી અને બેચાર શબ્દો તેના મોહોડાંથી સંભળાયા તે ઉપરથી હમો, સઘળા સમજીયા હતા કે તે છોકરાએ સંથાલ લોકની હોલીનો રાગ ગાયો હતો. આવા જંગલી લોકમાં પણ રાગની લેહજત અને રાગનું ગ્નાન છે, એ જોઈ હમોને ખુશી સાથની તાજુબી ઉત્પન્ન થઈ હતી. તાજુબી એટલા સારૂ કે આવા જંગલી લોકમાં પણ પેલા અવતારી કૃષ્ણનું નામ મશહુર થયલું છે, અને તે એકજ રીતે અને એકજ મતલબે આખા હીંદુસ્થાનમાં,શેહેરે શેહેર, અને ગામે ગામ અને હમો વધારીને બોલીએછ, કે જંગલે જંગલ વઢીક જાહેર થઈ પડેલું છે. મથુરા શેહેરમાં જન્મ પામેલા શ્રી કૃષ્ણ, વિષ્ણુનો આઠમો અવતાર, નંદ ગોવાળીયાનો ચેલા; ગોકુળની હજારો ગોપીઓનો મનોહારી ગોપાલ,ખીજકા બાંકોબાસી, સ્યામલ ગીરધારી, કાહાન અથવા જગપ્રસિદ્ધ કનૈયા અને તેની મધુર, મનમોહન મુરલી અથવા બાંસરી વીશે હીંદુસ્થાનમાં નાહાનાથી મોહોટાં અને જંગલીથી સુધરેલા તમામ લોક જાણીતાં થયલાં છે. પેલા સંથાલ છોકરાના મોહોડામાંથી આ શબ્દો નીકળતાંને વાર હમો પામી ગયા હતા કે "કાહાના બાંસરી બજાઈ" એ મતલબનું ગાયન તે કરેછે. ગાયનની બાબદ ઉપર હમો વધારે વીગતથી મથુરા, બીંદ્રાબન, ગોકુલ અને બીજા શેહેરો તથા દીલ્લી, ગોવાલીયર અને ઇનદોર વીશે બયાન કરતી વેલા બોલવાની ઉમેદ રાખીએછ. ગાયનનો રસ હજુર હીંદુસ્થાનના એ શેહેરોમાં કેવો અને કેટલો બાકી રહેલા છે તે હમો સારીપેઠે દેખડાવી શકશું.

સંથાલ લોક ઘણું કરીને કમરથી માથાસુધી નાગા રેહેછે, પણ આ ઠેકાણું ઉપર કામે લાગેલા મજુરોએ આખાં શરીર ઉપર મુલાહજા ભરેલો પોશાક પેહેરેલો હતો, તે ખાણના ઉપરી યુરોપીયનના સમજાવીયા ઉપરથી, ફેહેરેલા હતો, અને એકવાર તેમને ટેવ પડીયાથી તેવા પોશાક વગર તેમને ગમતું નહીં હતું. આ લોક જબરા દારૂ પીનારાં છે, પોતાની કમાઇનો ઘણોખરો ભાગ દારૂ પીવામાં ખરચી નાખેછે, એવું હમને જણાવામાં આવીયું હતું.

હમો બાકીનો અહેવાલ આ પુસ્તકમાં વધારે આગલ ચલાવી નથી શકતા તેથી ખચીત દીલગીર છઇએ. જો આપણા દેશીઓ તરફથી આ અહેવાલના પેહેલાં પુસ્તકને પુરતો આસરો મળીઓ તો હમો આ મુસાફરીનો બાકીનો ભાગ



RIVER FACE OF CHATTAR MANZIL, LUCKNOW

૪ છતરમંઝીલનો નદી પરથી દેખાવ—લખનૌ



CHATTAR MANZIL FROM WEST — LUCKNOW

૫ છત્તરમંઝીલનો દેખાવ પશ્ચીમ તરફથી–લખનૌ



GATE OF KASERBAG _LUCKNOW

૮. કૈસરબાગનો દરવાજો—લખનૌ



BAILLIE GUARD GATE—LUCKNOW

૫. બેલીગાર્ડનો દરવાજો—લખનૌ



RESIDENCY—LUCKNOW

૧૧ રેસીડન્સી—લખનૌ



GATE OF GREAT IMAMBARA LUCKNOW

૧૨. મોટા ઇમામવાડાનો દરવાજો.—લખનૌ.



GATE OF HOSEENABAD — LUCKNOW

૧૩ હુસીનાબાદનો દરવાજો — લખનૌ



PALACE IN FORT — AGRA



MOTEE MASJID — AGRA

৮ মোতী মসজেদ — আগ্রা



TAJ FROM RIVER SIDE —AGRA

નદીની બાજુએથી દેખાતો તાજ—આગરા



Vincent Brooks Day & Son Ltd

ORNAMENT ON THE TOMB _AGRA

૨૦. કબર ઉપરના મીનાકાર જવાહિરનાં ફુલ.–આગ્રા



GATEWAY OF THE TAJ, AGRA

૧૭. તાજમેહેલનો દરવાજો — આગ્રા.



Vincent Brooks Ltd

SIDE VIEW OF THE GATE AGRA

૫૪ તાજના દરવાજાની બાજુનો દેખાવ —આગ્રા



LAHORE GATE PALACE DELHI

લાહોર દરવાજાનો મહેલ—દીલ્હી



SELIMGAD AND PALACE — DELHI

૩ સેલીમ ઘડ અને મેહેલ —દીલી



TOMP OF MAHOMED TOGLUCK _DELHI



Vincent Brooks Day & Son Lith.

THE LATE EMPEROR OF DELHI

૧૦. દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ